[illegible] એમ. એ., બી. એડ

# પ્રતાપી પ્રતાપ

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ—મુંબઈ

૧૯૨૫

॥ શ્રી ॥

# પ્રતાપી પ્રતાપ

મહારાણા પ્રતાપની ઇતિહાસ અને દંતકથાના આધારે
લખવામાં આવેલી કાવ્યો સહિત કાદમ્બરી




કર્તા:–

કવિ છગનલાલ અમથારામ બ્રહ્મભટ્ટ



પ્રકટ કર્તા

"ગુજરાતી" પ્રેસના માલીક

સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ,

મુંબઈ

ઇ. સ. ૧૯૨૫ સંવત્ ૧૯૮૨

કિંમત

રૂ.-૨-૦-૦

# પ્રકાશકનું નિવેદન

"ગુજરાતી કેસરી" પત્રના ગ્રાહકોના હસ્તકમળમાં પ્રાતઃસ્મરણીય પુણ્યશ્લોક મહારાણા પ્રતાપની આ સત્ય અને દંતકથા મિશ્રિત ઐતિહાસિક કાદંબરી મૂકતાં કંઇક અલ્પ નિવેદન કરવાની રજા લઉં છું. આ વાર્તાનો સાર આજથી ચારેક વર્ષ ઉપર મહેસાણાના બ્રહ્મભટ્ટ કવિશ્રી છગનલાલ મુંબઈ પધાર્યા હતા ત્યારે તેમણે પોતાની મધુર વાણીમાં કહી સંભળાવ્યો હતો, અને તેમાં પણ મહારાણા શ્રીપ્રતાપ ઉપર એક જ દિવસે કેટલાં દુઃખો આવી પડ્યાં તે વૃત્તાંત સાંભળતાં મારી સાથે સાંભળનારાઓ પણ ચકિત અને મુગ્ધ થઈ ગયા હતા. વાર્તા સાંભળી રહ્યા પછી મેં કવિશ્રીને આ કથા વાર્તારૂપે લખી આપવાની વિનતી કરી. તેમણે મને જણાવ્યું કે જેમ કહેવામાં અમે રસીક છીએ તેમ લખવામાં નથી, અને વાર્તા લખવાનો મહાવરો નથી, તેથી મારાથી લખી નહિ શકાય. મેં જણાવ્યું કે તમને જે સાધનો જોઇએ તે આપીશ પણ લખવા માંડશો તો લખી શકાશે. તેમણે મારા આગ્રહથી આ વાર્તા લખી આપી. પણ તે પ્રકાશનના અભાવે મારી પાસે પડી રહી. તે પછી આજે ઈશ્વર કૃપાએ તે પ્રકટ કરવાનો અવસર આવ્યો છે. તે માટે જેટલો મને આનંદ લાગે છે તેટલો મૂળ ગ્રન્થકર્તા આજે વિદ્યમાન નથી તેથી શોક થાય છે. સદ્ગત કવિએ ગ્રન્થ છાપતી વખતે તેમાં આવેલાં કાવ્યો બરાબર શુદ્ધ કરી આપવા વચન આપેલું, પણ તે પરિપૂર્ણ થઈ શકે તે પહેલાં તેઓ પરલોક પ્રયાણ કરી ગયા છે; તેથી આ ગ્રન્થમાં જે જે કાવ્યો આપેલાં છે, તેમાં કાળજી રાખવા છતાં પણ, મારવાડી-મેવાડી અને વ્રજ ભાષાથી મિશ્ર રાજપુતી ભાષાનું જોઇએ તેટલું જ્ઞાન નહિ હોવાથી, કાવ્યો મનઃપૂર્વક શુદ્ધ આપી શકાયાં નથી તે માટે "ગુજરાતી કેસરી"-ના ગુણજ્ઞ અને રસજ્ઞ વાંચકો દરગુજર કરશે એવી આશા છે. ગ્રન્થાગત હકીકત ટાડકૃત રાજસ્થાનમાં આવેલી હકીકત કરતાં વિશેષ છે, અને અત્યાર સુધીમાં સ્કૉટ કે બાયરન, રેનાલ્ડ કે ડુમા કે વાલ્ટર વગેરેની નવલકથાના આધારે અથવા

શેક્સપિયરના નાટકોની છાયા લઇને રચાયલાં ઉર્દૂ વગેરે ભાષાના નાટકોને આધારે ઇતિહાસના એકાદ સમયનાં પાત્રો લઇને તેઓને વિદેશીને બદલે હિન્દી વસ્ત્રાભૂષણ કરાવી, ચિત્રવિચિત્ર અને કોઇવાર કેવળ અનાર્ય અથવા અહિન્દીમય ભાવોથી રંગી ગુજરાતી ભાષામાં લખાતી વાર્તાઓ કરતાં વિદેશી સાહિત્યના સંપર્કથી અલિપ્ત એવા એક બ્રહ્મભટ્ટને હસ્તે લખાયલી સત્ય હકીકતવાળી આ ઐતિહાસિક કાદંબરી ગુજરાતી પ્રજાજનને વધુ પસંદ પડશે એમ માનીને આ નવલકથા પ્રકટ કરવામાં આવી છે. ગ્રન્થકર્તા જો આજે વિદ્યમાન હોત અને લેખનવ્યવસાય આવી રીતે ચાલુ રાખી શક્યા હોત તો એક સુંદર સમપ્રમાણ લેખક ગુજરાતી ભાષામાં નીવડતે. પણ દૈવની ઇચ્છા અન્ય, ત્યાં આપણી ગતિ કેટલી! જો આ વાર્તા લોકાદરને પાત્ર થશે તો તેમની લખેલી બે ત્રણ નાની ઐતિહાસિક વાર્તાઓ ગૂર્જર પ્રજા સમક્ષ રજુ કરીશ. આ વાર્તામાં જે કાવ્યો આપવામાં આવ્યાં છે તેમાં ભૂલો ક્યાં રહી ગયેલી છે તે કોઈ સજ્જન વિદ્વાન્ વાચક જણાવશે તો તેનો ઉપકાર માનીશ. ગુજરાતનો શ્રીમંત વર્ગ અથવા તો રાજા રજવાડાઓ અથવા તો સાહિત્ય પરિષદ જેવી સંસ્થાઓ ભાટ અને ચારણ લોકો પાસેથી ગુજરાત અને રજપુતાનાના ઇતિહાસ સંબંધમાં ગમે તે ભોગે અસ્ત પામતું ઐતિહાસિક સાહિત્ય, દંતકથાઓ વગેરેનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન કરશે તો પ્રજા તેમની સદાની ઋણી રહેશે. છેવટે એ જ પ્રાર્થના છે કે સદ્ગત કવિશ્રી છગનલાલનો અમર આત્મા તેમની આ કૃતિની પ્રસિદ્ધિ જોઇને તૃપ્ત થાવ.

મુંબઈ
ગુજરાતી પ્રિ. પ્રેસ.
૧૯૮૨ ચમાદ્વિતીયા

નમ્ર નિવેદનકાર
નટવરલાલ ઇચ્છારામ દેશાઈ

॥ श्री ॥

श्रीमते वेङ्कटेशाय नमः ॥

# લેખકના બે બોલ

વ્હાલા વાચકો,

આપના સમક્ષ હાલ જે વાર્તા રજુ કરવામાં આવી છે, તે એક એવા વીર પુરૂષની છે કે તેના નામથી આ દેશનું એક બાળક પણ ભાગ્યે જ અજ્ઞાન હશે. બલ્કે સમગ્ર હિન્દનો કોઇક જ દેશ એવો હશે કે જે દેશવાસીઓ આ વીર કેસરીને ઓળખતા નહીં હોય. એટલે આ વાર્તાના નાયક મહારાણા પ્રતાપની વિશેષ રીતે ઓળખ આપવાનો પ્રયાસ કરવામાં આવ્યો નથી.

આ વીર કેસરીનાં ચરિત્રોની અનેક વિદ્વાનોએ અનેક વાર્તાઓ લખી છે, પરન્તુ તે તમામ લગભગ ઇતિહાસોના આધાર ઉપર લખવામાં આવેલી હોવાથી, તેમાં ઘણી ખરી સત્ય હકિકત રહી ગયલી છે, એમ આપણને દંતકથાકારો પાસેથી મહારાણાનાં ચરિત્રો સંબધી વાર્તાઓ સાંભળતાં જ્ઞાન થાય છે અને તેનું કારણ માત્ર એટલું જ જણાય છે કે, ચહાય તો ઇતિહાસ લેખકોએ તે તરફ દુર્લક્ષ આપ્યું છે અથવા તો તેમના લક્ષ ઉપર દંતકથાકારોની હકિકત આવી નથી. ગમે તેમ હોય પરન્તુ દંતકથાકારો પાસેની હકિકત ઈતિહાસમાં આવેલી નહીં હોવાથી, જેના સંબધમાં તે હોય તેને, જેના પાસે તે હોય તેને અને ખુદ્દ સમગ્ર ભારતવાસીઓને પણ અન્યાય થવા સરખું થયું છે. આવી રીતે દંતકથાઓનો સંગ્રહ કરી પ્રથમની વાર્તા જાહેર પ્રજા સમક્ષ રજુ કરવાનું માન ખરેખર 'ગુજરાતી' પ્રેસના માલીક અને ગુજરાતી સાહિત્યોદ્ધારક નરરત્ન સદ્દગત રા. રા. ઇચ્છારામભાઇને ઘટે છે. અને ગુર્જર પ્રજા હમ્મેશને માટે તે સાક્ષર રત્નની ઉપકારી રહેશે.

સદ્દગત રા. રા. ઈચ્છારામભાઇના પગલે ચાલી તેમના સુપુત્રોએ પણ ઐતિહાસિક વાર્તાઓ પ્રસિદ્ધિમાં મૂકી છે, અને હજુ સુધી પણ તેના સારૂ પ્રાચીન વાર્તાઓનો બહોળાં દામ ખર્ચી સંગ્રહ કરે છે, તે ગુર્જર પ્રજાના ઓછા સૌભાગ્યની વાત નથી જ. ખરેખર ગુર્જર પ્રજાએ તેમનો પણ ઉપકાર માનવો ઘટે છે. ગુજરાતમાં ઘણા પ્રેસો અને ઘણા બુકસેલરો છતાં પણ તેઓ જ્યારે મુખ્યત્વે ઉદરપોષણાર્થે જ ધંધો ચલાવે છે, ત્યારે 'ગુજરાતી' પ્રેસ તરફથી ગુર્જર સાહિત્ય અને દેશનું અન્ય ભાષાઓનું સાહિત્ય પણ સંઘરી રાખી પરોપકાર પણ કરવામાં આવે છે.

દંતકથાઓનો ઘણો સંગ્રહ માત્ર બ્રહ્મભટ્ટ અને ચારણ કોમોના વિદ્વાન્ વાર્તાકારોના સમાજ પાસે જ છે અને જ્યારે તેઓ સ્વમુખથી વાર્તા કહે છે ત્યારે તે કેટલી રસિક અને આનંદદાયિની થાય છે, તેનો અનુભવ તો જેઓ આવી વાર્તાઓ સાંભળવા ભાગ્યશાળી બન્યા હશે તેમને જ હશે. ઘણા વિદ્વાનો આ દંતકથા

ઉપર વજન રાખવા ના પણ પાડે છે, પરન્તુ હું તો તેમના તે મત સાથે સમ્મત થઈ શકતો નથી. કારણ કે તે તો માત્ર તેમનો ભ્રમ જ છે. કહેવામાં આવ્યું છે કે વાતાં ચીતાં સાખીયાં એમ વાર્તાઓ અને કાવ્યો જ આવાં ચરિત્રોનાં સાક્ષીભૂત છે. પછી તેને ખોટાં માનવાનું શું કારણ? હા, એટલી હકિકત ચોક્કસ જ છે કે તેમની વાર્તાઓ પેઢીધર મુખપાઠ ચાલી આવેલી હોવાથી તેમાં પાત્રોનાં નામોનો, સંવતોનો અને સ્થળોનાં નામોનો ફેરફાર હોય છે અથવા હોતાં જ નથી, પરન્તુ એટલા જ ઉપરથી સમગ્ર હકિકત ખોટી છે એમ તો ન જ કહી શકાય. તેમની સત્યતા બાબત શંકા લેવી એ તો માત્ર પોતાની મૂર્ખતા પ્રસિદ્ધ કરવા સરખું જ છે. કારણ કે જેમનાં વર્ણનો ઉપરથી વિદેશી વિદ્વાનોએ તેમની પ્રશંસા કરીને ઇતિહાસો લખ્યા છે તેમને ખોટા માનવા તે ઉચિત નથી જ. આ દંતકથાકારોની હકિકત નહીં મેળવવામાં આપણે દેશને અન્યાય કરીએ છીએ, અને આપણા ઇતિહાસને પણ નુકસાન કરીએ છીએ એમ કહ્યા સિવાય છૂટકો જ નથી.

જો આવા પ્રાચીન વાર્તાઓના સંગ્રહકર્તા, દંતકથાકારોને રાજા રજવાડા અને ધનીકવર્ગ સહાય કરે તો તેઓ પોતાની ઉમદા કથાઓ જનસમૂહ આગળ રજુ કરવા શક્તિમાન્ થઈ શકે. અને આવી રીતે જો તેમને સહાય કરવામાં આવે તો તેવા સહાય કર્તાઓ દેશને એક સારામાં સારા પ્રકારનો ઉપકાર કરનાર માની શકાય, કારણ કે તેમની સહાયથી આ દંતકથાકારો પાસેથી દંતકથાઓ એકઠી કરી (જેમ 'ગુજરાતી' પ્રેસ તરફથી પ્રસિદ્ધ થાય છે તેમ) પ્રસિદ્ધ કરવામાં આવે તો તેથી એક પંથ દો કાજ જેવું થાય અર્થાત્ કે વાર્તાની વાર્તા અને ઇતિહાસ શોધકોને ઉપયોગી સાધન મળી આવે એમ મારૂં માનવું છે. વળી જો આ લોકોને સારી રીતે સહાય કરવામાં ન આવે તો હાલના કથાકારોની હયાતિ બાદ આપણને તેવા કથાકારો અને કથાઓ ઉપલબ્ધ થઇ શકે કે નહીં? તેની પણ પૂર્ણ શંકા છે. અને જો ભવિષ્યમાં તેવું પરિણામ આવે તો દેશને કંઈ ઓછું લાંચ્છનપ્રદ ન જ કહેવાય. જો તેમની કથાઓથી ઇતિહાસને કંઇ લાભ થવા સંભવ નથી એમ કોઇનું માનવું થતું હોય તો તેમણે યાદ રાખવું જોઇએ કે તેમની વાર્તાઓમાં નીતિનો એક એવો ભાગ સમાયલો છે કે, જે "ભર્તૃહરિ" 'શુક્ર' 'વિદુર' 'ચાણક્ય' વગેરે નીતિઓ વાંચી સમજવા કરતાં, તેમના મોઢેથી સાંભળવાથી આપણા મગજ ઉપર ત્વરિત અસર કરે છે, અને તેથી પણ તેમની વાર્તાઓ અને કવિતાઓનો સંગ્રહ કરવાની જરૂર છે.

મેં આ વાર્તામાં જે હકિકત લીધી છે તે કર્નલ ટૉડકૃત રાજસ્થાનના ઇતિહાસમાંથી અને વિશેષે કરીને દંતકથાકારોના મુખપાઠેથી સાંભળેલી હકિકત છે. દંતકથાકારોની હકિકતની સત્યતા માટે વાર્તામાં આપેલાં કાવ્યો સાક્ષી પૂરે છે. અને તેથી તેવી ઐતિહાસિક હકિકત વાચકોના લક્ષ ઉપર આણવાનું ઉચિત માનવામાં આવ્યું છે. વળી આ વાર્તામાં વિશેષપણું એ છે કે જ્યારે અન્ય વિદ્વાનો તરફથી આવા મહાન્ પુરૂષોનાં કાવ્યો તરફ દુર્લક્ષ આપવામાં આવે છે, ત્યારે મેં કાવ્યોનો સંગ્રહ રાખવા સારૂ આ વાર્તામાં મળી શક્યાં તેટલાં તમામ કાવ્યો દાખલ કર્યાં છે. મેં આ વાર્તા ખાસ કરીને ટુંકી કરી છે, કારણ

કે આ મારો પ્રથમ પ્રયાસ હોવાથી આવી કાવ્ય સાથેની વાર્તાઓ જનસમાજ પસન્દ કરે છે કે નહીં? તે આથી જાણી શકાશે અને જો વાચકો તરફથી આ વાર્તાને યોગ્ય આવકાર મળશે તો વિશેષ કાવ્યો મેળવવા મારો પ્રયાસ છે, તે મળી આવશે અને બીજી આવૃત્તિ કહાડવાનો પ્રસંગ આવશે તો હું તે વખતે તેમાં કાવ્યોની વૃદ્ધિ કરવાનો પ્રયાસ કરીશ.

વસ્તુ માત્ર ગુણ અને દોષમય હોય છે, એટલે મારી આ વાર્તામાં પણ દોષ હોવાનો બહુધા સંભવ છે. વળી હું કોઈ પ્રસિદ્ધ લેખક નહીં હોવાથી લખવાની શૈલીમાં પણ કદાચ વિદ્વાન્ લેખક મહાશયોને દોષ દેખાઈ આવવા સંભવ છે. પરન્તુ હું આશા રાખું છું કે તેઓ મારા દોષ તરફ લક્ષ ન આપતાં, માત્ર મહારાણા પ્રતાપના ગુણ કથનરૂપ ગુણને જ ગ્રહણ કરશે.

સજ્જનો અને દુર્જનોમાં એટલી ભિન્નતા છે કે, જ્યારે સજ્જનો હરેક વસ્તુમાંથી શોધ કરીને પણ ગુણને ગ્રહણ કરે છે, ત્યારે દુર્જનો દોષો જ શોધતા રહે છે, પરન્તુ જો સજ્જનો ગુણ ગ્રહણ કરશે તો હું મારી મેહેનતનું સાર્થક થયું છે એમ માનીશ, જે વિદ્વાનો હિતૈષી તરીકે કોઈ પણ પ્રકારની સૂચના મને કરશે તેમનો હું ઉપકાર માનીશ.

મને આ વાર્તાની વસ્તુઓ જે જે દંતકથાકારો પાસેથી મળી છે તેમનો તેમ જ જે જે ગ્રન્થોમાંથી મેં સહજ પણ મેળવી છે તે તે ગ્રન્થોના કર્તાઓનો આ સ્થળે ઉપકાર માની વિરમું છું.

મહેસાણા-ગુજરાત
તા૦ ૧૪-૬-૨૨.

વાચકોનો કૃપાપાત્ર સેવક,
કવિ છગનલાલ અમથારામ બ્રહ્મભટ્ટ

# અનુક્રમણિકા





# પ્રતાપી પ્રતાપ

## પ્રકરણ પહેલું

### રાણાવંશની પ્રાચીનતા અને પવિત્રતા*

માઈ એહા પૂત જણ, જેહા રાણ પ્રતાપ;
અકબર સૂતો ઔધકે, જાણ શિરાણૈં સાંપ.

(બિકાનેરવાળા પૃથિસિંહજી)

**અર્થ**–હે માતા, પુત્ર જણે તો, એવા સુપુત્ર જણ કે જેવા મહારાણા પ્રતાપસિંહ, કે જેને યાદ આવતાની સાથે જ જાણે પોતાના ઓશિકે સાપ છે એમ સમજીને બાદશાહ અકબર ચિત્ત ભ્રમિતની માફક ચમકી ઉઠે છે.

મહારાણા પ્રતાપના પવિત્ર નામથી રજપુતાનામાં તો શું, પરંતુ સમગ્ર ભારતવર્ષમાં કોણ અજ્ઞાત હશે? તે પોતાના નામને પોતાનાં પરાક્રમોથી યાવત્ચન્દ્રદિવાકર અમર કરતા ગયા છે. એમનો પવિત્ર વંશ પણ એવો જ પવિત્ર અને પ્રસિદ્ધ વંશ છે. તે વંશના રાજાઓ એક એકથી ચઢીઆતાં કૃત્યો કરવાવાળા થઈ ગયા છે.

આ વંશ ભગવાન્ રામચન્દ્રનો સૂર્ય વંશ છે. અયોધ્યાપતિ ભગવાન્ રામચન્દ્રને લવ અને કુશ એ નામના બે પુત્રો હતા. તે પૈકી લવનો વંશ તે આ મહારાણા વંશ છે, અને કુશનો વંશ તે આમેર અથવા જયપુરના રાજ્ય કર્તાઓ છે, અને તેથી જ તેઓ પોતાને કુશાવહ અથવા કછવાહાના નામથી ઓળખાવે છે. આ બન્ને વંશો પવિત્ર હોવા છતાં પણ લવ વંશીઓએ અનેક પ્રકારનાં સંકષ્ટો સહન કરીને પણ પોતાના વંશનું ગૌરવ સાચવી રાખ્યું છે. ત્યારે કુશ વંશીઓએ તે ગૌરવને બીજા રાજવંશીઓની સાથે જ તિલાંજલી આપી છે.

---

* કર્નલ ટૉડ સાહેબે આ સબંધમાં પોતાના રાજસ્થાન નામના ગ્રન્થમાં બહુ જ સારું વર્ણન કર્યું છે. અમોએ તેનો કેટલો સાર તથા દંતકથાકારોના વર્ણનના કંઇક કંઇક આધાર ઉપર હાલના પુસ્તકમાં વર્ણન કર્યું છે. મહાત્મા ટૉડે ખાસ કરીને ભટ્ટ ગ્રન્થો ઉપર આધાર રાખ્યો છે, અને સત્ય કહેવામાં આવે તો પ્રાચીન ઇતિહાસ અદ્યાપિ પણ બ્રહ્મભટ્ટ અને ચારણ કોમોની દન્તકથાઓમાંથી વિશેષ રીતે ઉપલબ્ધ થઈ શકે તેમ છે.

વળી મહાત્મા ટૉડ સાહેબને ઉદયપુરની રાજસભામાંથી કેટલાક ઐતિહાસિક હકીક્તવાળા ગ્રન્થો પણ મળી આવ્યા હતા અને તેના ઉપર પણ તેમણે આધાર રાખ્યો છે. તેમણે પોતાનો ગ્રન્થ લખવામાં જે ગ્રન્થોનો આધાર લીધો હતો તે પૈકી કેટલાંક નામ આપ્યાં છેઃ–

સૂર્યવંશી રાજા કનકસેન લોહગઢ—હાલના લાહોરમાં—રહેતા હતા. ત્યાંથી તેઓ સં. ૨૦૦ માં તે દેશનો ત્યાગ કરીને સૌરાષ્ટ્ર—કાઠીઆ-વાડના સોરઠ એટલે જુનાગઢ રાજ્યમાં આવીને વસ્યા હતા. જ્યારે તેઓ સૌરાષ્ટ્ર દેશમાં આવ્યા ત્યારે કહેવામાં આવે છે કે તે દેશ ઉપર પવાર વંશના રાજાની સત્તા હતી. રાજા કનકસેને તે પવાર વંશીય રાજાને પરાજિત કર્યો અને તેઓ ત્યાંના રાજા થયા.

રાજા કનકસેન પછી ચોથી પેઢીએ વિજયસેન નામનો રાજા થયો. તેણે વલ્લભીપુર અને વિદર્ભ (એટલે હાલનું સિહોર નગર) વસાવ્યાં હતાં. કેટલીક શોધના અંતે એમ જણાયું છે કે ભાવનગરથી વાયવ્ય કોણમાં પાંચ કોશના અંતરે 'વળા' નામનું ગામ છે, તે વલ્લભીપુરનો બચેલો ભાગ છે. આ વલ્લભીપુરથી જ મેવાડ રાજ્યની સ્થાપના થઇ હતી એમ ઘણા લોકોનું કહેવું છે, પરન્તુ આ નિર્ણય અદ્યાપિ આખરનો માની શકાતો નથી.

રાજા કનકસેનની આઠમી પેઢીએ શિલાદિત્ય નામનો રાજા થયો એના સમયમાં મ્લેચ્છોએ વલ્લભીપુરનો ધ્વંસ કર્યો. આ શિલાદિત્યના જન્મ અને તેની બાલ્યાવસ્થા સંબંધમાં ટૉડકૃત રાજસ્થાનમાં જૂદા જૂદા પ્રકારની બે હકિકતોનું વર્ણન કરવામાં આવ્યું છે.*

---

(૧) ખુમાનરાસો—શ્રીરામચન્દ્રજીથી લઇને ગ્રન્થ રચવામાં આવ્યો ત્યાં સુધીના તમામ સૂર્ય વંશી રાજાઓનું વર્ણન આમાં કરવામાં આવ્યું છે. (૨) રાજ-વિલાસ—આ ગ્રન્થ માનકુવેરેશ્વરે વ્રજ ભાષામાં લખેલો છે. (૩) રાજ રત્નાકર—આ ગ્રન્થના કર્તા સદાશિવ ભટ્ટ છે. આ તથા રાજવિલાસ બન્ને ગ્રન્થો રાણા રાજસિંહના સમયમાં રચાયા છે. (૪) જયવિલાસ—આ ગ્રન્થ રાણા જયસિંહના સમયમાં રચવામાં આવ્યો છે. (૫) માલદેવ પરિશિષ્ટ-કમલમેરના દેવમંદિરના સર્વ શિલાલેખોનું આ ગ્રન્થમાં વર્ણન છે. (૬) શત્રુંજય માહાત્મ્ય—આ એક જૈન ગ્રન્થ છે.

આ સર્વ ગ્રન્થો હસ્તલિખિત છે. એ સિવાય ભટ્ટ લોકોના અપ્રસિદ્ધ ગ્રંથો, વંશપત્રિકાઓ, શિલાલેખો, તામ્રપત્રો, જૈન ગ્રન્થો, આઇન-ઈ-અકબરી, શાહનામા, જહાંગીરનામા, તારિખફિરસ્તા, આદિ અનેક ફારસી તથા અરબી ગ્રન્થોદ્વારા મેવાડની ઐતિહાસિક વાતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

(જુઓ ટૉડકૃત રાજસ્થાનમાં તેનો ઇતિહાસ.)

* ગુર્જર દેશમાં કૈયરનામક એક નગર હતું. આ નગરમાં દેવાદિત્ય નામનો બ્રાહ્મણ રહેતો હતો. આ બ્રાહ્મણ વેદ વેદાંગનો જ્ઞાતા હતો. તેને એક સુભગા નામની કન્યા હતી. દેવાદિત્યે પોતાની કન્યાનો વિવાહ કર્યો, પરન્તુ તે અભાગિની કન્યા, વિવાહની રાત્રે જ વિધવા થઇ. સુભગાના ગુરૂએ તેને બીજ મંત્ર આપ્યો હતો. એક દિવસ તેણે ભાન ભૂલિ તે મંત્રનો ઉપચાર કર્યો. આથી

**મહારાજા શિલાદિત્ય શત્રુઓના સામે પોતાના સામર્થ્યપર આધાર રાખી કેસરિયાં કરી લડ્યા, પરન્તુ તેઓ પોતાના વીર પુરુષો સાથે સમરશાયી થયા, અને વલ્લભીપુરમાં તેમનું નામનિશાન સુદ્ધાંત પણ રહ્યું નહીં.**

---

તુરત જ સૂર્ય ભગવાને પ્રકટ થઈ તેને આલિંગન દીધું અને તત્ક્ષણ જ અંતર્ધ્યાન થઈ ગયા. થોડા જ દિવસમાં સુભગાને ગર્ભનાં લક્ષણો જણાયાં. આ વાતની દેવાદિત્યને ખબર પડતાં તે અત્યંત વ્યાકુળ થયો, પરન્તુ યોગબળથી જ્યારે તેણે મૂળ કારણ જાણ્યું ત્યારે તેનો સમસ્ત શોક વિલુપ્ત થયો. તે છતાં પણ તેણે સુભગાને પોતાને ઘેર ન રાખતાં એક દાસીની સાથે વલ્લભીપુર મોકલી દીધી. આ નગરમાં સુભગાને એક પુત્ર તથા એક પુત્રીની પ્રાપ્તિ થઈ. સુભગાનો પુત્ર મોટો થયો ત્યારે તેને ભણાવવાના માટે વિદ્યાલયમાં મોકલવામાં આવ્યો. તેના મિત્રો તેનું ગૂઢ જન્મ વૃત્તાંત જાણી તેને 'ગુપ્ત' નામથી બોલાવી તેના ઉપર અનેક પ્રકારના અત્યાચાર કરતા હતા. આથી 'ગુપ્ત'ને અત્યંત દુઃખ થતુ, તેને શયન અથવા ભોજન કરતી વખત પણ કોઈ પ્રકારનું સુખ થતુ ન હોતું. તેને અત્યંત ચિંતા થતી, તેને અનેક પ્રકારની શંકા થતી. જ્યારે તેના સહાધ્યાયીઓ તેના પિતાનું નામ પૂછતા ત્યારે તે નિરુત્તર બની જતો. આ શું ઓછા દુઃખની વાત છે? જે પિતા દ્વારા તે ઉત્પન્ન થયો તેને તે ઓળખતો નહોતો. તેણે તેને એકવાર પણ દીઠો નહોતો, તેણે તેને એકવાર પણ બોલાવ્યો નહોતો. આથી તે બાળકના હૃદયમાં અત્યંત શોક થયો. થોડા સમયમાં જ તે બાળકનું કોમળ હૃદય ચિંતા રૂપી વિષથી જર્જર થઇ ગયું. તેના સહાધ્યાયીઓ તેના પિતાનું નામ પૂછીને તેનો જીવ અત્યંત બાળતા હતા. તે મનનું દુઃખ મનમાં જ છૂપાવીને ઘેર ચાલ્યો આવતો અને પોતાની માતાને પોતાના પિતાનું નામ વારંવાર પૂછતો, પરન્તુ સુભગા કાંઈ ઉત્તર આપતી નહીં. તે પોતાના પુત્રને ગોદમાં લઇ સમજાવી પટાવી શાંત રાખતી. આ પ્રકારે ઘણા દિવસ વ્યતીત થઈ ગયા, પરંતુ 'ગુપ્ત'ને પોતાના પિતા વિષે કાંઇ માહિતી મળી નહીં.

અંતે એક દિવસ 'ગુપ્ત'ને તેના સહાધ્યાયીઓએ ખૂબ સતાવેલો હોવાથી તે અત્યંત ક્રોધાયમાન થઇ પોતાની માતા પાસે આવ્યો, અને તેણે સિંહ સમાન ગર્જના કરી કઠોર અવાજથી કહ્યું; "જો તું હમણાં મારા પિતાનું નામ નહીં બતાવશે તો હું તારો પ્રાણ લઇશ." 'ગુપ્ત'ના આ ભયદાયક શબ્દો પૂરા થાય તે પૂર્વે સૂર્ય ભગવાન્ તેના આગળ પ્રગટ થયા અને તેને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. તત્પશ્ચાત્ તેઓ 'ગુપ્ત'ના હાથમાં એક પાષાણનો ટૂકડો આપી બોલ્યા; "આ પાષાણનો ટૂકડો હાથમાં લઇને તું જેને સ્પર્શ કરશે તે તત્ક્ષણ પતન પામશે." 'ગુપ્તે' આ પાષાણના ટૂકડાથી પોતાના સર્વ સહાધ્યાયીઓને પરાજિત કર્યા. થોડા વખતમાં આ સમાચાર વલ્લભીપુરના રાજાના સાંભળવામાં આવ્યા. રાજાએ 'ગુપ્ત'ને પોતાની સમક્ષ બોલાવીને તેને અનેક પ્રકારની ધમકી આપી. આથી 'ગુપ્તે' એ ઉક્ત પાષાણના ટૂકડાવતી રાજાને પરાજિત કર્યો અને તેના સિંહાસનપર પોતાનો અધિકાર સ્થાપિત કર્યો. હવેથી તે 'ગુપ્ત' શિલાદિત્યના નામથી ઓળખાવા લાગ્યો.

મહારાજા શિલાદિત્ય ટૉડ સાહેબના કહેવા મુજબ બ્રાહ્મણપુત્રીથી સૂર્યથી ઉત્પન્ન થયલા હતા.

મહારાજા શિલાદિત્યને ઘણી રાણીઓ હતી. તે પૈકી એક પુષ્પવતી સિવાયની તમામ તેની સાથે સતીઓ થઈ હતી. પુષ્પવતી ચંદ્રાવતી નગરીના પરમાર રાજાની પુત્રી હતી, અને તે આ સંગ્રામ પહેલાં પોતાને પુત્ર થવાની ઇચ્છાથી, તે ગર્ભવતી હોવાથી પોતાના પિયરમાં આવેલાં જગદંબા દેવીની પૂજા સારૂ ગઈ હતી. જ્યારે તેણે પૂજાનું કાર્ય પૂર્ણ કરી, પોતાના પતિ પાસે જવા માંડયું, ત્યારે રસ્તામાં તેને આ દુઃખદ સમાચાર મળ્યા. તેના ઉપર વજ્ર પ્રહાર સમાન આઘાત થયો. તે મૂર્છિત થઈ પડી. તેની સખીઓએ તેને સચેત કરી. તે ગર્ભની આશાએ પોતાનું જીવન ટકાવીને ત્યાં જ રહી, અને 'મલયા' નામની શૈલમાળામાં તેણે એક પુત્ર રત્નને જન્મ આપ્યો.

આ જગાથી થોડે દૂર વીરનગર નામનું એક નાનકડું ગામ હતું. આ ગામમાં કળાવતી નામની એક બ્રાહ્મણી રહેતી હતી. તેને પોતાનો પુત્ર સોંપી રાણી સતી થઈ. સતી થતી વખતે રાણી આ બ્રાહ્મણીને કહેતી ગઈ કે "પુત્રને બ્રાહ્મણોચિત શિક્ષા આપજો અને યોગ્ય સમયે રાજપૂત કન્યા સાથે વિવાહ કરજો."

આ કુંવરનો જન્મ ગુહામાં થયો હતો માટે તે બ્રાહ્મણીએ એનું નામ 'ગોહ' પાડયું. પછાડીથી આ ગોહ ભિલ્લોની સહાયથી ઇડરનો

---

વલ્લભીપુરના રાજા શિલાદિત્યના સંબંધમાં આ પ્રકારની બીજી પણ અદ્ભુત અને મનોહર દંતકથાઓ સાંભળવામાં આવે છે. એમ કહેવાય છે કે, વલ્લભીપુરમાં તે વખતે 'સૂર્યકુંડ' હતો. જે વખતે સંગ્રામનો પ્રસંગ આવી પડતો તે વખતે રાજા શિલાદિત્ય તે કુંડની સમીપ જતા અને ભગવાન્ ભાસ્કરની પ્રાર્થના કરતા. આ પ્રાર્થના સાંભળી સૂર્યનો રથ ખેંચનાર સપ્તાશ્વ નામનો એક પ્રચંડ અશ્વ તે કુંડમાંથી બહાર નિકળતો. આ અશ્વને પોતાના રથ સાથે જોડી મહારાજા શિલાદિત્ય શત્રુઓને પરાજિત કરતા. પરંતુ પાછળથી તેમના કોઇ દુષ્ટ મંત્રીએ વિશ્વાસઘાત કર્યો, તેથી શિલાદિત્યનું સૌભાગ્ય નષ્ટ થયું. તેમના ઉક્ત દુષ્ટ મંત્રીએ તેમના શત્રુને આ ભેદ જણાવી દીધો અને તેને સલાહ આપી કે "આ પવિત્ર કુંડમાં ગોરક્ત નાંખો એટલે શિલાદિત્યનો સૌભાગ્ય સૂર્ય નષ્ટ થશે." આ સલાહ અનુસાર યવનોએ તે સૂર્યકુંડમાં ગોરકત નાંખ્યું. સૂર્યકુંડ અપવિત્ર બન્યો એટલે મહારાજા શિલાદિત્યનો સૌભાગ્ય સૂર્ય અસ્ત થવા લાગ્યો, તેમના નાશનો આરંભ થયો અને મ્લેચ્છગણ પ્રચંડ બળ સહિત આવી વલ્લભીપુરને ઘેરી અગનભેદી સિંહનાદથી વારંવાર દિશાઓ ગજાવવા લાગ્યા.

(ટૉડકૃત રાજસ્થાન અને વલ્લભીપુરનો વિનાશ નામની વાર્તા જુઓ. મળવાનું ઠેકાણું "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ, સર્કલ, કોટ–મુંબઈ.)

રાજા થયો. આ રાજાના નામ ઉપરથી મેવાડના રાજાઓ 'ગહિલોત' અથવા 'ગિહલોત' કહેવાય છે. પછાડીથી જે ભિલ્લોએ આ રાજાને રાજ્ય અપાવ્યું હતું, તે જ ભિલ્લોના વંશજોએ રાજાની આઠમી પેઢીએ થયલા રાજા નાગાદિત્યનો જંગલમાં શિકાર કરતાં વધ કરી નાંખ્યો, અને તેઓ પુનઃ સ્વતંત્ર બની ગયા.

આ નાગાદિત્યને તેના મરણ વખતે એક માત્ર ત્રણ વર્ષનો 'બાપ્પા' નામનો પુત્ર હતો. તેને રાજાના મરણના સમાચારથી બચાવવા સારૂ ભગાવવામાં આવ્યો. આ બાપ્પાને બ્રાહ્મણોના રક્ષણમાં રાખવામાં આવ્યો હતો. તે જંગલમાં બ્રાહ્મણોની ગાયો ચરાવતો હતો. એવામાં એના ઉપર હારિત ઋષિની કૃપા થઈ, તેથી તેમણે તેને તેઓ જે એકલિંગનું આરાધન કરતા હતા તે 'એકલિંગના દિવાન'ની ઉપાધિ આપી, અને દેવી ભવાનીજી પાસેથી શૂલ, ધનુષ, બાણ, તરકસ તથા એક ખડ્ગ એટલાં દિવ્ય શસ્ત્રાસ્ત્રો અપાવ્યાં.

હવે બાપ્પાને આ જંગલોમાં રહેવાનું ઠીક લાગવા ન લાગ્યું. તેથી તેણે પ્રથમ તેની માના મોંએ સાંભળ્યું હતું કે ચિતોડનો મૌર્ય* વંશી રાજા તેનો મામો થાય છે. માટે તે ચિતોડ ગયો, અને ત્યાં જઈ તેના ઉપર અતિ કૃપા રાખનાર તેના મામા માનસિંહને મારી તે ચિતોડનો માલીક બની બેઠો. અને તેણે સિંહાસનસ્થ થઈ "હિંદુ-સૂર્ય" "રાજગુરૂ" તથા "ચક્રવે" એ પ્રમાણેની ઉપાધિઓ ધારણ કરી. આ બાપ્પાને ઘણી રાણીઓ હતી. તે કેટલીક મુસલમાન કન્યાઓ સાથે પણ પરણ્યો હતો અને તેનાથી પણ તેને કેટલીક પ્રજા ઉત્પન્ન થઈ હતી.†

આ બાપ્પાના સંબંધમાં ઘણી નવાઈ જેવી હકીકતો છે, પરન્તુ અમારે આ વાર્તામાં તેમનું જ ચરિત્ર વર્ણવવાનું નહીં હોવાથી આપી નથી.‡ બાપ્પાની મુસલમાન અને હિન્દુ પ્રજાએ તેમના મરણ બાદ લાસ લેવા સારૂ ઝઘડો પણ કર્યો હતો, એમ ઇતિહાસથી જણાય છે.

---

* આ મૌર્ય વંશ પરમારોની જ એક શાખા છે. † આ બાપ્પા મુસલમાન કન્યાઓ સાથે પરણ્યા, તેનાથી પ્રજા થઈ છતાં તેઓ મુસલમાન ન બન્યા, પરન્તુ ઠાકરડાઓની કન્યાઓ સાથે લગ્ન કરનાર બીજા રાજપુતોને-તેમના આચાર વિચાર સારા હોય તોપણ-તેમને હાલના રાજપુતો તરફથી ઠાકરડા માની લેવામાં આવે છે. રાજપૂતોએ પોતાની કોમનાં ચરિત્રો ઉપર લક્ષ રાખી આ બાબતનો નિકાલ કરવો ઘટે છે. ‡ વધુ માટે "ગુજરાતી" પ્રેસે પ્રગટ કરેલી "બાપ્પારાવળ" નામની ચોપડી વાંચો.

ઈ. સ. ૮૧૨ થી ૮૩૬ સુધી ચિતોડની ગાદી ઉપર મહારાણા ખુમાણે રાજ્ય કર્યું હતું. તેના સમયમાં પણ યવનોએ ચિતોડ ઉપર આક્રમણ કર્યું હતું, પરન્તુ મહારાણા ખુમાણે તેમને હાંકી કહાડ્યા હતા. આ ખુમાણ રાણાનો તેના પુત્ર મંગળે વધ કર્યો અને તે મેવાડનો રાજા બન્યો, પરન્તુ ટુંક સમયમાં જ તેને સરદારોએ ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો અને હદપાર કર્યો. આથી તે મેરૂના મેદાનમાં જઈ વસ્યો અને લોહડવા નામના સ્થાનપર અધિકાર સ્થાપી, ત્યાં રાજ કરવા લાગ્યો. એના વંશજોને માંગલીય ગહિલોત કહેવામાં આવે છે.

ખુમાણ પછી કેટલીક પેઢીએ મહારાણો સમરસિંહ ચિતોડની ગાદી ઉપર આવ્યા હતા. આ રાણો શંકરના સમાન સ્વરૂપ રાખતા હતા, એમને શંકરનો અવતાર માનવામાં આવતો હતો. એમના સંબંધી વિગતવાર વર્ણન મહાકવિ ચંદ બરદાયીકૃત પૃથિરાજ રાસામાં છે. અને તેનો સાર ટોડકૃત રાજસ્થાનના ઇતિહાસમાં છે. એટલે અમોએ એમનું વિગતવાર વર્ણન આહિં આપ્યું નથી. તેઓ દિલ્લીપતિ મહારાજાધિરાજ પૃથિરાજ ચૌહાણ કે, જે તેમના સાળા થતા હતા, તેમની સાથે રહી શાહાબુદ્દીન ઘોરી સાથે લડ્યા હતા. અને પવિત્ર દૃષદ્વતી નામની નદીના કિનારે અનંત નિદ્રામાં સૂતા. પછાડીથી મહારાજા પૃથ્વિરાજ પણ મુસલમાનોની સાથે લડતાં કેદ પકડાયા અને આ પવિત્ર ભારત વર્ષ કનોજના રાઠોડ રાજા જયચન્દ્રના કલંકિત પ્રયાસથી હમ્મેશના માટે પરાધીનતાની પ્રચંડ બેડીમાં સપડાયો. મહારાણા સમરસિંહ પછી કેટલીક પેઢીએ મહારાણા લક્ષ્મણસિંહ ચિતોડની ગાદી ઉપર આવ્યા. એમના કાકા ભીમસિંહનાં પત્ની પદ્મિનીના સુંદર સ્વરૂપ ઉપર મોહિત થઇ દિલ્લીના સુલ્તાન અલ્લાઉદ્દીને તેનું માગું કર્યું. શું બાપ્પા રાવળના વંશજો તે અપમાન સહન કરી શકે કે? રાણા લક્ષ્મણસિંહે તેને લડવાનું આમંત્રણ કર્યું. ચિતોડ પાસે ભયંકર યુદ્ધ થયું, તેમાં મહારાણાએ યવનોને હિન્દુઓની તલવારનું પ્રાબલ્ય બતાવ્યું અને પોતે પોતાના સમગ્ર વીરો સાથે સમરશાયી થયા. અને નગરમાં રાજપૂત રમણીઓએ 'જોહાર'નું અવલંબન કરી આ પ્રપંચી જગતનો ત્યાગ કરી પરમધામમાં ગઇ. પાપી અલ્લાઉદ્દીન નગરમાં આવ્યો, પરન્તુ તેના મનની પાપી મુરાદો તેના મનમાં જ લુપ્ત થઇ ગઇ.*

---

* મહારાણા લક્ષ્મણસિંહના યુદ્ધનું વર્ણન કરતાં રાવ 'બખ્તાવરજી' જણાવે છે કે,

અહા! હવ કિન્હો કૈસો મહારાજા લક્ષ્મન,
કાલસે અલ્લાઉદ્દીન હિસો કરવાલીકો!
કાટ ડાર્યો કટક કરાલ સો કિતોક કહું,
શોણિતકો તાલ સો બિશાલ પલ પાલીકો!

મહારાણા લક્ષ્મણસિંહ પછી અજયસિંહ મહારાણા ગાદીએ આવ્યા મને આજિમસિંહ અને સુજનસિંહ નામના બે પુત્રો હતા. તેમની બળાઇથી નાખૂશ થઇ અજયસિંહે પોતાના ભત્રીજા હમ્મીરને ચિતો-નું રાજ્ય સોંપ્યું અને પોતાના પુત્રોને રાજ્યથી વંચિત કર્યા. આજિ-સિંહ તો રાજ્યના શોકમાં ને શોકમાં દેલવાડામાં મરણ પામ્યો. અને સુજનસિંહ દક્ષિણમાં ગયો. ત્યાં તેણે તેનો સ્વતંત્ર વંશ સ્થાપ્યો જે વંશમાં કેટલીક પેઢીએ દુષ્ટ યવન બાદશાહ ઔરંગજેબને ધ્રાવનાર મહાન્ પ્રતાપી છત્રપતિ મહારાજા શિવાજી ઉત્પન્ન થયા. આ મહારાજા શિવાજીએ પણ ઔરંગજેબના સમાન અત્યાચારી બાદશાહ સામે હિમ્મતથી લડી હિન્દુ ધર્મનું રક્ષણ કરી પોતાના સૂર્ય વંશનું બિરદ સાચવ્યું હતું. એમના માટે મહા કવિ ભૂષણજીએ કહ્યું છે કે—

"શિવાજી ન હોત તો સૂન્નત હોત સબકી"

મહારાણા હમ્મીરને સોનગઢા* માલદેવની પુત્રીથી ક્ષેત્રસિંહ નામનો કુંવર થયો હતો. માલદેવે પછાડીથી રાણા પ્રત્યે નીચ પ્રકારની વર્ત-ણૂક ચલાવી હતી, પરન્તુ તેમાં તે ફળીભૂત થયો નહોતો. છતાં પણ રાણા હમ્મીરે પોતાના શ્વસુર પક્ષનાં માણસો માનમરતબા સાથે પોતાની આજીવિકા ચલાવી શકે તે સારુ માલદેવના પુત્ર વાનવીરે, રાણાની આધીનતા સ્વીકારવાથી, કેટલોક મુલક તેને આપ્યો હતો. મહારાણો હમ્મીર સં. ૧૩૫૭ થી સં. ૧૪૨૧ સુધી મેવાડના રાજ્ય પર રહ્યો હતો.

હમ્મીર પછી તેનો જ્યેષ્ઠ કુમાર ક્ષેત્રસિંહ અથવા ખેતસિંહ સં. ૧૪૨૧ માં ગાદીએ આવ્યો. તે પણ તેના પિતા સમાન બહાદુર યોદ્ધો હતો. તેણે કેટલાક બાદશાહી મુલકો જીતી પોતાના રાજ્યમાં મેળવ્યા હતા. અને દિલ્લીપતિ હુમાયૂ સાથે તેને ભયંકર લડાઈ થઇ હતી કે જેમાં હુમાયૂએ સર્વ ગુમાવ્યું હતું. આ રાણાનું વેવીશાળ બૂંદીના હાડા† સામંતની સાથે કરવામાં આવ્યું હતું. પરન્તુ લગ્ન

---

તરે કેતે તુણ્ડ મુણ્ડ તામેં વક્ર તુણ્ડ લેકે,
પર્વો મુણ્ડ માલી કરી તુમ્બરો કપાલીકો!
વક્ર તુણ્ડ તુણ્ડન બિતુણ્ડનકે તુણ્ડનમેં,
મુણ્ડનમેં મુણ્ડ ન દિખાત મુણ્ડ માલીકો!!

આ કવિત્ત મહારાણા ફતેસિંહજીએ તૈયાર કરાવ્યું હતું અને તેના પારિ-તોષિકમાં લક્ષ પશાવ, ગામ અને પગમાં સોનું બક્ષવામાં આવ્યું હતું.

* સોનગઢા એ ચૌહાણોની એક શાખા છે. † હાડા એ પણ ચૌહાણોની શાખા છે. ચૌહાણોમાં ઇસ્તપાલ નામનો રાજા ઇ. સ. ૧૦૨૫ માં મુસલ-

થાય તે પહેલાં તે નરરાક્ષસે આ બહાદુર રાણાનું કપટથી મોત—કોણ જાણે શા કારણથી—આણ્યું હતું. (સં. ૧૪૩૯.)

રાણા ક્ષેત્રસિંહ પછી સં. ૧૪૩૯ માં રાણા લાક્ષ મેવાડના સિંહાસન ઉપર આવ્યા. એમણે ચપ્પન નામનો દેશ જીતી લીધો હતો, એ દેશમાં આવેલા "જાવડા" નામના સ્થાનમાં એક ધાતુની ખાણ નિકળી હતી કે જેમાંથી સપ્ત ધાતુઓ નિકળતી હતી. આ મહારાણા સં. ૧૪૫૪ માં કૈલાસવાસી થયા.

મહારાણા લાક્ષને ચન્દ્રસિંહ નામના જેષ્ઠ કુમાર હતા. તેમના માટે મારવાડના રાજાએ પોતાની પુત્રીનું વેવીશાળ કરવાનું નાળીયર મોકલ્યું, પરંતુ કેટલાંક કારણોથી ચન્દ્રે તે સ્વીકાર કરવા ના પાડી, તેથી પોતાની વૃદ્ધાવસ્થામાં રાણાએ તેની સાથે લગ્ન કર્યું, અને તેનાથી મુકુલસિંહ નામનો એક કુંવર ઉત્પન્ન થયો. રાણા લાક્ષ યવનોએ ગયા તીર્થ ઉપર આક્રમણ કર્યું છે, એમ જાણી તેનો ઉદ્ધાર કરવા સારુ ગયા જવાનો વિચાર રાખી, કુમાર ચન્દ્રને પ્રશ્ન કર્યો કે, "હવે હું ગયાથી પાછો આવી શકું એમ મને લાગતું નથી, અને જો તેમ થાય તો મુકુલની આજીવિકાનો શું બંદોબસ્ત કરવામાં આવશે." બહાદુર અને નિઃસ્વાર્થી કુમાર ચન્દ્રે પિતાનો મુકુલ ઉપરનો પ્રેમ હોવાથી જણાવ્યું કે, "તેને મેવાડનું રાજછત્ર આપવામાં આવશે." આ તેનો ઉત્તર સાંભળી રાણા સાથે સહુ સભાજનો આશ્ચર્ય થઈ, ચન્દ્રસિંહની નિઃસ્વાર્થતાની પ્રશંસા કરી. ચન્દ્રે પણ પિતા ગયા જાય તે પહેલાં જ તેને ગાદી ઉપર બેસાડવાનો વિચાર રાખ્યો. તેને ગાદી ઉપર બેસાડી તેના આગળ એક સામંત તરીકે સેવક ભાવથી વિશ્વાસુ રહેવાની પ્રતિજ્ઞા કરી. આ ચન્દ્રસિંહના વંશજો ચન્દાવત કહેવાય છે અને મેવાડના ગાદીપતિના વડેરા મનાય છે. તેઓ સલુમ્બ્રાના સામંત છે. ચન્દ્રસિંહને મુખ્ય મંત્રી બનાવવામાં આવ્યો અને રાજા તરફથી જે દસ્તાવેજો કોઇને પણ કરી આપવામાં આવે, તેમાં જ્યાં સુધી સલુમ્બ્રા સરદારની મોહોર ન થાય ત્યાં સુધી તેને પૂર્ણ થયલો માનવામાં ન આવે, એવો ઠરાવ થયો. હાલમાં આવો કોઇ પણ નિઃસ્વાર્થી ક્ષત્રી બચ્ચો આ ભારત ભૂમિમાં હશે ખરો કે ?

ચન્દ્રસિંહ મોકલસિંહને સિંહાસનસ્થ કર્યા પછી તેણે મેવાડ ભૂમિ

માનો સાથે લડતાં મરાયો. તેને તેમની કુળદેવી આશાપુરીએ આવી તેનાં હાડકાં એકઠાં કરી અમૃત છાંટી સજીવ કર્યો. એને હાડકાંમાંથી સજીવ કર્યો માટે એના વંશજો "હાડા" કહેવાવા લાગ્યા.

છોડી માંડૂ રાજ્ય તરફ પ્રયાણ કર્યું. ત્યાંના રાજાએ તેમનો સારી રીતે સત્કાર કર્યો અને હાલર નામનો દેશ આજીવિકા સારુ આપ્યો.

જે વખતે રાણો મુકુલસિંહ અથવા મોકલસિંહ ગાદી ઉપર બેઠો તે વખતે તેની ઉમ્મર માત્ર પાંચ વર્ષની જ હતી, પણ ચંદ્રસિંહ મેવાડ ભૂમિ છોડી ગયા હતા, એટલે તેની માતાના પિતા રાવ રણમલ્લ–મારવાડના રાજાએ–તેના તરફથી રાજ્યનો વહીવટ ચલાવવા માંડ્યો. છેવટ તે પાપીની દાનત મેવાડનું રાજ્ય પચાવી પાડવાની થઈ હતી. તેમાંથી પુનઃ કુમાર ચન્દ્રે આવીને મેવાડનો ઉદ્ધાર કર્યો હતો. આ વખતે માત્ર ગણ્યા ગાંઠ્યા રાઠોડો જ ચન્દ્રના માણસોની તલવારમાંથી બચી શકયા હતા કે, જેમાં રણમલ્લનો જોધરાજ નામનો કુંવર પણ હતો કે જેણે પછાડીથી જોધપુર વસાયત કરી.

રાણા મોકલ, ચાચા અને મેર એ નામના રાણા ક્ષેત્રસિંહની નીચ કુળની રાખથી ઉત્પન્ન થયેલા તેના કાકાઓનાં પાપી કૃત્યોથી સં. ૧૪૯૦ માં સ્વર્ગસ્થ થયા.

રાણા મોકલસિંહ પછી તેમના પુત્ર કુંભાજી સં. ૧૪૯૦ માં મેવાડપતિ થયા. આ રાજા પ્રખ્યાત રાઠોડી મીરાંબાઇના પતિ હતા, એવી ભ્રમમૂલક માન્યતા ચાલે છે. તેઓ સારા કવિ, દાની અને રણભૂમિમાં અડગ હતા. એઓ ધર્મ ઉપર અડગ શ્રદ્ધા રાખનાર હતા. તેમણે ચક્રવતિ કવિ જયદેવના "ગીત ગોવિંદ" કાવ્ય ઉપર સંસ્કૃત ભાષામાં ઉત્તમ ટીકા કરી છે, જે સર્વોત્કૃષ્ટ મનાય છે. આ મહારાણા સં. ૧૫૨૫ માં પોતાના રાક્ષસપુત્ર ઉદયસિંહની છરીનો ભોગ થઇ ૫૦ વર્ષ રાજ્ય કરી સ્વર્ગે સિધાવ્યા હતા.

મહારાણા કુંભાજીનો ઘાત કરી તેમનો પુત્ર ઉદયસિંહ સં. ૧૫૨૫ માં ગાદીએ આવ્યો. એના ગાદી ઉપર આવ્યા પછી સરદારો તેનાથી વિરુદ્ધ થઇ ગયા. એણે શિરોહી અને મારવાડના રાજાઓમાં દેશની વેહેંચણી કરી, મહારાણા કુંભાએ મેળવેલ રાજ્યને ટુંકમાં જ વિખેરી નાંખ્યું. આથી સરદારોએ એને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો અને એના ભાઈ રાયમલને સં. ૧૫૩૦ માં ગાદી ઉપર બેસાડ્યો. આથી તે નાખૂશ થયો અને કુળની મર્યાદાને તિલાંજલિ આપી દિલ્લીના પાતશાહના શરણે ગયો અને તેને પોતાની પુત્રી આપવાની પ્રતિજ્ઞા કરી તેની સહાય માગી. પરન્તુ બાપ્પા રાવળના પ્રતાપી વંશને આ રાક્ષસના હાથે કલંકિત થવા દેવો તે ઇશ્વરની ઇચ્છા વિરુદ્ધ હતું. આથી 'માંડૂ' માં તેના ઉપર વિજળી પડી અને એ પાપીના પ્રાણનો નાશ થયો. મેવાડની પેઢીઓમાં પિતૃઘાતકોનાં નામ લખવામાં આવતાં નથી, એમ

સાંભળવામાં આવ્યું છે. એટલે કદાચ આ પાપીનું નામ પણ મેવાડના પેઢીનામામાં ન પણ હોય.

આ પાપી ઉદયસિંહ પછી મહારાણા રાયમલ્લજી સં. ૧૫૩૦ થી સં. ૧૫૬૫ સુધી મેવાડની ગાદી ઉપર રહ્યા. તેઓ બહુ દાની અને શૂરવીર હતા. આ રાણા રાયમલ્લને સંગ, પૃથ્વીરાજ અને જયમલ્લ એ નામના ત્રણ કુંવરો હતા. આ પૈકી જયમલ્લ* પ્રથમ મરણ પામ્યો હતો. અને સંગ તથા પૃથ્વીરાજ વચ્ચે રાજના ઉત્તરાધિકાર બાબત મહાન્ ક્લેશ જાગ્યો હતો, જેના પરિણામે સંગને બહાર રખડવું પડ્યું હતું. આથી રાયમલ્લે પૃથ્વીરાજને દેશ નિકાલની સજા ફરમાવી હતી. તેમણે પછાડીથી મીના લોકોને મારી કહાડી ગોદ્વાર નામનો દેશ પોતાના કબજે કર્યો હતો, અને તે દેશ પાટણના સોલંકી વંશના સદ્ધા સોલંકીને તે આપી દીધો. આ સમાચાર જ્યારે રાયમલ્લજીને મળ્યા ત્યારે તેમણે પુનઃ પૃથ્વીરાજને ચિતોડમાં બોલાવ્યો.

કુમાર જયમલ મરણ પામ્યા અને સંગ રખડતા ફરતા હતા, એટલે માત્ર એકલા જ પૃથિરાજજી ચિતોડમાં હતા. તેમની તારાને પ્રાપ્ત કરવાની ઇચ્છા થઈ અને તેથી થોડા જ સમયમાં તોડાતંકમાંથી યવનોને હાંકી કહાડ્યા હતા. તેઓ એવી ત્વરાથી તોડાતંક પહોંચ્યા હતા કે એ શી રીતે ત્યાં ઓચિતાના આવ્યા તેનું કોઈ કારણ જાણી શક્યું

---

* જયમલ્લના મરણ બાબત એવી હકિકત કહેવાય છે કે, પાટણના સોલંકી વંશનો રાય શૂરથાન નામનો એક રાજપૂત અરવલ્લીની તળેટીમાં વસેલા બેદનૂર નગરમાં રહી પોતાના દિવસો વિતાડતો હતો. તેને તારાબાઇ નામની એક પુત્રી હતી. તે બહુ બાણાવળી અને ઘોડા ઉપર સવારી કરવામાં હોંશિયાર હતી. તારાના પિતાએ એવી પ્રતિજ્ઞા કરી હતી કે "જે રાજપૂત યવનોના પાસેથી તોડાતંકનો ઉદ્ધાર કરશે, તેની સાથે તારાનો વિવાહ કરવામાં આવશે." આથી જયમલ્લ બેદનોરમાં આવ્યો અને શૂરથાન પાસે તારાની માગણી કરી. તારાએ જ તેને જણાવ્યું કે મારા પિતાની પ્રતિજ્ઞા પ્રથમ પૂર્ણ કરો અને પછી મારી સાથે લગ્ન કરો. પ્રથમ તો એણે એમ કરવાનું કબૂલ કર્યું અને છતાં પણ તે પ્રતિજ્ઞા પૂર્ણ કર્યા પૂર્વે તેણે શૂરથાન પાસેથી તારાની માગણી કરી. આથી શૂરથાન તેના ઉપર ક્રોધાયમાન થયો અને જયમલ્લનું શિર ધડથી જુદું કરી નાંખ્યું, અને જયમલ્લના ભાગ્યાકાશ માટે તારા તારો નિવડી નહીં.

રાણો રાયમલ્લ આ સમાચાર સાંભળી કંઈ ક્રોધાયમાન થયો નહીં. તેના સરદારોએ તેને બહુ ઉશ્કેર્યો છતાં પણ એણે જણાવ્યું કે એને એની ઉદ્ધતાઈનું જે ફળ મળવું જોઇએ તે મળ્યું છે. પછી એના માટે વેર શું લેવું? આ પ્રમાણે સરદારોને ઉત્તર આપી શૂરથાનને બોલાવી બેદનોરનો મુલક તેની બહાદુરી અને ક્ષત્રિ ટેકના બદલામાં ઇનામ તરીકે આપ્યો.

નહીં. તેથી લોકો એમને "પૃથિરાજ ઉડણા"ના નામથી ઓળખતા હતા. આ યુદ્ધના સંબંધમાં બાદશાહ (લલ્લા)ને સંબોધીને બે પ્રાચીન તુકો ચાલી આવે છે કેઃ—

"ભાગ લલ્લા! પૃથિરાજ આયો! સિંહકે સાઁથરે શ્યાલ બ્યાયો."

ભાવાર્થઃ—હે લલ્લા! પૃથિરાજ આયો, નાસ, સિંહની ગુફામાં શિયાળે બચ્ચું જન્મ્યું છે તે શી રીતે જીવી શકશે?"

આ પૃથીરાજ, મેવાડનું રાજ્ય લેવાની ઇચ્છાવાળા પોતાના કાકા સૂરજમલ સાથે બહુ ધર્મની લડાઇઓ લડ્યા હતા. છેવટે તેણે તેના કાકાના પુત્ર સારંગદેવને માતાનાં દર્શન કરવા સાથે માગણી કરી લીધો અને ત્યાં જઈ તેનો શિરચ્છેદ કર્યો હતો. આથી સુરજમલે પોતાની આજીવિકાવાળી સાદરી નામનું સ્થળ બ્રાહ્મણો અને ભટ્ટોને દાનમાં આપી દીધું, કારણ કે તેમના પાસેથી રાજ છોડાવી ન શકે. તેમનું મન વિરક્ત થવાથી તેઓ એક જંગલમાં જતા હતા, ત્યાં એક બકરીના બચ્ચાને વરુ પડાવી લેવા સારુ મથી રહ્યું હતું, પરન્તુ બકરી તેને એવી રીતે સાચવી રહી હતી કે તેમાં તે વરુ ફાવી શકયું નહીં. આથી એમણે તેજ જગાએ રાજધાની સ્થાપવાનો વિચાર કર્યો. આજુબાજુના ભિલ્લોને એકઠા કરી ત્યાં પ્રતાપગઢ દેવળીઆના રાજ્યની તેમણે સ્થાપના કરી, જે અદ્યાપિ પણ છે. ટૉડના રાજસ્થાનમાં રાયમલ પછી મહારાણો સંગ અથવા સાંગો ગાદીએ આવ્યાનું જણાવ્યું છે, જ્યારે મહારાણા યશપ્રકાશમાં રાયમલજી પછી સંગની ગેરહાજરીમાં આ પૃથ્વીરાજ પણ વચ્ચે મેવાડના મહારાણા થયા હતા, એમ જણાવ્યું છે.

મહારાણા રાયમલજી પછી તેમના પાટવી કુંવર સાંગાજી સં. ૧૫૬૫ થી સં. ૧૫૮૪ સુધી મારવાડની ગાદી ઉપર રહ્યા. એમના સમયમાં ગુજરાત અને માળવાના બાદશાહો બળવાન હતા. તેમણે તેમના ઉપર ઘણી ચડાઇઓ કરી પણ તેમાં તેઓ ફાવી શકયા નહીં. એક વખત તો આ બન્ને બાદશાહો સાથે જ સાંગાજી ઉપર ચડી આવ્યા, પરંતુ તેમાં તેમને ભાગવું પડ્યું.

સં. ૧૫૭૪ માં મહારાણાએ માંડૂના બાદશાહ મહમૂદને કેદ કરીને, એનો જડાઊ તાજ તથા કમ્મરપટો ચડાવી લઇને એને કેદથી છોડ્યો, અને માંડૂનું રાજ્ય એને પાછું આપવાની એના ઉપર દયા દેખાડી હતી. આ લડાઇની ખુશાલીમાં કેસરિયા શાખાના ચારણ હરિદાસને સમગ્ર ચિતોડનું રાજ્ય આપી દીધું, જે હરિદાસે રાજ્ય ચલાવવાની કઠીણાઇનો વિચાર કરી પાછું આપી દીધું હતું.

સં. ૧૫૮૪ માં જ્યારે બાદશાહ બાબર હિન્દુઓ ઉપર ચઢી આવ્યા, ત્યારે મહારાણા તેના સામે લડવા ગયા હતા. આ લડાઇમાં જ્યારે બાદશાહને લાગ્યું કે તેનો વિજયનો સંભવ નથી, ત્યારે તેણે બયાના સુધીનો મુલક અને કંઇક કર આપીને પણ મહારાણાથી સાન્ધ કરવા વિચાર કરી, તેની શરતો મંજુર થવા સારુ સલહદી તુંવરની મારફત મહારાણા પાસે પેશ કરાવી. પરંતુ મહારાણાને તો યવનોનું બીજ પણ ભારતવર્ષમાં રાખવાનું નહોતું તેથી, તેમણે તે શરતો નાકબુલ કરી. આથી સન્ધિની શરતો લઈ આવનાર તુંવર રાજા નાખુશ થયો અને જ્યારે બરાબર યુદ્ધ ચાલતું હતું તે વખતે પોતાની સાથેના પાંત્રીસ હજાર સૈન્ય સાથે જઇને બાદશાહને* મળ્યો. આથી રાણાજીને કોઇ પણ પ્રકારની હાનિ ન થઇ, પરન્તુ એમના કપાળમાં એક તીર વાગ્યું અને તેઓ મૂર્ચ્છિત થયા. આથી તેમની સાથેના કેટલાક રાજાઓ તેમને પાલખીમાં નાંખીને રણભૂમિમાંથી નાસી ગયા. અને પછીથી સાદડીનો રાજા અજ્જા જાલો, રાણાજીના છત્ર ચઁવર પોતે લઇને મહારાણાના હાથી ઉપર સવાર થઈ લડ્યો અને પોતાની જીવનયાત્રા બહાદુરી સાથે પૂર્ણ કરી. (ત્યારથી સાદડીવાળાઓના ઉપર છત્ર ચઁવર થયા કરે છે.) વસવા ગામમાં આવ્યા બાદ મહારાણાની મૂર્છા વળી, એટલે એમણે પોતાની સાથેના સરદારોને પૂછ્યું કે "વિજય કોનો થયો?" તેથી તેમના સોબતીઓએ તેમને લડાઇના તમામ સમાચાર કહ્યા. આથી મહારાણાને બહુ જ ખેદ થયો, એમણે કહ્યું કે "મને તમો રણભૂમિમાંથી શા શારૂ લાવ્યા? આથી તો મારા ઉપર રણભૂમિમાંથી નાસવાનું કલંક ચોંટયું. માટે હવે હું અહિં જ સૈન્ય જમાવી બાબરને પરાજિત કરીશ." જ્યારે ફરીને પણ મહારાણો લડવા લઇ જવાનો છે એમ જાણ્યું, ત્યારે તેમના પાપી-નિમકહરામ અને રાક્ષસી કૃત્યોવાળા સેવકોએ તેમના ઉપર વિષપ્રયોગ કર્યો, અને આ પાપી કૃત્યથી મહારાણા સાંગા સમાન પવિત્ર મહાન્ પુરુષની જીવનયાત્રા ઉપર કાયમનો પડદો પડી ગયો.

આ મહારાણાના સમયમાં રાજપૂતાના કેટલાક ભાગો મેવાડના અધિકારમાં હતા. વળી ગ્વાલિયર, ચંદેરી, કાલ્પી વિગેરેના રાજાઓએ પણ મેવાડની આધીનતાનો સ્વીકાર કર્યો હતો.

* સાહસી ક્ષત્રિયોમાં આવા નબળા મનના ક્ષત્રિયો પણ ઘણા નિકળી આવશે. આ પાપીએ માત્ર પોતાનું કહેલું રાણાજીએ ન માન્યું તેથી બાદશાહને મળ્યો, પરંતુ એણે એમ વિચાર ન કર્યો કે, આમાં મહારાણાનો અંગત શું સ્વાર્થ હતો? કદાચ મહારાણાની સહાયમાં રહીને તે લડ્યો હત તો અત્યારે ભારત પરતંત્ર હત કે કેમ, તે સંબંધી કંઈજ નિશ્ચય થઇ શકતો નથી.

અમર કાવ્યમાં એમનો દેહાન્ત કાલ્પીમાં થયાનું જણાવ્યું છે, પરન્તુ તે બાબરના લેખના આધારે જણાવવામાં આવ્યું છે. બાબર પોતાના 'તુજક બાબરી'માં જણાવે છે કે "મેં જ્યારે ચંદેરી ઉપર ફતેહ મેળવી ત્યારે મહારાણો સાંગો બહુ ભારે સૈન્ય લઈને બે વખત મારા ઉપર આવ્યો હતો અને રસ્તામાં જ મરી ગયો હતો." અમો આ જગાએ મહારાણા સાંગાજીનાં કંઇક કાવ્યો આપીશું.

ગીતઃ-

ખડાં લખ મેર પવે[1] ખુમાણો,[2] રોસાકણ રીસાણો રાણ;
સાંગો બંધ ત્રિયા નહ સાહે, સાંગો બંધ સાહે સુરતાણ. ૧
રોહણિ[3]ચાલ સઝે રાયાં ગુર,[4] ધાયે અસુર ઉતારે ઘાણ;
અબલા બાલ ન ધારે આડી, ખુંદાગલ[5] ઘાતે ખુમાણ. ૨
સાઝે મેછ સુજડ[6] જસ ધરિયે, કલકલ કોપ કિયે કમલ[7];
ગાલાબંધ મહલ[8] નહ ઘાતે, ગુણ[9] ઘાતે પતશાહ ગલ. ૩
અસમર[10] ગહે કલમ[11] કિય આવટ, બઢતે ધડા કુઁવારી બંદ;
મેછાં તણો પ્રવાડો[12] મોટો, નવખંડ હુવો રાણ નરિંદ. ૪-૧
ઇબ્રાહિમ પૂરબ દિશા ન ઉલટૈ, પછમ મુદાફર ન દે પયાણ;
દખણી મહમદસાહ ન દોડે, સાંગો દામણ[13] ત્રહું સુરતાણ. ૧
સાહ યેક દશ યેક ન સાઝે, વિહસ ન સાઝે હકે બણ;
સુજસૈ રાણ રાયમલ સંભ્રમ, ત્રેખલિયા[14] પતસાહ ત્રણ. ૨
સાંઇ સૂરો ગમન ન સાઝે, લીહનકા લોપાવે લગ;
બાપા હરૈ બલાક્રમ બાંધા, પતસાહાં ત્રહું તણા પગ. ૩-૨

આ બહાદુર, હિંદુધર્મહિતૈષી, રાજપૂત કુલગુરુને, પોતાના સામર્થ્યથી નહી પણ એક રાજપૂત કુલાંગાર, હિન્દુધર્મદ્વેષી, વિશ્વાસઘાતી, નરાધમ, નરરાક્ષસના નીચ અને પાપી કૃત્યથી મારવામાં આવ્યો, તેથી બાદશાહ બાબરે આનંદિત થઇ 'ગાઝી' નામની ઉપાધિ ધારણ કરી, કે જે બાબરના પછી થનાર બાબરના વંશના મોગલ બાદશાહો પણ ધારણ કરવા લાગ્યા.

## મહારાણા રત્નસિંહ

મહારાણા સાંગાજી પછી મેવાડની ગાદી ઉપર મહારાણા રત્નસિંહજી આવ્યા. મહાશય ટૉડ તેઓ સં. ૧૫૮૬ માં ચિતોડના સિંહાસને આવ્યાનું જણાય છે. અને મહારાણા યશપ્રકાશમાં ઠાકુર—ભૂરસિંહ શેખાવત સં. ૧૫૮૪ માં તેઓ ચિતોડના સિંહાસને આવ્યાનું જણાય છે.

---

૧ ચરા. ૨ ખુમાણનો વંશજ. ૩ શત્રુસેનાને રોકનાર. ૪ રાજાઓનો ગુરુ અથવા રાજાઓમાં શ્રેષ્ઠ. ૫ રાજાઓપર. ૬ ભાલા. ૭ મસ્તક. ૮ મહિલાઓ. ૯ ધનુષ્યની પ્રત્યંચા. ૧૦ તલવાર. ૧૧ યવનો. ૧૨ યુદ્ધ. ૧૩ પગ બાંધવાનું દોરડું. ૧૪ ત્રણેને બાંધ્યા.

અમોએ ઠાકુર ભૂરસિંહના લેખ મુજબ મહારાણા રત્નસિંહ સં. ૧૫૮૪ થી સં. ૧૫૮૮ સુધીનાં ચાર વર્ષો સુધી સિંહાસનસ્થ હતા એ લેખને વજનવાળો માન્યો છે.

આ મહારાણો રત્નસિંહ, સાંગાજીના સમાન વીર હતા, પરન્તુ ક્રોધી વધારે હતા. સાંગાજીના સમાન ધૈર્ય અને ગંભીરતા એમનામાં નહોતી. એમણે એમના રાજત્વકાળમાં નગરજનોનાં ગૃહોનાં અને કિલ્લાનાં દ્વાર કદાપિ પણ બંધ કરાવ્યાં નહોતાં. તેઓ એમ કહેતા કે દ્વાર તો એ રાજાઓનાં બંધ રહે છે કે જેમને શત્રુઓનો ભય હોય છે અને જેઓ પ્રજાનું પાલન* કરવામાં અસમર્થ હોય છે. મને તો શત્રુઓનો ભય નથી, પરન્તુ મારા શત્રુઓને મારો ભય છે. પછી મારા કિલ્લાનાં અને પ્રજાજનોનાં ગૃહોનાં દ્વાર શા સારૂ બંધ કરાવવાં જોઇએ? જ્યાં સુધી તેઓ ચિતોડના સિંહાસન ઉપર બિરાજતા હતા, ત્યાં સુધી માળવા અને ગુજરાતના બાદશાહો તેમના સામા થવાની હિમ્મત કરી શકયા નહીં. એમના નાનાભાઇ વિક્રમાદિત્યજીના મામા બુંદીના રાવ કે જેઓ પોતાના ભાણેજને મેવાડનું રાજ્ય અપાવવા ઇચ્છતા હતા, તેમની સાથે લડતાં બન્ને એક બીજાની તલવારોના ભોગ થઈ સાથે જ કામ આવ્યા હતા.

## વિક્રમાદિત્ય

મહારાણા રત્નસિંહ પછી તેમના નાનાભાઈ વિક્રમાદિત્યજી સં. ૧૫૮૮ થી સં. ૧૫૯૪ સુધી ચિતોડની ગાદી ઉપર રહ્યા. આ રાજા બહુ કાયર અને વિષયી હતા. એમનાં કૃત્યોથી એમનું સમગ્ર કુટુંબ એમનાથી વિરૂદ્ધ થઈ ગયું. આ સમયનો લાભ લઇ ગુજરાતના બાદશાહ બહાદુરશાહે મેવાડ ઉપર ચઢાઈ કરી. આ વખતે આ કાયર રાણાએ, મહારાણા સાંગાજીએ મંડુના બાદશાહ મહમૂદ પાસેથી કેદ કરી પડાવી લીધેલ જડાઉ તાજ અને પટ્ટો આપી તેનાથી સંધિ કરી હતી.

સં. ૧૫૯૨ માં પુનઃ બહાદુરશાહે માળવાના બાદશાહને સાથે લઇને ચિતોડપર ચઢાઈ કરી. આ સમાચાર સાંભળી વિક્રમાદિત્યે પ્રથમ દુષ્ટતા વાપરી બહાદુરશાહ સાથે સન્ધિ કરી હતી તેનો વિચાર કરી, મહારાણા સાંગાજીના કાકા સૂરજમલજીના પુત્ર વાઘસિંહજી કે જેઓ પ્રતાપગઢ દેવળીઆના રાજા હતા, તેઓ યુદ્ધ સારૂ ચિતોડની મદદે

* હાલના સમયમાં આ મહારાણા રત્નસિંહ સમાન પ્રજા પાલન કરનાર કેટલા રાજાઓનું અસ્તિત્વ આ ભારત ભૂમિપર છે? અત્યારે તો ધોળા દિવસે બારવટીઆઓ વસ્તીમાં આવી પોતાના અખાડા જમાવે છે, પ્રજાને જાનથી મારે છે, ગામડાં લૂંટે છે અને બાળી મૂકે છે, છતાં પણ રાજાઓ આંખ આડા કાન કરી, પોતાના રાજત્વકાળને ધર્મ રાજ્ય કહેવડાવવા તૈયાર થાય છે.

આવ્યા. એમણે આવીને વિક્રમાદિત્ય અને એમના નાના ભાઈ ઉદયસિંહજીને એમના મોસાળ–બુન્દી–મોકલી દીધા. અને પોતે પોતાના કુળની, રાજપૂતોના ધર્મની અને હિન્દુ ધર્મની આબરૂ ખાતર મેવાડનાં રાજચિન્હો ધારણ કરી લડવા ગયા. એમણે લડવા જતાં પહેલાં તેર હજાર પવિત્ર ક્ષત્રાણીઓ સહિત રાજમહેલમાં ઝૌહર કરાવ્યો હતો, કે જે ચિતોડના બીજા 'સાકા' તરિખે ઓળખાય છે. રાણા વાઘસિંહજી મુસલમાનો સાથે લડ્યા અને પોતાની સાથે બત્રીસ હજાર વીર ક્ષત્રિયો સાથે રણાંગણમાં કાયમના માટે સૂતા. આ વખતે તેમણે મેવાડનાં રાજચિન્હો ધારણ કર્યાં હતાં, તે રાજ્ય પચાવી પડવા સારૂ નહીં, પરન્તુ પોતાના કુળની મર્યાદાનું રક્ષણ કરવા સારૂ જ.

જો કે આ રાજા વિક્રમાદિત્યજીનું કાયરતા ભરેલું વર્ણન બહુ જ લંબાણથી ઇતર ગ્રન્થોમાં વર્ણવવામાં આવ્યું છે, પરન્તુ એનાં ચરિત્રો વાંચી ચિતોડના પૂર્વ રાજાઓનાં ચરિત્રોનું સ્મરણ થઈ આવવાથી અમારી આંખોમાં અશ્રુઓનો પ્રવાહ ચાલવા લાગ્યો, અને અમારી કલમ પણ આ કાયર રાણાનું ચરિત્ર લખતાં અટકી એટલે અમારા વાચકો સમક્ષ રાણા કુલકલંક આ રાજાનું વિગતવાર વર્ણન રજુ કરવાનું અમોએ યોગ્ય ધાર્યું નથી.

### વનવીર

બહાદુરશાહે ચિતોડ પોતાના હવાલે થયા બાદ પંદર દિવસ સુધી ત્યાં પોતાનો મુકામ કરી અનેક પ્રકારના આનન્દોત્સવ કર્યાં, પરન્તુ રાણી કર્ણાવતીએ બાદશાહ હુમાયુને રાખડી મોકલી પોતાનો ધર્મભાઈ માની આ આફતમાંથી છોડાવવા માગણી કરી. હુમાયુએ પણ કર્ણાવતીને પોતાની ધર્મની બહેન માની અને બંગાલ તરફની પોતાની ચઢાઇ માંડીવાળી તુરત જ તે ચિતોડ ઉપર ચડી આવ્યો. અને મંદસોર આગળ તેને બહાદુરશાહ સામે યુદ્ધ થયું, તેમાં બહાદુરશાહની હાર થઈ અને ચિતોડ પુનઃ વિક્રમાજીતના હવાલે થયું. પરન્તુ આ રાજા પાછો પોતાનાં મૂળ ચરિત્રોપર આવ્યો અને સરદારોને નાખૂશ કર્યાં, તેથી તેમણે મળીને સાંગાજીના ભાઈ પૃથ્વીરાજજીની પાસવાન પેટથી ઉત્પન્ન થયેલ વનવીરને મળી, વિક્રમાજીતને ગાદી ઉપરથી કાઢી મૂકયો અને વનવીરને પવિત્ર ચિતોડનું સિંહાસન સોંપ્યું. પ્રથમ તો આ વનવીરે પાપી કામ કરવાની આનાકાની કરી, પરન્તુ સરદારોના બહુ આગ્રહથી છેવટે તે તેમ કરવા તૈયાર થયો. ને ગાદી ઉપર બેઠા પછી તેનો તે જ સ્વભાવ ફર્યો, તે પાપ કરવા પ્રવૃત્ત થયો અને તેણે વિક્રમાજીતનો પોતાના સ્વહસ્તે વધ કર્યો. હવે તેણે પોતાનો માર્ગ

વધુ નિષ્કંટક કરવા સારૂ મહારાણા સાંગાજીના બાલક પુત્ર ઉદયસિંહજીનો વધ કરવાનો વિચાર કર્યો. આ સમાચાર રાજહજામે ઉદયસિંહની ધાત્રી પન્નાને આપ્યા. તેણે તેને ચહાય તે ભોગે પણ ઉદયસિંહનું રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો અને એક ટોપલામાં છુપાવી ઉંઘતા ઉદયસિંહને રાજ-હજામ સાથે ચિતોડમાંથી બહાર ગુપ્ત સ્થલે મોકલાવી આપ્યો. હવે એણે પોતાના એકના એક બાલક પુત્ર ઉદયસિંહને સુવાની જગાએ સુવાડી દીધો અને પોતે તેના કાળની રાહ જોતી બેઠી. થોડા જ સમયમાં પાપી વનવીર, વિક્રમાજીતનો વધ કરવાથી રક્તથી રંગાયલા હાથોમાં નગ્ન તલવાર પકડી ત્યાં આવ્યો. આ વખતે વનવીર એક મનુષ્ય નહીં પણ રાક્ષસ સમાન ભયંકર દેખાતો હતો. તેણે આવીને પન્નાને પ્રશ્ન કર્યો કે "ઉદયસિંહ ક્યાં છે?" બિચારી પન્ના આ નરરાક્ષસનો તીવ્ર તાપ શી રીતે સહન કરી શકે? અને વળી જો તે તેને કંઈ જવાબ આપે અને તેમાં ઉદયસિંહને નસાડ્યાની અને તેની જગાએ પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય એકના એક પુત્રને સુવાડવામાં આવ્યો છે, એમ પાપી વનવીર જાણે તો, પોતાના પુત્રના અને પોતાના પ્રાણ જવા ઉપરાંત ઉદયસિંહની જીંદગી પણ જોખમમાં આવી પડે તેમ હતું. તેથી તેણે કંઇ પણ બોલ્યા સિવાય જ પોતાના પ્રિયપુત્રના સામી એણે આંગળી કરી. પાપી વનવીરે, અરે! નિર્દય, નરરાક્ષસ વનવીરે તે સુતેલા બાલકની નિર્મલ છાતીમાં તેની માના દેખતાં જ પોતાની ભયંકર છરી ઘોંચી ઘાલી. બિચારો બાલક એક અંતિમ ચીસ પાડી સ્વર્ગે સિધાવ્યો. બિચારી, નિમકહલાલ વીરરમણી પન્નાએ પોતાના પુત્રનો અગ્નિ સંસ્કાર કર્યો. અને પોતાનાં નેત્રોમાંથી અશ્રુઓની ધારાઓ વહેવડાવતી, પરન્તુ પોતાના માલિકના બાલક કુંવરને બચાવવાથી સંતોષ માનતી, જ્યાં પેલો રાજહજામ હતો ત્યાં આવી. એના પાસેથી એણે બાળક ઉદય-સિંહને પોતાના કબજે લીધો. તે તેનું રક્ષણ શોધવા લાગી. પ્રતાપગઢ અને ડુંગર પુર ગઇ, પરન્તુ ત્યાંના રાણાઓએ તેનું રક્ષણ કરવાની ના પાડી. હવે તે ગભરાઇ છેવટ તે કમલમેર આવી અને ત્યાંના જૈન ધર્માવલંબી રાજા આશાશાહ પાસે આ બાલક રાજપુત્રનું રક્ષણ કરવા માગણી કરી. બિચારો વણિક્ આશાશાહ વનવીર સામે લડવા હિમ્મત કરી શક્યો નહીં, તેથી તેણે રાજકુંવરને સંઘરવાની ના પાડી. આ વખતે તેની મા તેની પાસે હતી. તેણે પોતાના પુત્રને બહુ સખ્ત ઠપકો આપ્યો અને ઉદયસિંહને સંઘરવાની તેના ઉપર ફરજ પાડી, તેથી તેણે તેને પોતાના ભત્રીજા તરીકે રાખ્યો. અને આ રીતે ચિતોડને છોડવાનું કલંક વ્હોરનાર ઉદયસિંહના પ્રાણનું રક્ષણ થયું. કેટલોક સમય તો સૈ ઉપર

રહી શકયો, પરન્તુ પછી તેની ઓળખાણ જાહેર થઇ તેથી વનવીરનાં પાપી કૃત્યોથી કંટાળેલા સરદારોએ મળી તેને ચિતોડના મહારાણા જાહેર કર્યો અને વનવીરને સિંહાસન પરથી હાંકી કહાડ્યો.

મહારાણા યશપ્રકાશમાં ઉદયસિંહ સં. ૧૫૯૪ માં ગાદી ઉપર આવ્યાનું જણાવ્યું છે, પરન્તુ ટોડ સાહેબ સં. ૧૫૯૭ ની સાલમાં ચેતોડની ગાદી ઉપર આવ્યાનું માને છે અને અમો પણ મહાત્મા ાડનું જ કહેવું સત્ય માનીએ છીએ. કારણ કે જો તેમ માનવામાં ન આવે તો પછી વનવીરનો સમય જ આપોપી ઉડી જાય.

## ઉદયસિંહ

મેવાડની પવિત્ર રાજ્યગાદી ઉપર એક વર્ણસંકર અને પછી એક ાયર એમ લાયકાત સિવાયના પુરૂષો મેવાડની ગાદી ઉપર આવ્યા મેવું અત્યાર સુધી કદાપિ પણ બન્યું ન હોતું, પરન્તુ મેવાડનાં દુર્ભાગ્યે માજ એજ પ્રસંગ આવીને ઉભો રહ્યો. આ ઉદયસિંહ કાયર હતો, ેવાડના સિંહાસન ઉપર બેસવાની તેની લગાર પણ યોગ્યતા ન હોતી. ે રાણા રત્નસિંહ અને વિક્રમાજીતના દુર્ગુણોની રાણા ઉદયસિંહની ાયરતા સાથે તુલના કરવામાં આવે તો તેમના દુર્ગુણો ઉદયસિંહની ાયરતા આગળ સદ્ગુણોજ માની શકાય. મહાકવિ ચંદે જણાવ્યું છે -"સ્ત્રી અથવા બાળક જે દેશમાં સિંહાસનારૂઢ થાય છે તે દેશ ેપત્તિઓના પંજામાં સપડાય છે." મેવાડ ભૂમિના માટે પણ એમ જ ન્યું. ઉદયસિંહ રાત્રિ દિવસ વિલાસ અને પ્રમાદને વશ રહેતો હતો. હેવત છે કે "જેની તલવાર તેની ભૂમિ" પરન્તુ આ ઉદયસિંહમાં તો લવાર પકડવાની જ હિમ્મત ન હોતી. તેના વિચારનું તંત્ર એક વેશ્યા ારા ચાલતું હતું. ચિતોડના સિંહાસન ઉપર આ કાયર રાજા આવ્યો ેટલે મહાન્ પ્રતાપી શાહાનશાહ અકબરે તેના ઉપર આક્રમણ કર્યું. ને તે યુદ્ધમાં જો કે મેવાડની સેનાએ બહુ જ બહાદુરી બતાવી, છતાં િરુત્સાહી રાજાના આધિપત્ય નીચે તે કયાં સુધી ટકી શકે ? છેવટે ાણો ઉદયસિંહ જ અકબરના હાથે કેદ પકડાયો. તે તેની ઉપપત્નીની ારતાથી છૂટી શકયો. જયારે ફરીને અકબર ભયંકર સૈન્ય લઇ ચઢી ાવ્યો, ત્યારે બીકણુ રાજા ઉદયસિંહ પોતાનું પાટનગર છોડીને પલાયન રી ગયો. છતાં પણ કોણ જાણે મેવાડની પવિત્રતા-તે સમયે રાજપૂતોને ્યથી પ્રિય થઇ પડી હતી કે જેથી રાણો તો રસ્તો માપી ગયો, છતાં ણ અન્ય રાજપૂતોએ અકબરના આક્રમણ સામે હથિયાર પકડ્યાં અને ેરિયાં કરી તેઓએ દુશ્મનો ઉપર આક્રમણ કરી પોતાના પ્રાણોને ાસર્જન કર્યાં.

આ યુદ્ધમાં વિજય મળવાથી અકબર, ચતુર્ભુજા દેવીના મંદિરનાં દીપવૃક્ષ અને ચિતોડનાં સિંહદ્વારનાં દ્વારો અકબરાબાદને શોભા આપવા સારૂ લઇ ગયો.

આ યુદ્ધમાં બહાદુરી ભર્યો ભાગ ભજવનાર જયમલ્લ અને વીર પત્તેનાં પત્થરનાં બાવલાં અકબરે દિલ્હીમાં કિલ્લાના સિંહદ્વાર ઉપરના એક ચબૂતરા ઉપર બેસાડ્યાં હતાં. આ કૃત્યથી અકબરની ગુણુ ગ્રાહકતા સિદ્ધ થાય છે.

ઉદયસિંહે ચિતોડ છોડી, અરવલ્લી પર્વતમાળામાં ઉદય સાગર એ નામનું સરોવર બંધાવી ત્યાં આગળ રાજપ્રાસાદ બનાવી ત્યાં જ રહેવા લાગ્યો. ધીમે ધીમે તે જગાએ નગર વસ્યું અને તેના નામ ઉપરથી તેનું નામ ઉદયપુર રાખવામાં આવ્યું.

ચિતોડનો ધ્વંસ થયા પશ્ચાત્ હૃદયભગ્ન થયેલ ઉદયસિંહે ગોગુડા નામક સ્થલમાં પોતાના પ્રાણનો ત્યાગ કર્યો. તેના મરણ સમયે તેને પચીસ પુત્રો હતા, તે રાણાવત શાખા પ્રશાખાથી વિભક્ત થયા. તેના પછી સોનગઢા સરદારની પુત્રીથી ઉત્પન્ન થયેલા 'પ્રતાપી પ્રતાપ' ઉદયપુરના સિંહાસન ઉપર આવ્યા.

આ રાજાએ ઉત્તરાધિકારની પ્રચલિત રીતિને તિલાંજલી આપી. પોતાના નાના પુત્ર જગમલને રાજ્યનો હક્કદાર ઠરાવ્યો હતો. આથી વિગ્રહનું બીજ રોપાયું હતું, પરન્તુ આ જગમલ મેવાડનો સિંહાસનસ્થ થવાની યોગ્યતા ધરાવતો ન હોતો. તેથી તેને સલુમ્બ્રાના ચન્દાવત સરદારે બીજા સરદારોની સમ્મતિથી સિંહાસન ઉપરથી ઉઠાડી મૂકયો હતો અને પ્રતાપને સિંહાસનસ્થ કર્યો હતો.



## પ્રકરણ બીજું

### પ્રતાપની પ્રતિજ્ઞા

જગતમાં જીવવું એનું, દિલ જો દેશ હિતમાં છે;
જગતમાં જીવવું એનું, હિત જ્ઞાતિનું ચિતમાં છે.
જગતમાં જીવવું એનું, કુલ મર્યાદ જે રાખે;
જગતમાં જીવવું એનું, વિવિધ વિચાર જે દાખે.
જગતમાં જીવવું એનું, ટેક નિભવે જે ધારી છે;
જગતમાં જીવવું એનું, નહીં કંઇ જે અવિચારી છે.
જીવતા તે મુવેલા છે, જ્ઞાતિ કુળ ટેક નાં રાખે;
જીવતા તે મુવેલા છે, દેશનું હિત નાં દાખે.

છગન.

મહારાણો પ્રતાપ પોતાના પૂર્વજોના પવિત્ર સિંહાસન ઉપર બિરાજ્યો. તેનું પિતૃ અને માતૃ કુળ બન્ને પવિત્ર હતાં. પછી તેના મગજમાં અપવિત્રતાના વિચારો શાના હોઇ શકે? તેણે પોતાના કુલની મર્યાદા રાખવા સારૂ મહાન્ સંકટો સહન કરવાની ભીષ્મ પ્રતિજ્ઞા કરી. તે જાણતો હતો કે તેના પક્ષના ઘણા ખરા સરદારો અને સૈનિકો મરણને શરણ થયા હતા. તેની પાસે દ્રવ્ય નથી, તેની પાસે સાચા પૂરતા સહાયકો નથી. છતાં પણ તેણે પોતાની પવિત્ર પ્રતિજ્ઞા પૂર્ણ કરવા સારૂ દૃઢ સંકલ્પ કર્યો. તેણે એવો વિચાર કર્યો કે 'હું મારી માતાના દૂધને લજ્જિત નહીં કરૂં.'

વળી એને એવો પણ વિચાર થતો હતો કે 'અરે રે, મારા અને મહારાણા સાંગના વચ્ચે રાણો વિક્રમાજીત અને મારો પિતા શા સારૂ ઉત્પન્ન થયા કે જેમણે પોતાની નબળાઇથી મહારાણા બાપ્પાના વંશજોને હમ્મેશના માટે નીચું જોતા કર્યા! અરે રે! મેવાડની પવિત્ર ભૂમિ! હે મેવાડ ભૂમિનું રક્ષણ કરનાર દેવી! તું મારા સત્યમાં મારી સહાય કરજે. હું તો મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા સારૂ માત્ર હે દેવી! તારા જ ભરોસે પ્રાણ સાટે તત્પર રહીશ.*

એક બાજુ પ્રતાપ આ પ્રમાણે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા સારૂ મથી રહ્યો હતો, ત્યારે બીજી બાજુ તેનો પ્રબળ શત્રુ અકબર તેના સર્વ પ્રયાસો નિષ્ફળ કરવા સારૂ સૈન્ય વધારે જતો હતો. તે રાજ-

---

* કવિતઃ—યદિ અવતાર શ્રીપરશુધર લેત નહિ,
સહસ્રાર્જુન અધિક અનીત તો કરી જતો!
અંશન સહ રામ જો ન લેત ઔતાર ભૂમિ,
દશમુખ ચક્ષધર્મ નામકો હરી જતો!
'છગન' ન હોત અવતાર કૃષ્ણ વ્રજમેં તો,
વ્રજ કાજ ગોવર્ધન કર કો ધરી જતો!
'પાતલ' ન હોતો જો પ્રસિદ્ધ રાના વંશ માંહ,
ક્ષત્રિ વીરતાકો નામ બાતલ પરી જતો. ૧

સકલ જહાનકે સુછીતિ પતિ છાડ ધર્મ,
બિક્રમ બિહાય શિર શાહકો નમાયો હૈ;
અતિ અંધકાર રાજલોભકો ધરીકેં મન,
વિવિધ વિધાન નિજ સેવાકો લ્હાયે હૈં;
'છગન' યા છત્રી ધર્મ ધીર છોડ જાતો ધરી,
ધરની તલ સ્વચ્છક ન અન્યકો સુહાયે હૈં;
તાહી સમૈ છત્રી ધર્મ સ્વચ્છબેકી કૃપા કરી,
પંચાનન રૂપ શ્રી પ્રતાપ ધરી આયે હૈં. ૨

પૂત રાજાઓને લાલચોને વશ કરી મહારાણા પ્રતાપના સામે લડવા ઉશ્કેરી કરી રહ્યો હતો. આ તેના કાર્યમાં મારવાડ, અંબર, બિકાનેર અને બુંદીના હાડા ચૌહાણો પણ ફસ્યા હતા અને તેમણે તેમની જ જ્ઞાતિના પવિત્ર પુરૂષ વિરૂદ્ધ હથિયાર ઉઠાવ્યાં હતાં. આટલેથી અકબર સંતોષિત થયો નહીં, પરન્તુ તેણે ખુદ રાણાના ભાઈ શક્તિસિંહ ઉર્ફે સાગરજીને* પણ આ સ્વદેશદ્રોહી, કાયર રાજાઓની પેઠે પોતાના ભાઈ વિરૂદ્ધ હથિયાર ઉઠાવી તેનું સર્વનાશ કરવાને ઉશ્કેર્યો હતો. આ સકતાજીએ પોતાના ભાઈ પ્રત્યે વિશ્વાસઘાત કરી તેના ફળમાં પાદશાહની પાસેથી પોતાના પૂર્વજોની પ્રાચીન રાજધાની અને રાજ્યોપાધિ પ્રાપ્ત કરી હતી. કેટલા બધા દુઃખની વાત છે કે, એક બાજુ મહારાણો પ્રતાપ પોતાના કુળની મર્યાદા સાચવવા સારૂ પોતાનો સર્વનાશ સહન કરવા પણ તૈયાર થયો હતો, ત્યારે બીજી બાજુ તેનો સહોદર તેના સર્વ પ્રયાસો નિષ્ફળ કરી તેનું સર્વનાશ કરવા તૈયાર થયો હતો!

આ સમાચાર જ્યારે મહારાણા પ્રતાપને મળ્યા, ત્યારે તે આ દેશદ્રોહીઓના ઉપર કોટી ધિક્કારની વૃષ્ટિ કરવા લાગ્યો. તેણે પોતાના સહોદર ઉપર પણ તે જ મુજબ ધિક્કારની વૃષ્ટિ કરી. આથી મહારાણાની પ્રતિજ્ઞા પલટાઈ નહીં, પણ ઉલટ તે વધૂ વૃદ્ધિગત થઈ. માણસને જેમ જેમ વિપત્તિ પડતી જાય છે, તેમ તેમ તે વધૂ કસાઈને વિપત્તિ સામે તૈયાર થાય છે. અને તે જ મુજબ મહારાણો પ્રતાપ પણ વિપત્તિથી ડર્યો નહીં અને તેના સામે વધૂ દઢતાથી થવાની તૈયારી કરવા લાગ્યો.

બાદશાહને રાજપૂતોને પોતાના પક્ષમાં લેવાથી પણ પૂરતો સંતોષ થયો નહીં અને તેથી તેણે રાજપૂતોની સાથે અંગ સંબંધથી જોડાવા વિચાર કરી, તેમને મોટી મોટી લાલચોને વશ કર્યા. સત્ય કહ્યું છે કેઃ—

જિવ્હા લાલચ વશ થયે, પ્રાણ તણું નુકશાન;
જેમ માછલી જળ રહે, લાલચ ખોવે પ્રાણ.

વળી પાદશાહ એમ પણ જાણતો જ હતો કે, રાજપૂતોની સહાય સિવાય પ્રતાપને નમાવવો તે આકાશ કુસુમવત્ છે. કારણ કે કહ્યું છે કે;—

ભય ન કાંઈ ત્યાં માનવો, જ્યાં ન જ્ઞાતિજન પાસ;
કુહાડી કાષ્ટ વિના કદિ, કરે ન તરૂવર નાશ.

તેથી તેણે ભગીરથ પ્રયાસ આદર્યો અને તેમાં તે ફળીભૂત પણ થયો. રાજપૂત કુલાંગારોએ પોતાની ભગિની અને કન્યાઓ યવનોને સમર્પણ કરીને તેમનો અનુગ્રહ પ્રાપ્ત કર્યો, અને હમ્મેશના માટે પોતાના કુળને કલંકિત કર્યાં. આવા ક્ષત્રિયો જો તે વખતે આ પવિત્ર ભારત-

* આ સાગરજીના વંશજો 'સાગરૌત'ના નામથી ઓળખાય છે.

ભૂમિને ભારે મારવા સારૂ ઉત્પન્ન થયા ન હત તો, તેમનાં પવિત્ર કુળોની મર્યાદા જેવીને તેવી જ રહેત અને વળી મહારાણા પ્રતાપ સમાન પવિત્ર પુરૂષને મહાન્ કષ્ટો પણ ભોગવવાં ન જ પડત. પરન્તુ સર્વેશ્વરનો વિચાર સાચા હીરાને બરાબર કરીને તેની પરીક્ષા કરાવવાનો હતો અને તેટલા જ સારૂ આવા નરરાક્ષસ રાજપૂતોને તેણે પ્રતાપના સમયમાં ઉત્પન્ન કર્યાં હતા.

અકબરના ક્રોધાગ્નિમાં જ્વલિત થયેલ ચિતોડનો ઉદ્ધાર કરતાં સુધી તેણે સોના રૂપાનાં વાસણોમાં નહીં જમવાનું, પલંગ ઉપર નહીં પોઢવાનું અને દાઢી મૂછ ઓળવાની દૃઢ પ્રતિજ્ઞા ધારણ કરી. તે પાતળ અને દૂનામાં જમવા લાગ્યો. જમીન ઉપર ઘાસના બિછાનામાં પોઢવા લાગ્યો. આ પ્રતિજ્ઞા એણે એકલાએ જ પાળી એમ નહીં, પરન્તુ રાણાકુળમાં ઉત્પન્ન થયલા સર્વને આ પ્રતિજ્ઞાનું દૃઢ રીતે પાલન કરવા જણાવ્યું, અને કેટલેક વખત સુધી ઉદયપુરના રાણાઓએ એને નિભાવી પણ ખરી. જેમ કહેવામાં આવ્યું છે કે 'સાપ ગયા અને લિસોટા રહ્યા' તેમજ પછાડીથી નામના રાણાઓ ઉત્પન્ન થયા કે જેમણે આ પ્રતિજ્ઞા માત્ર નામની જ પાળી. તેઓ સોના રૂપાનાં વાસણોમાં જમવા લાગ્યા, પરન્તુ વાસણો નીચે માત્ર એકાદ વૃક્ષનું પાંદડું રાખવા લાગ્યા. વળી તેઓ પલંગમાં પોઢવા લાગ્યા, પરન્તુ પલંગના નીચે ઘાસનું તૃણ રાખવા લાગ્યા. વળી મહારાણા પ્રતાપે સૈન્યમાં જે વાદ્યો આગળ વાગતાં હતાં તે હરેક પ્રકારની સવારિમાં પણ સૈન્યની પાછળના ભાગમાં રહી વગાડવાનો સખ્ત હુકમ કરી, પોતાની સખ્ત દિલગીરી જાહેર કરી બતાવી હતી. તેણે અંત સમય સુધી પોતાની પ્રતિજ્ઞાઓ અને ટેકને દૃઢતાથી નિભાવ્યાં હતાં.

મહારાણા પ્રતાપની તેમના પૂર્વજો સાથે તુલના કરતાં કહેવામાં આવ્યું છે કેઃ—

**ગીતઃ**—ઓછો તિલ ન કું ન કુ તિલ અધકો, સુણના સુકવ કરાં લે માપ;
તૂં તાહરા રાણ ટોડરમલ, પરિયાં સાતૂંબો પરતાપ.
પરિયાં અધક કહાં કિમ પાતલ, રાયાં તિલક હિંદવાં રાણ;
તેં સિર નહ નમિયો સુરતાણ, સેંગે ગઢ મૂકા સુરતાણ.
ઓછો કેમ કહાં ઉદાવત, અકબર કહર તણોં તપ દેખ;
અકબરસૂં રહિયો અણનમિયો, સુરતાણાં મહિયાં સારીખ.
કુલ ઉધાર પ્રતાપ કહંતાં, પોઢો ઘણૂં ઘણાં પ્રદ પાય;
મણાં ન તો કુલ મણાં ન તોમેં, મણાં સુકવ વખાંણો માંય.

ભાવાર્થઃ—હે મહારાણા પ્રતાપસિંહ ! હું નિશ્ચય કરીને કહું છું કે, તું તારા પૂર્વજો કરતાં ન તો તલભાર અધિક છે અને ન તો તલભાર

ન્યૂન છે, તારા પૂર્વજો જેવા વીર થયા તેવો જ તું પણ છે; માટે તને તારા પૂર્વજોથી અધિક શી રીતે કહેવો, કારણ કે રાણાઓ, બધાએ હિન્દુ રાજાઓના તિલક સમાન થયા છે, વળી તેં તો પાદશાહને માથું જ નથી નમાવ્યું, પરન્તુ તારા દાદા મહારાણા સાંગાજીએ તો પાદશાહોને પકડી પકડીને છોડી મૂકયા છે. વળી હે ઉદયસિંહના પુત્ર! તને પાદશાહના જુલમ રૂપી તપનો વિચાર કરતાં હું તારા પૂર્વજોથી ન્યૂન પણ શી રીતે કહી શકું? કેમકે મહા ઉગ્રતપવાળા અકબરને ન નમવું, તે જ પાદશાહોને પકડવા સમાન છે. હે કુલને ઉજ્વલ કરી ઉદ્ધારનાર મહારાણા! જેવા તારા પૂર્વજો બળવાન્ અને સ્તુતિ કરવાને યોગ્ય થયા છે તેવો જ તું પણ વીર અને પ્રશંસા કરવા યોગ્ય છે અને તેથી જ તું ઘણાં બિરદો પ્રાપ્ત કરી પોઢ્યો છે. તારા કુલમાં પણ મણા નથી. ખુદ્દ તારા પોતામાં પણ મણા નથી અને કવિ કહે છે કે મારા વર્ણનમાં પણ કોઇ પ્રકારની પણ ન્યૂનતા નથી.

આ પ્રતાપી મહારાણા પ્રતાપ માત્ર પચીસ વર્ષ જેટલા ટૂંક સમય જ મેવાડની ગાદી ઉપર રહ્યા હતા. અને તે પચીશ વર્ષોમાં એમણે પોતાના કુલની મર્યાદા અને સ્વતંત્રતા સારૂ મહાન્ કષ્ટો ભોગવ્યાં હતાં. એમણે સ્વતંત્રતા સારૂ રાજસુખને તિલાંજલિ આપી હતી. એમને રહેવાને માટે રાજમેહેલ તો શું? પણ કોઈ કોઈ વખત તો પર્ણકુટી સરખી પણ મળી ન હોતી. અરે! રહેવાનું તો ઠીક, પણ ખોરાકના માટે અન્નાહાર તો શું, પણ કોઇ કોઈ વખતે તો જંગલનાં ફલ ફૂલ પણ મળતાં નહોતાં. પોતાનાં રાજકુલમાં જન્મ લેનાર પ્રાણથી પણ અધિક પ્રિય બાળકોને ભૂખ્યાં ને ભૂખ્યાં સુવાડવાં પડતાં હતાં. જ્યારે તેઓ આટલાં કષ્ટોની કસોટીમાંથી પસાર થયા, ત્યારે જ તેમનું નામ અમ્મર બન્યું અને ઇતિહાસનાં પૃષ્ઠો ઉપર આજ પણ સુવર્ણના અક્ષરોથી કોતરાય રહ્યું છે. કોઇએ સત્ય જ કહ્યું છે કે

'નામ રહંતાં ઠક્કરાં, નાણાં નહીં રહંત।
કીરત હંદાં કોટડાં, પાડ્યાં નહીં પડંત॥"

જો મહારાણા પણ અન્ય નરાધમોની માફક બાદશાહ અકબરના આધીન થયા હત તો કદાચ તેમને દુઃખો સહન ન કરવાં પડત, બલ્કે અન્ય રાજ્યકર્તાઓ કરતાં વિશેષ માન પણ મેળવી શકત. પરન્તુ આજ જે તેમનું નામ અમ્મર છે તે તો ન જ થાત. નામ અમ્મર કરનાર કવિઓ છે અને તેમણે મહારાણાના પવિત્ર યશોનું વર્ણન કરી તેમનું નામ અમ્મર કર્યું છે. નામ સારા નરસા બન્ને મનુષ્યોનું થાય છે. પરન્તુ સારા માણસના નામને પ્રાતઃસ્મરણીય માનવામાં આવે છે, જ્યારે

નઠારાં કૃત્યોથી થયેલ નામ ઉપર થૂંકવામાં આવે છે. સારા માણસના સંસર્ગથી નઠારા માણુસોનાં નામ પણ રહી જાય છે. નિદાન સારી સોબતનો તે સારો બદલો છે. જેમ પુષ્પની સોબતથી કીડો પણુ શંકરના શિર ઉપર ચડી શકે છે. અને માટે જ કહેવામાં આવ્યું છે કે "બરાબરી સોં કીજીએ, વૈર, વિવાહ ઔ પ્રીત" રામચન્દ્રથી વેર કરવાથી રાવણુ ગવાયો, કૃષ્ણુથી વેર કરવાથી કંસ ગવાયો અને મહારાણા સાથે દુશ્મનાવટ કરવાથી બીજા નીચ રાજાઓ પણ સાથે સાથે યાદ આવે છે.*

જે સમયે મહારાણા પ્રતાપના હાથમાં ઉદયપુરની લગામ આવી અને જ્યારે એણે પોતાના પૂર્વજોનાં ચરિત્રોનું વર્ણન વિદ્વાન્ કવિઓના મોહેડેથી સાંભળ્યાં, ત્યારે તેની રગેરગમાં શિશોદિયા કુળનું પવિત્ર રક્ત વહેવા લાગ્યું. તેને દિન પ્રતિદિન પોતાના કુળની મર્યાદા સારૂ વધારે ને વધારે વિચારો થવા લાગ્યા. તે મન સાથે વિચાર કરતો કે, "શું મારે પણ બીજા ક્ષત્રિયોની માફક અકબરને મસ્તક નમાવી, મારા પવિત્ર કુળને કલંકિત કરવું? નહીં, નહીં, તે તો મારાથી ન જ બની શકે? જો હું પણ તેવી જ રીતે વર્તું તો મારા કુળમાં અને ક્ષત્રિયોના કુળમાં શું તફાવત કહેવાય? જો હું એવી રીતે વર્તું તો જન્મભૂમિનો દ્રોહી ઠરી તેને પરતંત્ર બનાવવાનું કલંક શું મારા ઉપર નહીં ચોંટે? અવશ્ય તે મને ચોંટવાનું જ અને તે ચોંટ્યા પછી કદાપિ પણ મને છોડી જશે નહીં. કવિઓ મારી અપકીર્તિનું વર્ણન કરી, મને નીચું જોતો કરશે. અને જેવી રીતે મારા પિતાને ચિતોડ છોડવાનું કલંક ચોંટયું છે, તેમ મને પણ જન્મભૂમિને પરતંત્ર કરવાનું કલંક જરૂર ચોંટશે. માટે મારા સારૂ તો હવે એકજ ઉપાય રહ્યો છે કે, હરેક પ્રકારની આફત વહોરીને પણ મારે મ્લેચ્છોના સામે હથિયાર ઉઠાવવાં. આ સિવાય કુળની મર્યાદાના રક્ષણનો અને માતૃભૂમિની સ્વતંત્રતાના રક્ષણનો અન્ય કોઈ પણ ઉપાય નથી."†

---

*દાતા બલી બિક્રમ ઔ ભોજ ત્રપમાન ગયે, કઈ કવિ ગાઈ ગુન નામના કરી ગયે,
રાવન ઔ કંસ હિરનાકસસે દુષ્ટન કે, ઔગુન દિખાકેં કવિ અયશ ધરી ગયે;
પિથલ પ્રતાપી ઔ પ્રતાપ છત્રસાલ હાડા, શિવાજીકો ગાયે અરિબલ જો હરી ગયે,
'છગન' ભનંત હોત દાની, કૂર, વીર પર, કવિ ગુન ગાવૈં તૌ વૈ અમ્ર નાં મરી ગયે.

† અત્યારે પ્રતાપી પ્રતાપના સમાન વિચાર ધરાવનારા કેટલા રાજાઓ આ ભારતભૂમિ ઉપર વસે છે? શું તેમના લક્ષ ઉપર મહારાણાનું ચરિત્ર નહીં આવ્યું હોય? આવ્યું તો હશે જ, પરન્તુ પ્રતાપનાં પ્રતાપી ચરિત્રો વાંચી પોતાની જાતને ધિક્કારવાનું તેઓ યોગ્ય ધારતા નથી, તેથી વાંચતા જ નથી

પ્રતાપી પ્રતાપ પોતાની જે પ્રતાપી અને પવિત્ર તલવાર ઉપર આધાર રાખતો હતો તેનું વર્ણન કરવામાં આવ્યું છે કે,

**ગીત:-**

બિજડ તાપ તો નમો પરતાપ સાંગણ બિયા, જગત યા અકથ કથ બાત જાણી,
કટર રાણા તણી બાર મઝ એકઠા, મસણ રાખે નકો હંસ* પાણી;†
ઉદયવત આજ દુનીયાણ સહ ઊપરા, સારરો તાર લાગો સબાંહી,
હંસ રાખે જીકાં નીર અળગો હુવે, નીર રાખે જીકાં હંસ નાંહીં.
કરાં ખગ ઝાલ દુહું રાહ માતો કલહ, દુઠ લાગો ખલાં ચેણ દાવૈં,
જીવરી આશ તો મસણ નહ ગહે જલ, જલ ગહે મસણ તો જીવ જાવૈં;
દઈ ઓ દઈ ગત કુંભકન દુસરા, ચાહ ગુર આપ રે પંથ ચાલે,
રાણ દઇવાણ પર હંસ લાગો રિમા, હંસ જલ શુ જુવે પંથ હાલે.

**ભાવાર્થ;**–હે બીજા મહારાણા સાંગા પ્રતાપસિંહ! તારી તલવારના તાપને નમસ્કાર છે. આ કહી ન શકાય તેવી વાત જગતે જાણી કે, પ્રલય કરવાવાળી મહારાણાની તલવાર આગળ તેના શત્રુઓ પ્રાણ અને પરાક્રમ એ બે વસ્તુઓ સાથે રાખી શકતા નથી. હે ઉદયસિંહના પુત્ર મહારાણા પ્રતાપસિંહ! તારી સર્વોપરી તલવારનો તાપ સંસારમાં સહુને લાગે છે. એટલે કે તારા જે શત્રુઓ પ્રાણ રાખવાની ઇચ્છા રાખે છે તેમનામાં પરાક્રમ રહેતું નથી અને જેઓ પરાક્રમ રાખવા ચાહે છે તેમનાં અંગમાં પ્રાણ રહી શકતા નથી. હે વીર પુરૂષ! તું તલવાર લઇને મ્લેચ્છોના દળ ઉપર એવી રીતે પડ્યો છે કે જેમને પ્રાણની આશા છે તેઓ પરાક્રમ છોડી દે છે અને જે પરાક્રમનો સંગ્રહ કરે છે તે પ્રાણથી પરવારી બેસે છે; હે સ્વેચ્છાચારીઓના ગુરૂ બીજા કુંભકર્ણ! બહુ જ આશ્ચર્યની વાત છે કે, તું તારા પોતાના જ માર્ગ ઉપર ચાલે છે. હે દિવાન! તું શત્રુઓના જીવ ઉપર એવો લાગ્યો

---

એમ અમારૂં તો માનવું છે. બાકી વાંચે તો પછી તેઓ જો શુદ્ધ ક્ષત્રિય હોવાનો દાવો કરતા હોય તો આ ગુલામગીરી પસન્દ જ ન કરે. આવા બિચારા રાજાએ કરતાં સ્વતંત્ર રંકો શું સુખી નથી? હે ઈશ્વર! તું અમારા રાજા નવાબોને દેશના હિત ખાતર સદ્દબુદ્ધિ આપ!!

* હંસ એટલે જીવ. † પાણી એટલે તેજ, પ્રબળતા, નીર અને જળ પણ એ જ અર્થ સુચવે છે. કહ્યું છે કે,

પાની બિન જોહરી ખરિદે મુકતાકો નાંહીં, પાની બિન સુઘડ સિરોહ કહા નામકી?
પાની બિન હયકું ખરિદે નાંહ સોદાગર, પાની બિન દમકે સો દામની ન કામકી
પાની બિન પુરૂષકો નામ હું રહત નાંહીં, પાની બિન હીરેકી ન કિમ્મત છ દામકી
જેતે નર જ્ઞાની એતે પાનીકો જતન કરો, પાની કે ગયે તે જીંદગાની કૌન કામકી!

મહારાણા પ્રતાપે બરાબર પાણીનું જતન કર્યું અને પોતાની જીંદગીનું સાર્થક કરી, અમ્મર નામ મૂકી ગયા છે. અત્યારે પાણીવાળા ક્ષત્રિયો પાણી બતાવશે કે?

છે કે એમના વિચારાઓના પ્રાણ અને પરાક્રમ બન્ને અલગ અલગ માર્ગેથી પલાયન કરી જાય છે. એક સ્થાન પર રહી શકતા નથી.

ક્ષત્રિય વીરની દૃઢ પ્રતિજ્ઞા એ જ ધ્રુવના સમાન અક્ષરો હોય છે અને પોતાની પ્રતિજ્ઞાથી પલટાય છે તે શુદ્ધ ક્ષત્રિય હોતો પણ નથી. એ તો માત્ર નામધારી ક્ષત્રિય હોઈ રાજપૂત નહી પણ 'રજપૂત' નામને યોગ્ય છે. હવે મહારાણાએ પોતાની પ્રતિજ્ઞાનો અમલ કરવા સારૂ પોતાના સરદારોની સભા કરી તેમણે કમલમેરને પાટનગર ઠરાવ્યું અને તેના ગોગુંડા ઇત્યાદિના કિલ્લાઓ સમરાવ્યા. એ કિલ્લાઓના રક્ષણ સારૂ સૈન્યનો યોગ્ય બંદોબસ્ત કર્યો. સરદારોને નવીન જાગીરો આપી તેમનો ઉત્સાહ વધાર્યો. પછી તેણે એક એવી ડાંડી પીટાવી કે "જેઓ અમારી પ્રજા તરિકે રહેવા ઇચ્છતા હોય તેમણે બનતી ઉતાવળે પોતાનાં ઘરબાર છોડી પર્વતોમાં પોતાના કુટુમ્બી જનો સાથે વાસ કરવો. જેઓ અમારી આ આજ્ઞાનું ઉલ્લંઘન કરશે તેમને દેશ-દ્રોહી માનવામાં આવશે અને તેવા દેશદ્રોહીઓ પ્રાણદંડની શિક્ષાને પાત્ર થશે." મહારાણાની આજ્ઞા તે જ પ્રજાજનો સારૂ સર્વેશ્વરની આજ્ઞા હતી. તેમનાં ઝુંડેઝુંડ શેહેરો અને કિલ્લાઓ ખાલી કરી નિર્જન પર્વતોમાં જઈ વસવા લાગ્યાં. આથી મેવાડ દેશ જનશૂન્ય બન્યો અને પર્વતો મનુષ્યોની વસ્તિથી ઘીચો ઘીચ ભરાઇ ગયા. મહારાણા જાતે જ પોતાની આજ્ઞાનું પરિપૂર્ણ રીતે પાલન થાય છે કે નહીં તે જોવા સારૂ જતા હતા અને પોતાની ખાત્રી કરતા હતા. એક વખત તેઓ પોતાની સાથે કેટલાક સેવકોને લઇને બનાસ નદીના કિનારા ઉપર વસેલા 'અન્તુલા' નામના સ્થળ ઉપર આવી ચ્હડ્યા. અહિં એક નિરભાગી ભરવાડ પોતાનાં ઘેટાં બકરાં ચરાવી રહ્યો હતો. એણે એના મનમાં એમ જ માન્યું હતું કે, દેશ જનશૂન્ય બની ગયો છે એટલે મારી હકીકત રાજાના કર્ણ સુધી કોણ પહોંચાડે તેમ છે? અને રાજા કંઈ જાતે જ થોડો અહિં આવે છે? પરન્તુ આ સમયના રાજાઓ હાલના રાજાઓ સમાન રાજભવનોમાં પડી રહી આનંદ ભોગવનાર નહોતા, કે જેથી તેમની આજ્ઞાઓનો યોગ્ય અમલ થાય છે કે નહીં? તેની તેમને પરવા પણ ન હોય. આ સમયના રાજાઓ તો તે સંબંધમાં બહુ જ કાળજી રાખતા હતા. મહારાણા પ્રતાપના પંજામાં આ મૂર્ખ ભરવાડ સપડાયો. પ્રતાપે તેની પાસેથી દેશ નહીં છોડવા સારૂના કેટલાક પ્રશ્નો કર્યા અને પછી રાજાજ્ઞાનું ઉલ્લંઘન કરનાર આ ભર-વાડનું શિર તેના ધડથી જુદું કરી, ધડને ભાર મુકત બનાવ્યું. વળી રાજાજ્ઞાનો ભંગ કરવાથી શું પરિણામ આવે છે તે લોકોને જણાવવા

સારૂ તેનું ધડ અને શિર એક ઝાડે ટાંગવામાં આવ્યાં. હવે કોણ ઓકાત હતી કે રાજાજ્ઞાનો ભંગ કરી શકે ? તમામ વસ્તિ પર્વતોમ વસી ચૂકી. પ્રતાપસિંહ પણ આથી આનંદ માનવા લાગ્યા, કારણ આવી જનશૂન્ય ભૂમિ ઉપર મોગલોની દૃષ્ટિ શા સારૂ ખેંચાય? એ તેઓ માનતા હતા. પરન્તુ અકબરને તો માત્ર મહારાણાને નમાવવ નીજ ઇચ્છા હતી. મહારાણો નહીં ને તેનું નામનું પૂતળું પણ નમે ત તે તેને પોતાનાં ધન્યભાગ્ય માને તેમ હતું. એટલે અકબરે તો મહ રાણાના સર્વ પ્રયાસો નિષ્ફળ કરવાની પોતાની ઇચ્છા ન જ માંડી વાળ

પાદશાહ અકબરે સવ હિન્દુ રાજાઓને પોતાની સાથે લઈ પ્રતા પ્રતાપ વિરૂદ્ધ હથિયાર ધારણ કર્યાં. આ રાજાઓ એ જ હતા જેમના પૂર્વજોએ મેવાડની પવિત્રતા સારૂ પોતાના પ્રાણાર્પણ સુદ્ધાંત કર હતા. આ રાજાઓએ પાદશાહનું આધિપત્ય સ્વીકાર્યાં ઉપરાંત કેટલાકો પોતાની બેહેન દીકરીઓ પણ પાદશાહને આપી હતી, અને તેમ કરવાથ પોતાના કુળની મર્યાદાને તેમણે વેચી નાંખી છે, એમ તેઓ મન સા સમજતા હતા. એટલે કુળ મર્યાદા નહીં વેચનાર મહારાણા પ્રતા પ્રત્યે એમને તે જ દ્વેષ ઉત્પન્ન થયો હતો અને ચહાયતે ભલો, પણ પ્રતાપ પોતાની પ્રણાલીમાં મૂકવા તેમની તીવ્ર ઇચ્છાઓ થઈ આવી હતી.

હિન્દુ રાજાઓમાં અંબર–જયપુર–નો રાજા માનસિંહ પાદશાહ બહુ જ માનીતો હતો; કારણ કે, તેણે પ્રથમ જ તેની બહેન પાદશાહ આપી હતી. આ માનસિંહ સાહસિક, બુદ્ધિબળવાળો અને વ રાજપૂત હતો. તેણે બાદશાહના તરફથી ઘણાં યુદ્ધોમાં વિજય મેળ હતો, એટલે અકબરની તેના ઉપર પ્રીતિ પણ વિશેષ હતી. ખરૂં કહે તો અકબરના સમયમાં તેના રાજ્યની ઘણી સરહદ વધારનાર આ જ રાજપૂત હતો. અને તેથી તે બાદશાહના સર્વ સેનાપતિઓ પ્રસિદ્ધ સેનાપતિ હતો.

માત્ર બુન્દીના હાડા–ચૌહાણો જ પાદશાહને કન્યા આપવામાંથી બ શક્યા છે. અને તેથી જ કોઈ કવિએ કહ્યું છે કે,

"કાજળ હંદી કોટડી, દિલ્હી સુલતાનાં;
સબહિ કાજળ લગ ગયો, બિનાહી ચૌહાણાં."*

---

* બુન્દીના રાજા સુરજનના સમયમાં તેમના તાબાનો રણથંભોરનો કિલ મેળવવા અકબરે બહુ પ્રયાસ કર્યો; છતાં તે તેમાં ફાવી શક્યો નહીં. એ પાપી માનસિંહે બુન્દીપતિને ચિતોડપતિના આધિપત્યમાંથી છૂટા કરી, બાદશા આધિપત્ય સ્વીકારવા તથા રણથંભોર મેળવવા સારૂ પ્રપંચ આદર્યો. ત સુરજન પાસે રણથંભોરના કિલ્લામાં અતિથિ તરિખે જવાનો પોતાનો વિચ

સોલાપુરના યુદ્ધમાં વિજય કરી જ્યારે માનસિંહ દિલ્હી તરફ જતો હતો ત્યારે તેણે મહારાણા ઉપર એક સંદેશો મોકલી જણાવ્યું કે, "હું આપને ત્યાં અતિથિ થઇને આવું છું." આ વખતે મહારાણો કમલમેરમાં હતા. તેઓ તેને લેવા સારૂ ઉદય સાગર સુધી જાતે ગયા. રાણાજીની આજ્ઞા મુજબ અહીંજ જમવાનું તૈયાર રાખવામાં

---

સુરજનને જણાવ્યો. રાજપૂતો અતિથિઓ સારૂ તો પ્રાણન્યોછાવર કરતાં પણ પાછો પગ કરતા નથી. સુરજને તેને રણથંભોરમાં આવવા આમંત્રણ કર્યું. માનસિંહ ગયો. આ વખતે તેની સાથે સિપાઇના વેષમાં ખુદ અકબર પણ ગયો હતો. આ વખતે રાવ સુરજનનો કાકો ત્યાં હાજર હતો. તેણે પાદશાહને ઓળખ્યો, તેથી તેને એક ઉચ્ચ સિંહાસન ઉપર બેસાડ્યો. હવે અકબર માનસિંહની મારફત સુરજનને સારી સારી લાલચો આપીને ચિતોડપતિનું આધિપત્ય છોડાવવામાં ફાવી શકયો. તે વખતે સન્ધિપત્ર તૈયાર કરાવવામાં આવ્યું અને તેના ઉપર ખુદ અકબરે પોતાના હસ્તાક્ષર કર્યાં. તેની કલમો આ પ્રમાણે છે.

(૧) બુંદીના રાજાઓ કોઇપણ સમયે દિલ્હીના સમ્રાટ્ વંશને કન્યા નહીં આપે. (૨) જજિયા નામનો વેરો આપવામાં નહીં આવે. (૩) બુંદીના મહારાજને બાદશાહ કદાપિ પણ અટકની બહાર યુદ્ધ કરવા સારૂ મોકલી શકશે નહીં. (૪) નૌરોજાના દિવસોના સ્મરણમાં દિલ્હીના બાદશાહના મહેલમાં જે મીના બજાર ભરવામાં આવે છે અને તેમાં રાજપૂત રાજા તથા સામન્તોની અન્તઃપુરમાં વસવાવાળી સ્ત્રીઓને મોકલવાનો પ્રથા છે, તે પ્રમાણે બુંદીના રાજા અને એમના તાબાના સામન્તોની સ્ત્રીઓને એ મીના બજારમાં બોલાવવામાં નહીં આવે. (૫) બુંદીના મહારાજ દિવાને આમમાં સજેલાં હથિયારોથી જઈ શકશે. (૬) એમનાં પવિત્ર દેવસ્થાનો ઉપર કોઇપણ પ્રકારનો આઘાત કરવામાં નહીં આવે. (૭) બુંદીના મહારાજા અને એમના આધીનના સામંતો કોઇપણ સમયે પોતાના સૈન્ય સાથે કોઇપણ હિન્દુ રાજાના તાબામાં નહીં મુકાય. (૮) બાદશાહના તાબાના રાજાઓના ઘોડેસ્વાર સૈન્યના ઘોડાઓને જે બાદશાહી ચિન્હથી આંકવામાં આવે છે, એ પ્રકારનું બુંદીના ઘોડેસ્વારોના ઘોડાઓ ઉપર ચિન્હ આંકવામાં આવશે નહીં. (૯) જ્યારે બુંદીના મહારાજ દિલ્હીમાં જશે તે વખતે દિલ્હીના રાજમાર્ગથી મહેલના લાલ દરવાજા સુધી પોતાનો ડંકો વગાડતા જશે. (૧૦) બુંદીના મહારાજ જે વખતે બાદશાહના સામા જશે તે વખતે તેઓ બીજા રાજાઓની માફક ડોંચણ નમાવીને સન્માન નહીં બતાવે.

આ સન્ધિપત્ર થયા પછી અકબરે સુરજનને શ્રીકાશી ક્ષેત્રમાં મહેલ બાંધવા આજ્ઞા આપી. આ એક પ્રકારનું બહુ માન મનાતું હતું. પછી બાદશાહે સુરજનને ગૌડદેશ જીતવા મોકલ્યો, ત્યાં તેણે વિજય પ્રાપ્ત કરવાથી બાદશાહ બહુ ખુશ થયો અને એને શ્રીકાશી, ચુનાર આદિ પાંચ દેશોનો અધિકાર સોંપ્યો.

આવી રીતે પોતાનું આધિપત્ય સ્વીકાર્યાં છતાં પણ તેઓ પાછા ફરી ન જાય તે સારૂ બાદશાહ તેમને વખતો વખત પુરસ્કાર પણ આપતો હતો. અત્યારે તેવું કંઇ છે કે?

આવ્યું હતું. મહારાણા તો ત્યાંથી તેને મળીને ચાલ્યા ગયા હતા. એટલે બિછાનાં નંખાયા બાદ તેને જમવાની વરદી આપવામાં આવી એટલે એણે મહારાણાને મળવાની પોતાની ઇચ્છા દર્શાવી. આ વખતે મહારાણાના કુમાર અમરસિંહજી ત્યાં હાજર હતા, તેમને મહારાણાને નહીં આવવાનું કારણ પૂછ્યું. અમરસિંહે જણાવ્યું કે, "પિતાજીની પ્રકૃતિ આજે સ્વસ્થ નથી, તેથી તેઓ અહીં હાજર રહી શકયા નથી." આ શબ્દોથી માનસિંહના મનમાં જે સંદેહ હતો તે દૂર થવાને બદલે વધુ થયો, તેથી તેઓ સરદારોને કહેવા લાગ્યો કે,

માનસિંહ—સરદારો, તમારા રાણાજીને સમજાવો કે જેથી તેઓ પોતાની ઉદ્ધતાઇને છોડી મારી સાથે જમવા આવે.

સરદાર—મહારાજ, તેઓ શ્રીની પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી તેઓ આજના જમણમાં હાજર રહેવા અસમર્થ છે. એથી આપે કંઈ માઠું લગાડવું નહીં અને આપને માઠું ન લાગે તે સારૂ જ તેઓ શ્રીએ કુમારશ્રીને હાજર રાખ્યા છે.

માનસિંહ—કુમારને મારી સાથે જમવા આજ્ઞા કરી છે તે પણ માત્ર મને માઠું ન લાગે તે સારૂ જ. નહિ કે અંતઃકરણના પ્રેમથી, પરન્તુ તમો રાણાને સમજાવો કે તેઓ આ દુશ્મનાવટ કોની સાથે બાંધે છે અને કોનું અપમાન કરે છે? આ અંબરાધિપતિ ધારે તે કરવા સમર્થ છે. તેની સાથે દુશ્મનાવટ કરવાથી ફાયદો મેળવી શકાશે નહીં. કેમ તમારા પૈકી કોઇ રાણાને સમજાવવા જવા ઇરાદો રાખો છો?

સરદાર—મહારાજ, મહારાણાશ્રીની પ્રકૃતિ જ જ્યારે અસ્વસ્થ છે, ત્યારે તેઓ આવી શકે એ બિલકુલ અસંભવિત છે. અને તેથી અમારા પૈકી કોઇ તેમને ત્રાસ આપવા સારૂ જવાની હિમ્મત કરી શકે તેમ નથી. આપને જમવાની ઇચ્છા હશે તો જમો અને ઇચ્છા ન હોય તો તે આપની ઇચ્છાની વાત છે.

માનસિંહે પોતાનું ભયંકર અપમાન થવાનું માન્યું અને પોતાના ઇષ્ટદેવ અને પિતૃઓના ગ્રાસ મૂકી કેટલુંક ખાવાનું પોતાની પાઘડીના છેડે બાંધી લીધું અને પોતાની બેઠકથી ઉઠી ઉભો થયો. જ્યારે માનસિંહ પોતાના આસનેથી ઉઠ્યો એટલે મહારાણા તુરત જ ત્યાં પધાર્યાં. આથી તો માનસિંહના ક્રોધરૂપી અગ્નિમાં ઘી હોમાયું અને તે મહારાણાને કહેવા લાગ્યો કે,

માનસિંહ—મહારાણા! વિચાર કરો આપની મર્યાદાના રક્ષણ સારૂ જ અમોએ અમારી બેહેનો અને પુત્રીઓ મોગલોને આપી છે. વળી મારી ગૌરવતાનો કંઈ પણ વિચાર કર્યાં વગર હું આપની પાસે

આવ્યો છું. છતાં જો આપ કંઈ સમજશો નહીં તો આપને તેમાં કંઇ ફાયદો નહીં થાય, પણ ઉલટ નુકસાન જ થશે. અને આપ એ પણ ખાત્રી રાખજો કે આ મેવાડની ભૂમિ પણ ઘણો સમય આપને પોતાના હૃદય ઉપર નહીં રાખી શકે, માટે વિચાર કરો, કે જેથી પાછળથી પસ્તાવું ન પડે.

શું માનસિંહના આ શબ્દો મહારાણો પ્રતાપ સાંભળી સ્તબ્ધ રહી શકે કે? તેણે તુરત જ તેના કપાળમાં વાગે એવો ઉત્તર આપવાનું શરૂ કર્યું.

મહારાણો–અંબરાધીશ! શું આપની બ્હેનો અને પુત્રીઓ અમારી મર્યાદા સારૂ આપે મોગલોને આપી છે? કે તમો મોટાઈ મેળવી નિશ્ચિન્તતાથી રાજ સુખ ભોગવી શકો તે સારૂ? અરે! તમારામાં ગૌરવતા જેવી વસ્તુ જ કયાં છે કે જેનો વિચાર કર્યા સિવાય તમો મારી પાસે આવ્યા છો? માનસિંહ! વિચારી જુઓ કે તમારામાં ગૌરવતા છે? અરે! તમો ગૌરવતાને જાણો પણ છો કે? તમારી ગૌરવતા તો મ્લેચ્છોના ચરણોમાં રખડે છે. તેની કૃપા કટાક્ષ ઉપર જેમ તમો રાજ ભોગવો છો, તેમ તે મ્લેચ્છોની કૃપાકટાક્ષ ઉપર રાજ ભોગવવાનું આ મહારાણા સંગ્રામસિંહનો પૌત્ર કદાપિ પણ પસન્દ નહીં જ કરે. માનસિંહ! વિચાર કરો કે માતૃભૂમિને પરતંત્રતાની જંજીરમાં જડી, તમો ખુદ્દ પરતંત્ર બની, તમારી બહેનો અને દીકરીઓ મોગલોને આપી તમો ક્ષત્રિય હોવાનો દાવો કરો છો! તમારી આ સમજ બાબત મને બહુ ખેદ થાય છે. તમારા સમાન ક્ષત્રિયોએ ક્ષત્રિય જાતિને લજ્જીત કરી છે અને છતાં પણ તમો શરમાતા નથી. તમારા જેવા ક્ષત્રિયોની મને દયા આવે છે.

અરે! જેને પોતાના દેશની, પોતાની જ્ઞાતિની અને પોતાની અંગત સ્વતંત્રતાનું અભિમાન નથી તેવાઓને મનુષ્ય કહેવડાવવાનો પણ શું હક છે? પછી હું તમને મનુષ્ય કે રાજા શાનો માનું? માનસિંહ! પરતંત્ર મનુષ્યની સ્થિતિ માત્ર એક પાળવામાં આવેલા શ્વાન કરતાં વિશેષ સારી નથી. બલ્કે શ્વાન કરતાં બહુ ખરાબ છે. કારણ કે શ્વાનમાં સમજવાની શક્તિ નથી અને આ બે પગો શ્વાન તો સમજવા છતાં પણ પરતન્ત્રતાને પસન્દ કરે છે. અરે! તમોએ મારે ત્યાં આવીને મારૂં ગૃહ અપવિત્ર બનાવ્યું છે. તેનો તમને કંઇ વિચાર આવે છે કે? અમોએ તમને કયારે આમંત્રણ મોકલ્યું હતું કે જેથી અહીં પધાર્યા છો? શું તમોને અહીં આવતાં પહેલાં તમારાં પાપી કૃત્યોનો વિચાર થયો નહીં?

માનસિંહ! મને નુકસાન કરવાનું તમારી ઇચ્છા ઉપર અવલંબેલ નથી તેમ જ મને મેવાડભૂમિ ઉપર સ્થલ નહીં મળવા દેવાનું પણ

તમારી ઇચ્છા ઉપર નથી. તેનો તો સર્વેશ્વરની ઇચ્છા ઉપર આધાર છે. તેણે મારા અને તમારા માટે જે વિચારો કર્યાં હશે તે જ મુજબ થયા કરશે. અને છતાં પણ કદાચ મને મારી માતૃભૂમિની અને મારા કુટુમ્બની સ્વતન્ત્રતાનું રક્ષણ કરતાં કષ્ટો આવે તો પણ તેની તમારે લગાર પણ દયા ખાવાની જરૂર નથી, પરન્તુ સૈન્ય સાથે આ મેવાડ-ભૂમિમાં પગ મૂકતાં પેહેલાં પૂર્ણ વિચાર કરજો.

માનસિંહ—ઠીક, ત્યારે હું જાઉં છું, પરન્તુ તમો તમારી સ્વતન્ત્રતા ક્યાં સુધી સાચવી શકો છો ? તે હું થોડા સમયમાં જ હવે જોઇ લઇશ.

મહારાણો—બહુ સારૂં ચાલ્યા જાઓ. પણ પાછા વેહેલા વેહેલા સૈન્ય સાથે આવજો. આ વખતે મહારાણાની સાથેનો એક માણસ બોલી ઉઠ્યો કે "માનસિંહજી, એકલા ન આવતાં તમારા બનેવી અકબરને પણ સાથે લઈ આવજો." આ માણસના કહેવાથી તો જેમ બળતામાં ઘી હોમાય તેમ માનસિંહ વધુ ક્રોધાયમાન થયો, પરન્તુ અહિં તેનો કંઇ ઉપાય ચાલી શકે તેમ નહોતું એટલે છાનોમાનો ચાલ્યો ગયો.

મહારાણાએ જે જગાએ માનસિંહ બેઠો હતો તેને ખોદાવી ગોબરથી શુદ્ધ કરાવી અને સમગ્ર ઠેકાણાએ ગંગાજલ છંટાવી શુદ્ધ કરાવી. આ સમાચાર પણ માનસિંહને મળ્યા. હવે તો આ કુલાંગાર હરેક ઉપાયે પણ મહારાણાને ખરાબ કરવા ઉદ્યત થયો. ને તેના મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્કો કરતો વહેલો વહેલો અકબરને મળવાના ઇરાદાથી ચાલ્યો. માનસિંહના ગયા બાદ મહારાણાએ પોતાના સરદારોને જણાવ્યું કે "સરદારો, આજનો પ્રસંગ તમો સર્વેએ નજરે જ જોયો છે. અને તેના ઉપરથી આપણે એમ અનુમાન કરી શકીએ છીએ કે, હવે આપણા ઉપર થોડા જ સમયમાં આ દેશદ્રોહી, જાતિ-દ્રોહી અને કુલદ્રોહી કલંકિત માનસિંહ ભારી સૈન્ય સાથે આવશે. માટે આપણે પણ આપણી તૈયારીના કાર્યમાં જોડાઈ સૈન્ય એકત્ર કરવું જોઇએ. બોલો તમારો શું વિચાર છે ?"

સરદારો—અન્નદાતાર, અમારો અભિપ્રાય હોય જ નહીં. આપ અમારા પ્રાણના પણ માલિક છો. આપના પ્રસ્વેદ બિન્દુની સાથે જ અમો અમારા પ્રાણ સુદ્ધાંત પણ ન્યોછાવર કરવા તૈયાર છીએ. અમારો અભિપ્રાય આપથી અલગ હોય જ શાનો. આપની આજ્ઞા અને અમારાં શિર એ જ અમો અમારો ધર્મ માનીએ છીએ.

મહારાણા—આપણે આપણી પોતાની સ્વતન્ત્રતા સારૂ, આપણી પવિત્ર માતૃભૂમિની સ્વતંત્રતા સારૂ, આપણા ધર્મ સારૂ અને આપણા પવિત્ર દેશની પવિત્ર સતી સ્ત્રીઓની આબરૂના રક્ષણ સારૂ લડવાનું

છે. જો કદાચ મ્લેચ્છો સાથે લડતાં આપણે વિજય પ્રાપ્ત કરી શકીશું તો તેમાં આપણને લાભ છે. જો કદાચ આપણો લડતાં પરાજય થશે તો દેશની સ્વતંત્રતામાં આપણા પ્રાણ જશે, તેથી વિદ્વાન્ કવિઓ અનંતકાળ સુધી આપણાં યશોગાન કરશે અને તેથી આપણને કીર્તિનો લાભ થશે. માટે આપણે કોઇ પણ પ્રકારના વિચાર સિવાય સ્વતંત્રતા સારૂ તન મન અને ધનથી તલવાર ઉઠાવવી.

સરદારો—અન્નદાતાર, અમો આપના વિચાર સાથે સંપૂર્ણ રીતે મળતા છીએ. કારણ કે વિધર્મી પાદશાહની પરતન્ત્રતા સ્વીકારી તેની અને તેના અધિકારીઓની મહેરબાની ઉપર રાજ્યસુખ ભોગવવા ચાહતા નથી. પરન્તુ પરમેશ્વરે અમને ક્ષત્રિય બનાવી અમારી આજીવિકા સારૂ અમને આ પરમ પવિત્ર તલવાર આપી છે, તેથી અમો તેના બંધનથી સ્વતંત્ર રહી અમારી સત્તાઓ ભોગવવા માગીએ છીએ.

પ્રતાપ—મ્હારા બહાદુર સરદારો, તમારાથી જ અમો રાણાકુળ ઉજ્વળ છીએ. તમારા ભરોસાથી જ અમો ચહાય તેવા બલિષ્ઠ દુશ્મનથી પણ લડતાં ડરતા નથી. અને તમારા જ ભરોસાથી હું પ્રતિજ્ઞા કરૂં છું કે "આપણા શત્રુઓ આપણી પવિત્ર ભૂમિ ઉપર હું જીવિત રહીશ, ત્યાં સુધી ટકી શકશે નહીં. ચહાય તો ચન્દ્રમાંથી અગ્નિ ઝરે, અમૃત ઝહરનું કામ કરે, ધ્રુવ પોતાનું આસન મુકી ચલાયમાન થાય, સૂર્ય પોતાનું દિવ્ય તેજ છોડી શીતળતા ગ્રહણ કરે, જે શંકર પાર્વતી હમ્મેશ સાથે રહેનાર છે તેઓ છુટાં પડે, જળની અંદર અગ્નિ ઉત્પન્ન થાય અને જેમને અમ્મર માનવામાં આવે છે તે પણ મરે, તો પણ મહારાવળ બાપ્પાના વંશમાં ઉદ્ભવ થયલો આ રાણો પ્રતાપ પરતંત્રતારૂપી ભયંકર બેડીનો સ્વીકાર નહીં કરે. મારૂં રાજ્ય જશે તો પણ હું સાધુ વેશે રહીને સ્વતંત્રતા ભોગવવાનું ઇચ્છીશ, પરન્તુ પરતન્ત્રતા સ્વીકારી રાજ્ય સુખ ભોગવવા ઇચ્છીશ નહીં. તે પવિત્ર સ્વતંત્રતાનું રક્ષણ કરતાં, મારા અને મારા કુટુમ્બના મારા દેખતાં ટૂકડે ટૂકડા થશે તો પણ હું મારી પ્રતિજ્ઞાને તોડીશ નહીં. અરે શાસ્ત્રો પોકારી પોકારીને કહે છે કે,

"નરક રાજ્ય વરૂ હો, પ્રભૂ, નહીં સ્વર્ગ દાસત્વ;
પરાધીન હે જગતમેં, 'માણિક' દુખ કર તત્વ."

અને તે શાસ્ત્રોનાં અને વિદ્વાનોનાં વચનોને અનુસરી હું કદાચ મને અન્ન જળ પણ નહીં મળે, પહેરવાના માટે વલ્કલો પણ નહીં મળે તો સંન્યાસી વેષે રઝળી, રખડીને પણ હું મારી માતૃભૂમિને પરતંત્રતાની બેડીમાં જુડાયલી પણ મુક્ત કરવા પ્રયાસ કરીશ. જ્યારે હું મારા દેશદ્રોહીઓને મારીશ અને ભગાવીશ ત્યારે જ હું મારી પવિત્ર માતૃ-

ભૂમિનો પુત્ર હોવાનો દાવો કરીશ. જો હું મારી માતૃભૂમિને વિધ
મોગલોના કબજે થવા દઉં તો મારી માતાને અને પવિત્ર ક્ષત્રિય નામ
અને પવિત્ર રાણા કુટુંબને લજ્જીત કરવા સારૂ જ આ પૃથ્વી ઉ
ઉત્પન્ન થયો ગણાઉં.

જો કદાપિ ક્ષીર સમુદ્ર એક બુંદ કાંજીનું પડવાથી ફાટી જા
નીચ વ્યભિચારીઓ, ચોરો અને શરાબી મનુષ્યો કદાચ સ્વર્ગે જા
આપણા દેશના જ દેશદ્રોહીઓની કદાચ પ્રશંસા થાય અને કદાચ હિ
લય પર્વત પોતાની જગ્યાએથી ચલાયમાન થાય, તો પણ હું આ મા
દૃઢ પ્રતિજ્ઞાનો ત્યાગ કરીશ નહીં અને વિધર્મીઓનો ગુલામ બની તેમ
સેવા સ્વીકારીશ નહીં.

મને આનંદ થાય છે કે તમો સહુ સરદારો મારી સાથે એક મત
છો. તમારા સમાન સરદારો જે રાજ્યમાં હોય તે રાજ્યને દુશ્મનો
કરી શકવા શક્તિમાન્ છે ? જે રાજાઓ માત્ર પોતાના રાજ્યની ઉત્પ
વધારવા સારૂ પોતાના બહાદુર સરદારોની જાગીરો ઉપર તરાપ મ
છે, તે રાજાઓના રાજ્ય ઉપર જોખમ આવતાં જરા પણ વિલં
લાગતો નથી. તમો સહુ તમારી જાગીરો ઉપર જાઓ અને તમા
બહાદુર સૈનિકોને અને તમારા તાબાના જંગલી ભિલ્લોને લઇને સલ
રાજ્યમાં પાછા આવો. હવે આપણને જેટલો સમય જાય છે તેટલા સ
યમાં બાદશાહી સૈન્યની રાહ જોતા રહીશું.

મહારાણા પ્રતાપનું કહેવું પૂર્ણ થયા પછી સહુ સરદારોએ મહારા
પ્રતાપનો જય ઘોષ કર્યો અને ત્યાર પછી તેઓ પોતપોતાની જાગી
તરફ ચાલ્યા ગયા.

હવે મહારાણાએ પોતાના પુત્ર—અમરસિંહને ઉશ્કેરતાં જણાવ્યું કે

"પુત્ર ! ક્ષત્રિયો પોતાનું ભાન ભૂલી ગયા છે. તેઓ માત્ર પોતા
રાજ્યરૂપી ટુકડા રોટલી સારૂ કુતરાની માફક પાદશાહી સત્તાને વ
થઇ તેના નચાવ્યા નાચે છે. સ્વતંત્રતા એ નામની કોઇ વસ્તુ પણ
કે નહીં ? તેનું પણ તેમને ભાન રહ્યું નથી. અરે ! આ નરાધ
એટલાથી જ અટક્યા નહીં; પરન્તુ તેમણે પવિત્ર કુટુંબોમાં જન્મે
પવિત્ર ક્ષત્રાણીઓને મોગલોનાં જનાનખાનાંમાં અર્પતાં પણ વિચ
કર્યો નહીં. એ સ્થિતિ હું મહારાવલ બાપ્પાના વંશમાં ઉત્પન્ન થ
છતાં શી રીતે સ્વીકારી શકું ? જો હું તે સ્થિતિનો સ્વીકાર કરૂં તો રાણ
વંશને કલંક લગાડનાર જ નિવડું. ભાઈ, બીજાઓની વાત તો હું
કરૂં ? જ્યાં મારો પોતાનો ભાઈ સાગર પણ પાદશાહની આધીન
સ્વીકારી તેનો સેવક બની તેની પાસે રહે છે અને આપણા કુટુંબ

લજાવે છે! ભાઈ અમરસિંહ! હવે તમોએ પણ તમારી કસોટી કરાવવાનો સમય આવ્યો છે. હવે થોડા જ વખતમાં આપણે આપણા રાજ્ય સુખોને પણ છોડવાનો કદાચ સમય આવી લાગશે. કેમ તૈયાર છો કે નહીં?"

અમરસિંહ–પિતાજી! જે કુળમાં આપ ઉદ્ભવ થયા છો તે જ પવિત્ર કુળમાં આપ સમાન પવિત્ર પિતાથી ઉત્પન્ન થયલો હું પણ એક ક્ષત્રિય પુત્ર છું. હું પણ એક સિંહનો સિંહબાલક છું. મારે મારા સુખદુઃખનો વિચાર નહીં કરતાં, માત્ર મારા પરમ પવિત્ર પિતાના દેશની સ્વતંત્રતાના, પોતાના કુટુંબની મર્યાદાના અને પોતાના પવિત્ર હિન્દુ ધર્મના રક્ષણના કાર્યમાં સામેલ રહેવું એ જ મારૂં કર્તવ્ય છે.

પિતાજી! મેં ઘણી વખત આપની પાસેથી સાંભળ્યું છે કે, ક્ષત્રિયોએ માત્ર પોતાની પવિત્ર તલવાર ઉપર વિશ્વાસ રાખી પોતાની સ્વતંત્રતા સાચવવી જોઇએ. અને તે મુજબ આપણા પૂર્વજો અનાદિ કાળથી વર્તતા આવ્યા છે અને આપ પણ અત્યારે માત્ર તે જ આપણા પવિત્ર કુળની મર્યાદા સારૂ તલવાર પકડવા તૈયાર થયા છો. પછી મારે અન્ય વિચાર કરવાનો હોય જ શાનો?

પિતાજી! હું પણ આપના સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે, "મેવાડ ભૂમિની સ્વતંત્રતામાં હું મારૂં જીવન માનીશ અને મેવાડભૂમિની પરતંત્રતામાં જ હું મારૂં અવસાન પણ માનીશ."

પ્રતાપ–શાહબાશ! મ્હારા બહાદુર કુમાર! જો તમારા સમાન જ સ્વતંત્રતાને ચાહનાર અને પોતાના કુળની મર્યાદાને ચાહનાર ક્ષત્રિય બાળકો આ ભારતભૂમિમાં ઉત્પન્ન થતા હત તો ક્ષત્રિયોની આ સ્થિતિનો અનુભવ આપણને થાત નહીં, પરન્તુ ભારતભૂમિના કમનસિબે હવે તેવા ક્ષત્રિય પુત્રો ઉત્પન્ન થવા તે પણ અસંભવિત છે. ચાલો આપણે પણ હવે આજથી જ આપણી તૈયારીઓ કરવા લાગીએ.

---

## પ્રકરણ ત્રીજું

### પાદશાહનો દરબાર, માનસિંહે તેને ઉશ્કેર્યો

પાદશાહ અકબરનો દરબાર ભરાવા લાગ્યો. ખાનો અને ઉમરાવો પોતપોતાનાં આસનોએ આવી બેસી ગયા. મેહેતા, મુત્સદ્દીઓ, દિવાનો, પટવારીઓ અને બીજા સરદારો પણ આવી પોતપોતાનાં આસને બેઠા, એટલે નકીબે બાદશાહ અકબરના આવવાની નેકી પોકારી. સહુ સભાજનો પોતપોતાનાં આસને ઉભા થઈ ગયા, એટલે અકબરે આવી સિંહાસન ઉપર બેઠક લીધી અને ત્યાર બાદ તમામ સભાજનોએ

પણ પોતપોતાનાં આસનો શોભાવ્યાં. સત્ય કહીએ તો સ્વતંત્રતા વેચવાથી લજ્જીત કર્યાં એટલે કવિઓએ તેને આશીર્વાદાત્મક અને પ્રશંસાત્મક કાવ્યો કહી સંભળાવ્યાં. અને કવિઓ પછી જ્યોતિષિઓ અને કાજીઓએ પણ પોતાના આશીર્વાદાત્મક શ્લોકો અને શેરો કહી સંભળાવ્યા. પછી પાદશાહે વારાંગનાઓને તેમની કળાનું દિગ્દર્શન કરાવવા આજ્ઞા ફરમાવી. વારાંગનાઓ ઉઠી અને તેમના મધુર સ્વરથી ગાવા લાગીઃ

કન્હૈયા બંશીવારા, બંશી સુનાજા,
બંશી સુનાજા મન મસ્ત બનાજા; કન્હૈયા
પ્યારે નયનસેં નયન મિલાજા,
પ્રેમ પયોનીધિ હમકો પિલાજા; કન્હૈયા
ભૃકુટી પિનાક નયન સર મારી,
દરસ દયાનીધિ હમકો દિલાજા; કન્હૈયા
ચતુર 'ચતુર્ભુજ' પ્રેમકે પાલક,
વેદ વિદિત સો હમકો દિખાજા. કન્હૈયા

પાદશાહે વાહ વાહનો ધ્વનિ કરી, તેમને સારી રીતે સંતોષી અને વિદાય કરી. આ વારાંગનાઓનું કાર્ય ચાલૂ હતું તે દરમ્યાન અંબરાધિપતિ માનસિહ છંછેડાયલા સાપની માફક નસકોરાં ફૂલાવતો દરબારમાં આવી બેઠો હતો, તેને પાદશાહે પૂછ્યું; "કેમ માનસિહજી! તમો કયાં કયાં સ્થળોએ થઇને અહિ આવ્યા? તમારી તબિયત તો સારી છે ને? તમારી મુખમુદ્રા કેમ ઉદાસ અને ક્રોધમય જણાય છે? પાદશાહે આટલું પૂછ્યું પછી માનસિહ શા સારૂ બાકી રાખે? તેને તો મોશાળ જમવું અને મા પીરસનાર સમાન થયું. તે પોતાના ઉભરાને કહાડતો કહેવા લાગ્યો.

"ખુદાવિંદ, મારી તબિયત તો સારી છે. પરન્તુ ઉદયપુરના રાણા પ્રતાપે હું મોગલોની સાથે સગપણના સંબંધથી જોડાયો માટે મારી સાથે જમવાની ના પાડી, તથા મને જે સ્થળે ઉદયસાગરના મેહેલોમાં ઉતારો આપવામાં આવ્યો હતો તે સ્થળ ગોબર અને ગંગા જળથી શુદ્ધ કરાવીને મારૂં અપમાન કર્યું છે. તેથી મને મારા થયેલ અપમાનની વખતો વખત યાદ થઈ આવી મારા મનમાં ઉદાસી રહે છે. ખુદાવિંદ, જો આનો બદલો રાણાને આપવામાં ન આવે તો, પછી તો તે ખુદ ખુદાવંદનું અપમાન કરવામાં પણ નહીં ચૂકે. વળી આ મારૂં અપમાન તે પણ માત્ર હું મોગલોની સાથે સંબંધથી જોડાયો તે સારૂ જ તેણે કર્યું છે, અને તેથી તે પણ ખુદ ખુદાવિંદનું જ અપમાન માની શકાય."

આ પ્રમાણે કહી તેણે પાઘડીમાં છુપાવી રાખેલું અન્ન બાદશાહ સમક્ષ ખુલ્લું કરી રજુ કર્યું અને પુનઃ કહેવા લાગ્યો કે; "ખુદાવિંદ,

આ તે સમયના સ્મરણ તરિકે આ રાંધેલું અન્ન મેં મારી પાઘડીમાં બાંધી રાખ્યું હતું. જો આપ નામવર રાણાના માટે કંઈ હુકમ ફરમાવશો તો જ હું તેને ફેંકી દઇશ, નહીં તો રાણાને જ્યાં સુધી યોગ્ય નસિયત આપવામાં નહીં આવે ત્યાં સુધી હું તેને મારી પાઘડીમાં જ સંઘરી રાખીશ."

અકબરના મનમાં પ્રથમથી જ રાણા પ્રતિ દુશ્મનાવટ તો હતી જ. તેણે બધા પ્રકારની તૈયારીઓ પણ કરી રાખી હતી, પરન્તુ માત્ર કારણ સિવાય શાન્ત બેસી રહ્યો હતો અને તેમાં તેને આ કારણ મળી આવ્યું. તે ક્રોધથી લાલ નેત્રો કરી કહેવા લાગ્યો કે, "માનસિહ, રાણાએ તમારૂં અપમાન કર્યું નથી, પરન્તુ તે તેણે ખુદ મારૂં પોતાનું અને પાદશાહતનું અપમાન કર્યું છે. હું તે સંબંધી આજે જ હુકમ કરૂં છું."

આ પ્રમાણે કહી તેણે શાહજાદા સલીમને આજ્ઞા ફરમાવી. "સલીમ, તમો આપણા બહાદુર સૈન્ય સાથે બનતી ત્વરાએ મેવાડ ઉપર ચડાઈ કરો અને અભિમાની રાણાને સત્વર પાદશાહ સાથે માન કરવાથી અને પાદશાહનું અપમાન કરવાથી શું ફળ મળે છે તે જણાવો."

વળી તેણે સાગરજીને ઉદ્દેશીને કહ્યું કે, "શક્તિસિંહ, તમો મેવાડ ભૂમિના રસ્તાઓ અને ડુંગરો તથા જંગલોના માહિતગાર હોવાથી તમારા માણસો સાથે શાહજાદા સલીમનો સાથ કરો. અને આ યુદ્ધમાં વિજય મેળવી મેવાડ ભૂમિના મહારાણા બનવા ભાગ્યશાળી બનો. માનસિંહ પણ તમારી સાથે આવશે અને જરૂર પડશે તો હું પણ આવી પહોંચીશ."

સલીમઃ—"ખુદાવિંદ, હું મારા નામવર વાલીદના હુકમ મુજબ કાલે જ અહિંથી મેવાડ તરફ મારા બહાદુર સૈન્ય સાથે અને બહાદુર શક્તિસિંહ સાથે પ્રયાણ કરીશ. હું નામવર ખુદાવિંદનો બહુ જ આભારી છું કે મારી સાથે શક્તિસિંહ જેવા એક બહાદુર ભોમિયાને મોકલવાની કૃપા દર્શાવવામાં આવી છે. અને હું આશા રાખું છું કે બહાદુર શક્તિસિંહ પોતાની બહાદુરીનો મને સારો પરિચય કરાવશે."

ઓછી હોજરીના માણસોનો એવો સ્વભાવ હોય છે કે, સહજ કારણથી તેઓ ક્રોધિત પણ થાય છે. સહજ પ્રશંસાથી ફૂલાઈ પણ જાય છે, સહજ ધનથી ફાટી પણ જાય છે અને સહજ બાબતમાં મિત્રના દુશ્મન પણ બની બેસે છે, અને ચહાય તેવા દુશ્મનથી મૈત્રી કરતાં પણ જરાય વિચાર કરતા નથી. આ શક્તિસિંહ પણ તેવા જ મનુષ્યો પૈકીના એક હતા. તેઓ બાદશાહે તેમને સલીમની સહાય કરવાનું કહ્યું અને સલીમે તેમની પ્રશંસા કરી એટલે ફૂલાયા અને કહેવા લાગ્યા કેઃ—

"ખુદાવિંદ, હું મને પોતાને મારા ઉદ્દેશો તુરત જ પાર પાડવાનો અવસર પ્રાપ્ત થયો છે તેથી નામવરનો ઉપકાર માનું છું અને હું મારા તન, મન અને ધનથી શાહજાદા સલીમને મદદગાર બનીશ."

પાદશાહે પોતાના સેનાપતિઓને ફરમાવતાં જણાવ્યું કે "આપણું અન્ય સૈન્ય પણ તૈયાર રાખો, કારણ કે મેવાડના સામે લડવા જવામાં આપણને અનેક પ્રકારની આફતોનો પણ પરિચય થશે. કદાચ પુષ્કળ દ્રવ્ય અને મનુષ્યોની આહુતિઓ આપવાનો પ્રસંગ આવશે, તેટલા સારૂ તમામ પ્રકારની તૈયારીઓ કરી રાખવી તે જ ઠીક છે."

આ દરબારમાં બિકાનેરના રાજા રાજસિંહજીના ભાઇ પૃથ્વીસિંહજી હાજર હતા. તેઓ સતત પાદશાહના દરબારમાં પણ મહારાણાના સત્ય ગુણોની પ્રશંસા કરતા હતા. તેઓ વિદ્વાન્ કવિ અને સાચા વીર હતા. તેમના તરફ જોઇને અકબરે પૂછ્યું કે "કેમ પૃથિરાજ, તમારો આ સંબંધમાં શું અભિપ્રાય છે? શું તમો હમ્મેશ જેની પ્રશંસા કરો છો, તે રાણાનું આ કૃત્ય વ્યાજબી છે કે? શું આ તેણે માનસિંહનું અપમાન કર્યું છે કે મારૂં પોતાનું જ? તેના માટે એને શિક્ષા કરવી જોઇએ કે નહીં?" પૃથિરાજજીએ ઉત્તર આપ્યો કે "ખુદાવિંદ, માનસિંહ મહારાજને મહારાણાશ્રીએ ક્યાં આમંત્રણ મોકલ્યું હતું કે તેથી તેઓ ત્યાં અતિથિ થયા? શું મહારાણા અમારા સમાન ક્ષત્રિયોને ધિક્કારે છે તે માનસિંહ મહારાજ જાણતા નહોતા કે? તેમણે મહારાણાને ત્યાં જવું જ શા સારૂ જોઇએ કે જેથી તેમને અપમાન વ્હોરી લેવાનો પ્રસંગ આવ્યો? માત્ર પોતાની ઇર્ષ્યાને તૃપ્ત કરવા સારૂ અને જેવી રીતે પોતે ભ્રષ્ટ થયા છે તેવી રીતે મહારાણાને પણ ભ્રષ્ટ કરવા સારુ જ આ તેમના દુષ્ટ પ્રયાસો છે. જો કે તે ફળીભૂત થવા તે તો આકાશ-કુસુમવત્ છે. માનસિંહ જેવા, મહારાણા પ્રત્યે ઇર્ષ્યા ધરાવનાર રાજાના અપમાનથી શાહાનશાહે પોતે મહારાણા સામા લડવા જવું તે પણ મારા અભિપ્રાય મુજબ તો યોગ્ય નથી જ. આ તો સુતેલા સાપના પૂછડા ઉપર જાણી જોઇને પગ રાખવા સરખું કૃત્ય થાય છે, તેનો વિચાર કરવામાં આવે તો સારું." અકબરે તેમને જણાવ્યું કે "પૃથિરાજ, તમો શાહી દરબારમાં પણ હમેશ રાણાનાં જ યશોગાન કરો છો, અને દરેક બાબતમાં તેની જ પ્રશંસા કરો છો, તે જ મુજબ આજે પણ માત્ર તેની પ્રશંસા સારુ જ આ તમારું કહેવું છે. પરંતુ તમો વિચાર કરી જુઓ કે દિલ્હીશ્વરના પ્રબળ સૈન્ય આગળ રાણો કેટલો સમય ટકી શકવાનો હતો? જ્યારે દેશભરના સમસ્ત ક્ષત્રિયો પાદશાહી સત્તાને માન આપે છે, ત્યારે તે ખુદ સત્તા તો કબુલ કરતો નથી અને ઉપરાંત

અમારા સંબંધીઓનું અપમાન કરવાની ઉદ્ધતાઈ પણ કરે છે. શું તેનું ફળ તેને મળવું નહીં જોઇએ ?"

પૃથિરાજે જણાવ્યું "ખુદાવિંદ, મહારાણાનું સત્ય વર્ણન અને યશોગાન કરવામાં હું કંઈ શાહી સત્તાનો અનાદર કરતો નથી, છતાં તેમ કરવામાં હું માન સમજું છું. અમારા સમાન પરતંત્રતાની બેડી સ્વીકારનાર અને ભ્રષ્ટ થયલા ક્ષત્રિયોએ તો હવે માત્ર મહારાણાના પવિત્ર વંશનું વર્ણન કરીને જ સંતોષ, આનંદ અને પોતાનાં પાપોનાં પ્રાયશ્ચિત્તો કરવાનું બાકી રહ્યું છે. છતાં પણ જ્યારે અમારા ક્ષત્રિયો તરફથી જ મહારાણા વિરૂદ્ધ પાદશાહ સલામતને ઉશ્કેરવામાં આવે છે તો મારે નિડર રીતે જણાવવું જોઇએ કે તેવા ક્ષત્રિયોનાં દુર્ભાગ્ય જ છે."

પૃથિરાજજીનું કહેવું પૂર્ણ થયું એટલે તો પાદશાહ પાસેથી મળી અને રાજ મેળવવાની લાલસાવાળો શકતાજી કહેવા લાગ્યોઃ "પૃથિરાજજી, તમો આ કોના દરબારમાં છો અને કોની સાથે સંભાષણ કરી રહ્યા છો તેનું તમને કંઈ પણ ભાન છે કે ? કે માત્ર બોલવા ખાતર જ બોલ્યા કરો છો ?" પૃથિરાજજીએ જણાવ્યું કે, "હું સત્યપ્રિય શાહાનશાહના દરબારમાં છઉં અને તે સત્યપ્રિય શાહાનશાહ સલામત સાથે સંભાષણ ચલાવી રહ્યો છું, તેનું મને યથાર્થ ભાન છે. વળી મહારાણા પ્રતાપ સમાન એક બાહાદુર અને પવિત્ર ક્ષત્રિયનાં યશોગાન કરી કૃતાર્થ થાઉં છું. માત્ર બોલવા ખાતર બોલતો નથી તેનું મને બરાબર ભાન છે."

"શક્તિસિંહજી ! મને દિલગીરી થાય છે કે, અન્ય ક્ષત્રિયો તો કદાચ મહારાણાના વિરૂદ્ધ હોય, પરન્તુ જે પવિત્ર ક્ષત્રિય કુળમાં મહારાણો ઉત્પન્ન થયા છે તે જ પવિત્ર કુટુંબમાં તમો પણ ઉત્પન્ન થયા છો, વળી તમો મહારાણાના સહોદર છો, છતાં પણ તમારામાં આવી દુષ્ટતાએ કેમ વાસ કર્યો છે ? અરે ! રાણો જ્યારે ક્ષાત્ર ધર્મનું, પોતાના દેશની સ્વતંત્રતાનું અને પોતાના કુળની મર્યાદાનું રક્ષણ કરવા તૈયાર થયા છે, ત્યારે તમો તમામ ઉપર પાણી ફેરવવા તૈયાર થઈ, ખુદ્દ તે પવિત્ર અને તમારા તથા તમામ ક્ષત્રિયોએ પૂજવા યોગ્ય મહારાણાને મારવા તૈયાર છો. શક્તિસિંહ, શક્તિસિંહ, તમારા કુટુંબની મર્યાદાનો વિચાર કરો."

હવે શક્તિસિંહ પોતાના સ્વભાવ ઉપર ધીમે ધીમે ચઢતાં પૃથિરાજજીને કહેવા લાગ્યો કે, "પૃથિરાજજી, તે તમામનો મેં વિચાર કર્યો જ છે, અને જ્યારે રાણાને અભિમાન થયું છે તો તેનું ખંડન થવું જ જોઇએ, અને તેથી શાહાનશાહ સલામતની આજ્ઞાને પ્રથમ દરજ્જે માન આપવું તે હું મારી ફરજ માનું છું. તમારા વિચારોની મને જરા પણ આવશ્યકતા નથી."

પૃથિરાજજી પણ બહાદુર રાઠોડ વંશમાં ઉત્પન્ન થયલો વીર હતો, એટલે તે શક્તિસિંહના કહેવાથી કંઈ જ દબાયો નહી, તેણે તેને સામો ઉત્તર આપ્યો કે, "શક્તિસિંહ, હું મારા વિચારો તમને આપી અપવિત્ર કરવા માગતો નથી. માત્ર જ્યારે પાદશાહ સલામતે મારો અભિપ્રાય માગ્યો, ત્યારે મેં મારો સત્ય અભિપ્રાય જણાવ્યો; તેમાં તમારે વચ્ચે આવવાની શું જરૂર હતી? છતાં પણ જ્યારે તમો વચ્ચે આવ્યા, ત્યારે મેં સત્ય હકીકત તમને પણ કહી. બાકી તમારા પાદશાહ સલામતના પક્ષે હોવાથી પણ સત્યપ્રિય મહારાણાને કોઈ પણ પ્રકારની હરકત આવવાની નથી જ. તમો બરાબર યાદ રાખજો કે તે સત્યપ્રિય મહારાણાની સહાયમાં સત્યને ચાહનાર સર્વેશ્વર સંમત રહેશે જ."

હવે તો શક્તિસિંહના ક્રોધનો કંઈ જ પાર રહ્યો નહીં. તેમણે જણાવ્યું કે, "ત્યારે શું તમો રાણાને બચાવી શકશો?" આ પ્રમાણે કહી એણે તુરત જ પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કહાડી અને કહેવા લાગ્યો કે, "અમો અમારી આ તલવારોથી રાણાની અને તમારા સમાન તેના પ્રશંસકોની શુદ્ધ સાન ઠેકાણે લાવવા સમર્થ છઇએ." તલવાર ખેંચવાથી પણ પૃથિરાજ કંઈ દબાય ખરા કે? તેમના માટે તો કહેવામાં આવ્યું છે કે, "તલવાર રાઠોડાન" તેમણે પણ તુરત જ સામી તલવાર ખેંચી અને શક્તિસિંહને જણાવ્યું કે, "શું તમો મારા જેવાઓની શુદ્ધ સાન ઠેકાણે લાવવા પણ માગો છો કે? આ અમારી તલવાર તમારા સમાન દેશદ્રોહી, કુળદ્રોહી અને ભ્રાતૃદ્રોહીઓના રક્તનું પાન કરવા માટે ઉત્સુક જ છે. હિમ્મત હોય તો આવો."

હવે પાદશાહે જાણ્યું કે, આ બન્ને વાંસ સામસામા ઘર્ષણમાં આવ્યા છે, માટે કદાચ થોડા જ વખતમાં અગ્નિ ઉત્પન્ન થશે તેથી તેણે આસનેથી ઉઠી વચ્ચે પડી જણાવ્યું કે, "સબુર, તમો બન્ને જણ સહજ બાબતમાં જ તલવારો ઉપર શું હાથ નાંખો છો? હવે મારો હુકમ થઇ જ ગયો છે. માટે તેનો અમલ થઈ પરિણામ આવે ત્યાં સુધી રાહ જોવાની જરૂર છે." આ પ્રમાણે કહીને દરબાર બરખાસ્ત કરાવી ચાલ્યો ગયો અને અન્ય દરબારીઓ પણ પોતપોતાના સ્થળે ગયા.

---

## પ્રકરણ ચોથું

### પ્રતાપી પ્રતાપનો દરબાર અને તેની મન્ત્રણા

આજે કમલમેરમાં રાણાજીના સરદારોમાં એક અલૌકિક પ્રકારનો આનંદ દર્શાય છે. નગરજનો પણ આનંદિત જ દેખાય છે. સ્થળે સ્થળે થોડા સમયમાં જ યુદ્ધ થવાનું હોવાથી લોકોમાં તે સંબંધી વાતચીત ચાલી

રહી છે. આજે મહારાણાનો યુદ્ધ કરવા સંબંધીની મન્ત્રણા સારૂ દરબાર થવાનો હોવાથી સરદારો પોતપોતાની હવેલીઓથી દરબારમાં જાય છે. નગરજનો રસ્તાની બન્ને બાજુએ એકત્ર થઈ તેમને જોઈ રહેલ છે અને વચ્ચે આનંદિત થઈ મહારાણા પ્રતાપનો જયઘોષ કરે છે.

તમામ સરદારો આવી પોતપોતાનાં આસને પોતાના અનુક્રમે બેસી ગયા. પછી મહારાણો પ્રતાપ, ભગવાન્ એકલિંગજીનો દિવાન પ્રતાપી પ્રતાપ, વીરરસની મૂર્તિસમાન પ્રતાપ, હિન્દુ ધર્મનો અને ક્ષાત્ર ધર્મનો રક્ષક અને સાચો મિત્ર મહારાણો પ્રતાપ આવ્યા. દરબારમાં હાજર થઈ, દરબારીઓ પોતાના આસનેથી ઉભા થયા અને મર્યાદાપૂર્વક તેને નમન કરી માન આપ્યું અને જ્યારે મહારાણો પોતાના આસને બિરાજ્યા એટલે તમામ સરદારોએ પણ પોતપોતાનાં આસનો ઉપર બેઠક લીધી. ચક્રવૃદ્ધિ મહારાણાના શિર ઉપર સુવર્ણનું છત્ર ધારણ કરાવવામાં આવ્યું હતું, બન્ને બાજુ સુવર્ણના હાથાવાળા ચમ્મરધારીઓ ચમ્મર ધારી રહ્યા હતા. મહારાણાની નજર પડે તેવી રીતે સામે અબ્દાગિરી રાખવામાં આવી હતી. આ વખતે મહારાણા પ્રતાપની સભા તે દેવતાઓના રાજા ઇન્દ્રની સભા સમાન શોભી રહી હતી. અપ્સરાઓની ખામી પૂરી કરવા સારૂ વારાંગનાઓ આવી. તેમને જોઇને મહારાણાએ પોતાના દિવાનને કહ્યું કે, "દિવાનજી, આ વારાંગનાઓને યોગ્ય ઇનામો આપી વિદાય કરો. તેઓ પણ નાચ અને ગાયનની કળાઓ જાણનાર છે એટલે તેઓ અવશ્ય ઇનામો મેળવવાની હક્કદાર છે. પરન્તુ તેમનાં નાચ અને ગાયનો સાંભળવાનો સમય તો આપણી પાસે નથી, કારણ કે તેવો સમય તો મોગલો અને મોગલોના તાબાના ક્ષત્રિયો પાસે છે. ક્ષત્રિયોએ વારાંગનાઓ અને ભાંડભવાયાઓમાં પોતાના વખતનો વ્યય કરવો તે તેવાઓના માટે નિંદ્ય છે. ક્ષત્રિયોએ તો ક્ષાત્રરણભૂમિમાં સાથે રહી ઉત્સાહિત કરનાર વિદ્વાન્ કવિઓનાં વિદ્વત્તાભર્યાં કાવ્યો અને ભાષણો સાંભળવામાં જ પોતાનો વખત ગાળવો જોઇએ. કવિઓ રાજાઓને રાજનીતિનો પણ સારો ઉપદેશ કરી શકે છે. માટે રાજાઓએ તેવા વિદ્વાન્ કવિઓને પૂજવા જોઇએ છે કે, જેથી તેઓ ક્ષત્રિયોને પોતાની ક્ષાત્રવટનું ભાન કરાવી ઠેકાણે લાવે."

"વેશ્યાઓના નાચ, ભાંડોની ભાંડાઈ અને ભવાયાઓની ભવાઈ તેને પણ જો કે રાજાઓએ તે તે કળાઓનો લોપ ન થાય તે સારૂ ઉત્તેજન આપવું જોઇએ, પરન્તુ સર્વથા તેમાં જ આસક્ત થઇને રહેવાથી તેઓ પોતાનાં પિતૃઓનાં ચરિત્રો વિસરી જાય છે અને માત્ર મોજ શોખના પરિણામે ગુલામગીરી ભોગવતા થાય છે."

આ વખતે શંકર નામના કવિ આવી પહોંચે છે, તેમણે દરબારમાં પ્રવેશ કરતાં જ

હાલી* નાલી† બરદીયા,‡ કટકૈયા§ કોટવાલ;‖
એ સબરે રક્ષા કરો, કાના¶ ચોર$ છિનાલ.×

તેમને જોતાં જ મહારાણો પોતાના આસનેથી નીચે ઉતરી તેમને મળ્યા અને બીજા સરદારોએ પણ પોતાના આસનેથી ઉભા થઈ તેમને માન આપ્યું એટલે કવિરાજે ક્ષત્રિયોના ધર્મનું ભાન કરાવનાર એક કાવ્ય કહેવાની શરૂઆત કરી.

છપ્પય—એહ બિરદ રજપૂત, પ્રથમ મુખ ઝૂંઠ ન બોલે,
એહ બિરદ રજપૂત, પરત્રીય કાછ ન ખોલે;
એહ બિરદ રજપૂત, આય બાંટે** કર જોરે,
એહ બિરદ રજપૂત, એક લાખાં બિચઓરે;
જમરાણ પાય પાછો ધરે, દેખી મનો અબધૂતરો,
કરતાર હાથ દીધિ કરવ, એહ બિરદ રજપૂતરો.

શુદ્ધ ક્ષત્રિય સારા કવિને જોઇને આનંદિત થયા વગર કોઇ પણ દિવસ રહી શકતો નથી. મહારાણાએ કવિરાજની પ્રશંસા કરતાં જણાવ્યું કે, "વાહ ! વાહ ! અત્યારે પણ ક્ષત્રિયો ભાગ્યશાળી છે કે જેથી આપના સમાન વિદ્વાન્ કવિઓનું અસ્તિત્વ છે."

આ વખતે બહારથી એક દૂત આવી વરદી આપે છે કે, "અન્નદાતાર, હિન્દવાશુર, બહાર એક ગુપ્ત દૂત આવી ઉભો છે અને તે અંદર આવવા ઇચ્છા રાખે છે. તેના માટે શું આજ્ઞા છે ?"

પ્રતાપ—"જાઓ અને તેને સત્વર હાજર કરો."

આથી દૂત બહાર ગયો અને આગંતુક નવીન દૂતને લઈ આવી મહારાણા સમક્ષ રજુ કર્યો. નવીન દૂતે ઘૂંટણ નમાવી નીચા પડી મહારાણાને નમન કર્યું એટલે મહારાણાએ તેને ઓળખીને પ્રશ્ન કર્યો. "કેમ, તમો શું સમાચાર લાવ્યા છો ?" દૂતે ઉત્તર આપ્યો કે," અન્નદાતાર, માનસિંહના અપમાનથી ક્રોધાયમાન થઈ અકબરે પોતાના શાહજાદા સલીમને એક ભારી સૈન્ય સાથે મેવાડ ભૂમિને પદદલિત કરવા સારૂ મોકલ્યો છે, અને તેને સહાય કરવા સારૂ શકિતસિંહને તથા

* હળને ધરનાર બળરામજી. † જેની ઉત્પત્તિ કમળના નાળમાંથી છે એવા બ્રહ્મા. ‡ જેમનું વાહન બળદ છે એવા. § જેઓ દેવતાઓના સેનાપતિ મનાય છે એવા કાર્તિકેય. ‖ જેઓ કાશીના કોટવાલ મનાય છે એવા ભૈરવજી. ¶ શુક્રાચાર્યજી. $ શ્રીકૃષ્ણ. × છિનાળવો-ઇન્દ્ર. ** આ બિર્દ તો અત્યારે દાવડ મહારાજશ્રી કિશોરસિંહજીમાં હોવાનું બરાબર ભાન કરાવે છે.

મહોબતખાનને* પણ તેની સાથે મોકલવામાં આવ્યા છે. તેઓ થોડા જ સમયમાં કદાચ છેક સુધી આવી પહોંચશે. તેમનું સૈન્ય અને અમો સાથે જ આગ્રાથી નિકળ્યા છીએ." મહારાણા આશ્ચર્ય પામી પૂછવા લાગ્યા કે, "શું, શક્તો પણ તેના મ્લેચ્છ પુત્ર સાથે આવે છે?" દૂતે જણાવ્યું "હા, અન્નદાતાર."

મહારાણાએ પોતાના સરદારોને જણાવ્યું કે, "સરદારો, આ સમય આપણને અનાયાસ જ પ્રાપ્ત થયો છે. તેને માટે આપણે આપણને ભાગ્યશાળી જ માનવા જોઇએ. વળી શક્તા સમાન મેવાડની પવિત્રતાનો અને મેવાડની સ્વતંત્રતાનો દ્રોહી પણ શાહજાદાની સાથે આવે છે, પણ આપણા સારૂ અમૂલ્ય સમય છે. માટે તમો વિચાર કરીને કહો કે આપણે અહિંથી ક્યારે નિકળવું અને ક્યાં જઈ મૂકામ રાખવો."

મહારાણાના પૂછવાથી સરદારોએ જણાવ્યું કે, "અન્નદાતાર, અમારા વિચાર મુજબ તો આ ધર્મના કામમાં ઢીલ શા સારૂ કરવી જોઇએ? માટે આવતી કાલે સવારે જ આપણે અહિંથી પ્રયાણ કરવું, અને હલદી ઘાટમાં આપણો મુકામ નાંખી દુશ્મનોની રાહ જોવી."

પ્રતાપ—"સરદારો, તમારો અભિપ્રાય મને પણ યોગ્ય લાગે છે, માટે આવતી કાલે સવારમાં જ આપણે રવાના થઇએ." પછી નવીન દૂતને પ્રશ્ન કર્યો. "જ્યારે મોગલોના દરબારમાં માનસિંહ આવ્યો અને તેણે તેના અપમાન સારૂ બૂમાટા કર્યા, ત્યારે અન્ય કોઈ ક્ષત્રિયો દરબારમાં હાજર હતા કે નહીં? આ સંબંધમાં તમો કંઈ હકિકત મેળવી શક્યા હો તો જણાવો." દૂતે કહ્યું "અન્નદાતાર, દરબારમાં તો ઘણાય ક્ષત્રિયો હતા, પરન્તુ તેઓ તો મોગલોની ગુલામગીરી ભોગવે છે એટલે કંઈ પણ બોલે જ શાના? પણ બિકાનેરવાળા પૃથિરાજજી હતા, તેમનો અભિપ્રાય અકબરે પૂછ્યો એટલે તેમણે નિડરતાથી આપની પ્રશંસા કરી, આપના ભાઈ શક્તાજીને ધિક્કાર્યા હતા. આનું પરિણામ એ આવ્યું કે શક્તાજીએ પૃથિરાજજી સામા તલવાર ખેંચી અને વીરવર પૃથિરાજજીએ પણ સામી તલવાર ખેંચી. જોતજોતામાં તલવારો ચાલત, પરન્તુ અકબરે વચ્ચે પડી બન્નેને અટકાવ્યા હતા. પૃથિરાજજી પાદશાહના તાબામાં રહેવા છતાં પણ વખતો વખત ખુલ્લા મોહોડે આપની પ્રશંસા પાદશાહ સમક્ષ કહે છે."

આ દૂતનાં વચનો સાંભળી મહારાણા બહુ જ પ્રસન્ન થઈ કહેવા લાગ્યા કે, "ધન્ય છે તે રાઠોડ વીરને કે જેઓ પોતે પરતંત્ર છતાં

* મોહબતખાન શક્તિસિંહનો પુત્ર હતો, પરન્તુ તે મુસલમાન ધર્મનો આશ્રય લઈ મ્લેચ્છ બની ગયો હતો.

પણ સ્વતંત્રતાના સાચા ચાહક છે. આપણને પણ એવા શુદ્ધ ક્ષત્રિયોની જ જરૂર છે. નહીં કે માનસિંહ સમાન દેશદ્રોહીઓની ! અને શકતા સમાન કુલને કલંક ચઢાવનારાઓની.” પુનઃ મહારાણાએ પોતાના દિવાનને પૂછ્યું, “ દિવાનજી, આપણે આ લડાઇમાં સરદારોનું અને આપણું મળીને એકંદર કેટલું સૈન્ય ઉતારી શકીશું તેને આપે કંઈ વિચાર કર્યો છે કે ?” દિવાને જણાવ્યું કે, “ અન્નદાતાર, સરદારોના આવેલા આંકડાઓ અને આપણા સેનાધ્યક્ષોના આંકડાઓનો હિસાબ ગણતાં એમ નક્કી કરવામાં આવ્યું છે કે, આપણે એકંદર બાવીસ હજાર સૈન્ય લડાઇમાં ઉતારી શકીશું. આ સિવાય આપણા અને સરદારો તરફથી ભિલ્લો સહાયમાં આવે તે વધૂમાં છે.” રાણાએ જણાવ્યું. “બહુ સારૂં, પરન્તુ રસદ વિગેરેનો યોગ્ય બંદોબસ્ત કરી રાખવામાં આવ્યો છે ને ?” “હા, અન્નદાતાર” દિવાને જણાવ્યું. “ત્યારે કાલે સવારે હલ્દી ઘાટ તરફ કૂચ કરવાના સર્વને અત્યારે જ ખબર અપાવો અને રસદનાં ગાડાં વિગેરે તૈયાર કરાવો.” રાણાજીએ હુકમ ફરમાવ્યો, દિવાને “હુકમ, અન્નદાતાર” કહી પ્રતિઉત્તર વાળ્યો, અને રાણાજી કવિરાજ સાથે વાતો કરતા રાજભુવન તરફ પધાર્યા અને દરબાર બરખાસ્ત થયો.

---

## પ્રકરણ પાંચમું

### હલદી ઘાટનું યુદ્ધ

કવિત્ત–અંખે મહારાની કહે, નંદી અસવાર કહે;
ભૂતની પિશાચની ભરેલી ઉનમત્તાકી.
વાયસ ઔ શ્વાન કેતે ગિદ્ધનકે જુથ્થ કહે;
જોગનીકે ઝુંડ ભોગ પાય નિજ ભત્તાકી.
હાથ બરમાલ ધાર ખરી અછરાન કહે;
શૌર્યતા નિહાર, શિશોદ શિર છત્તાકી.
આશિષકે દત્ત બોલ આપસમેં મત્તેમત્ત;
ફત્તે હોહૂ ફત્તે હોહૂ ફત્તે રાન પત્તાકી.

ભાવાર્થઃ–જ્યારે હલદી ઘાટમાં બન્ને સૈન્યો સામ સામે આવીને ગોઠવાયાં, ત્યારે લડાઇમાંથી જેઓ કંઇને કંઇ પોતાનો હિસ્સો મેળવે છે એવાં બધાં હાજર થયાં અને તેઓ અંદર અંદર વિચાર કરવા લાગ્યાં કે, આપણુ બધાંને આ લડાઇમાં આનંદ કરાવનાર કોણ છે? એનો નિર્ણય કરી આપણુ સર્વ આશીર્વાદ આપનાર હોવાથી તેને આશીર્વાદ આપીએ. આ સભામાં કોણ કોણ હાજર હતા અને તેમણે કોને શું આશીર્વાદ આપ્યો તે સંબંધમાં એક કવિ કહે છે કે,

મહારાણી અંબિકાજી કહેવા લાગ્યાં, નંદીના સવાર ભૂતનાથ ભગવાન્ શંકર પણ કહેવા લાગ્યા, વળી ભૂતડીઓ મહા ઉન્મત્ત પિશાચણીઓ પણ કહેવા લાગી; કાગડા અને કૂતરાંનાં ટોળાં તથા કેટલાંય ગિધ્ધોનાં ટોળાં, તેમ જ જોગણીઓના સમૂહો પણ પોતાના ખોરાકનો ભાગ પ્રાપ્ત કરવાથી કહેવા લાગ્યાં; વળી આ યુદ્ધમાં પોતાના પતિઓ પસન્દ કરવા સારૂ હાથમાં વરમાળાઓ ધારણ કરીને આવેલી અપ્સરાઓ પણ કહેવા લાગી. આવી રીતે શિશોદીયા વંશના છત્ર–મહારાણા પ્રતાપની વીરતા જોઇને આ બધાં એકત્ર થયલાં આશીર્વાદને દેવાવાળાં પોતપોતામાં મતામત કરી છેવટ બોલી ઉઠ્યાં કે, "મહારાણા પ્રતાપની ફત્તે થાઓ, ફત્તે થાઓ, ફત્તે થાઓ !"

આજે કમલમેરમાં નવીન અલૌકિક પ્રકારનો આનંદ દેખાય છે. ઠેકાણે ઠેકાણે લોકો મહારાણાની સવારીનાં દર્શન કરવા સારૂ ટોળે ટોળાં ઉભાં છે. તેમના મનમાં મહારાણાને વિજય પ્રાપ્ત થાય એવો ઉદ્દેશ છે. રજપૂતો પોતાના અંગ ઉપર બખ્તર સજી, હથિયારો સજી ઘોડાઓ ઉપર પાખર અને હાથી મોંઢાં, રિછ મોંઢાં ચડાવીને તૈયાર થઈ પોતપોતાની મિસલ મુજબ આવીને પોતાના સૈન્ય સાથે ગોઠવાયા. આ વખતે તેમનો દેખાવ એવો થયો હતો કે જાણે યમરાજાના દૂતો, મ્લેચ્છોની સમગ્ર સૃષ્ટિનો નાશ કરવા ઉદ્યત થયા ન હોય ! એક તો તેઓ શરીરે મજબૂત બાંધાના હતા અને પછી અંગ ઉપર બખ્તર ધારણ કર્યાં હતાં, તેથી તેમના સમુદાયો જોઇને એવો ભાસ થતો હતો કે જાણે જગતના તમામ કાળા પર્વતો આવીને રાણાને સહાય કરવા સારૂ ઉભા ન હોય ! અને એમ પણ ભાસ થતો હતો કે જાણે પૃથ્વી ઉપર ભાદરવા મહીનાનાં વાદળાંઓનો સમુદાય મહારાણાની સહાયે એકત્ર થયો ન હોય ! આ વીર રાજપૂતોને દેખી દેખીને કાયર રાજપૂતોની છાતીઓ ધ્રુજતી હતી અને તેમને બિચારાઓને એવી દહેશત લાગવા લાગી કે જાણે હમણાં જ તેમની છાતીઓ ફાટી જશે ! આથી આ બિચારા રંક હૃદયના રાજપૂતો સવારી જોવા સારૂ પણ ઘરમાંથી બહાર નિકળી શકયા નહીં. તેઓ તો ઘરમાં ઉંડા ઓરડામાં છૂપાઇ બેઠા. એ તો બિચારા "પડે ઉગમણી બૂમ, આપ આથમણા નાસે' એ પૈકીના હોય છે એટલે એમને આ વીર પુરૂષોના સામું જોવાની પણ શાની હિમ્મત ચાલે ?

સૈન્યમાં અનેક પ્રકારનાં વીરરસને ઉશ્કેરનાર વાદ્યો વાગી રહ્યાં હતાં કે જે સાંભળીને કાયરોને પણ શૌર્ય ચડી તેઓ જરૂર યુદ્ધમાં સામેલ થઈ જાય. પણ આપણે ઉપર વર્ણવ્યા તેવા કાયરોના પણ

કાયરો તો ઓરડાના ઊંડા ખોણામાં કાનો બંધ કરીને એવા લપાઈ બેઠા હતા કે જેથી તેમના કાને તેવા વાદ્યોના શબ્દો પણ અથડાય નહીં. તેઓ જાણતા હતા કે આપણુ કાયર છઇએ, પણ કંઈ મહારાણાના સૈન્યનાં વાદ્યો કાયર નથી કે જેથી આપણે તેને સાંભળ્યા છતાં બહાર ન નિકળી શકીએ. જો કદાચ દુર્ભાગ્યે તે વાદ્યોના શબ્દો કાને પડી જાય તો તો એ વાદ્યો જરૂર શૂર ચડાવી આપણી ઇચ્છા વિરૂદ્ધ પણ લડાઇમાં ધસડી જશે અને વગર મોતે મરી જઇ, છોકરાંને બાપ વિનાના કરી બેસશે, તેથી તેઓ તો કાનો પણ બંધ કરીને પડી રહ્યા હતા.

શૂરવીરોને જેમ જેમ વખત જતો હતો તેમ તેમ વધૂ ને વધૂ શૌર્ય ચડતું હતું. તેઓ વેહેલા વેહેલા હલદી ઘાટીમાં પહોંચી જવા સારૂ મહારાણાના પધારવાની રાહ જોતા હતા. એ સમયમાં ઉત્સાહથી ભરેલો વીરરસની મૂર્તિ, અને પોતા માટે પ્રતાપી પ્રતાપ એવી ઉપાધિ મેળવનાર મહારાણો પ્રતાપ, હિન્દુ સૂર્ય મહારાણો પ્રતાપ, ચોબદારોની નેકી સાથે દરવાજામાંથી બહાર આવ્યો. એણે અંગ ઉપર તમામ પ્રકારનાં આયુધો ધારણ કર્યાં હતાં. બે તલવારો કમરમાં લટકાવી હતી. હાથમાં બરછી, કાંધે ધનુષ્ય, પીઠે ભાથો, કમ્મરમાં કટાર, છરી, છરો, ખંજર, નાનો તમંચો વિગેરે આયુધો ધારણ કર્યાં હતાં. જે વખતે મહારાણો બહાર આવ્યા, અને પોતાના હાથી પાસે આવી સૈન્યનું નિરીક્ષણ કરવા લાગ્યા, તે વખતે એક કવિએ આવી તેમને લલકાર્યો અને બરાબર બિરદાવ્યા.

કવિરાજ—"રંગ, હિન્દવા સૂર રંગ, રંગ રાજપૂતાંરા રૂપનેં ઝાઝા રંગ, રાજપૂતાંરા ગુરૂને ઘણી ખમ્મા !!" આ પ્રમાણે કહી એણે એક ગીત કહ્યું—

આલાપૈ રાગ ગારડૂ[1] અકબર, દૈ પૈંતીસ અસટ[2] કુલ દાવ।
રાણુ શેષ બસુધા કથ રાખણ, રાગ ન પાંતરિયો અહરાવ[3] ॥ ૧
મિણધર છત્રધર અવર ગેલ મન, તાઈધર[4] રજધર સીંધ તણુ।
પૂંગીદલ પતસાહ પેરતાં, ફેરૈ કમલ ન સહસફણ ॥ ૨
ગઢ ગઢ રાક[5] રાફ મટૈ ગહ, રેણ ખત્રી ધ્રમ લાજ અરેસ।[6]
પંડર બેસ નાદ અણ પીણગ, સેસ ન આયો પતો નરેસ ॥ ૩
આયા અણ ભૂપત આવાહણ[7], ભુજંગે ભુજંગ તજે બલ ભંગ।
રહિયો રાણ ખત્રી ધ્રમ રાખણ, સેત ઉરંગ કલોધર[8] સંગ ॥ ૪

(૧) મદારી–સર્પ રમાડનાર (૨) અષ્ટ—આઠ (૩) અહિરાવ–સર્પરાજ, શેષ (૪) શત્રુઓને ધારણ કરવાવાળો (૫) રૉફ, ઘમંડ (૬) નિષ્કલંક (૭) આવાહન, બોલાવવાથી (૮) શેષનાગ.

ભાવાર્થઃ—અકબરરૂપી ગારૂડીએ રાજપૂતોના પાંત્રીશ વંશોરૂપી અષ્ટકુલી નાગો ઉપર પોતાનો દાવ ચલાવ્યો, પરન્તુ પૃથ્વી ઉપર વાર્તા રાખવા સારૂ, હે મહારાણા પ્રતાપ! માત્ર શેષનાગરૂપી એકલો તું અકબરના ગાવાથી તારા કુલની મર્યાદા ન ભૂલ્યો! (૧) મણિઓના ધારણ કરવાવાળા અન્ય સર્પોરૂપી રાજાઓનાં મન ડોલી ગયાં, પરન્તુ શત્રુઓને ધારણ કરવાવાળા, હે વીર પ્રતાપસિંહ! માત્ર તેં જ રજોગુણને ધારણ કરવાવાળા શેષનાગ સમાન બની બાદશાહના સૈન્યરૂપી પૂંગી–મોરલી–ની પ્રેરણાથી તેને મસ્તક નમાવ્યું નથી. (૨) અન્ય કિલ્લા કિલ્લાઓમાં મુસલમાની ધર્મના વિરોધીઓના ઘમંડ મટાડી દીધા; પરન્તુ ક્ષત્રિય ધર્મની લજ્જામાં નિષ્કલંક શ્વેતવેષવાલા અને પૂંગીના નાદને નહીં પીનાર શેષનાગરૂપી હે મહારાણા પ્રતાપ! તું જ ન આવ્યો. (૩) માત્ર બોલાવવાથી જ સર્વ રાજાઓરૂપી સર્પો બલહીન બનીને અકબરના કબજે થઈ ગયા, પરન્તુ ક્ષત્રિયોના ધર્મનું રક્ષણ કરવાવાળા હે મહારાણા પ્રતાપસિંહ! તું જ એના કબજે ન થયો. (૪)

કવિરાજનું ગીત સ્થિરતા સાથે મહારાણાએ સાંભળ્યું. હવે મહારાણાના મનમાં વીર રસની વિશેષ રીતે સ્ફૂર્તિ દેખાવા લાગી. કવિઓનાં વીર રસમય કાવ્યો સાંભળી એવો કયો રાજપૂત હશે કે જેને વીર રસ ઉત્સાહિત કરે નહીં? માત્ર કાયરોને તો તેઓ પણ કંઇ કરી શકતા નથી. તેમની જિહ્વાની તેમના ઉપર કંઈ અસર થતી નથી અને તેથી જ કવિરાજ 'કલ્યાણ રાવે' સત્ય કહ્યું જ છે કે,

છપ્પયઃ—હમ કવેન્દ્ર કહેવાંય, રીઝકેં રાય બનાવેં।
હમ કવેન્દ્ર કહેવાંય, ખીઝકેં ખ્વાર મિલાવેં।
હમ કવેન્દ્ર કહેવાંય, દશોં દિશ હમને ઝીતે।
હમ કવેન્દ્ર કહેવાંય, કરેં જા અચલ ફજેતે।
'કલ્યાણ રાવ' સુકવિન સોં, મરદ રઉર દાતા ડરેં।
સુમ નિલજ ઔર નામર્દ કાયર કો હમ ક્યા કરેં? ।।

કવિઓનાં વીર રસમય કાવ્યો સાંભળીને, જેવી રીતે નપુંસક પતિને નવયૌવના પ્રિયા પ્રાપ્ત થવાથી તે જેમ પસ્તાય છે, તેવી જ રીતે વીર રસનાં કાવ્યો સાંભળી, કવિના આવવાથી શુમ સરદારો પસ્તાય છે અને તેમનાં દુર્ભાગ્ય માને છે. માટે જ કહેવામાં આવ્યું છે કેઃ

**કવિતઃ**—ચીતા પછતાત મૃગ અંકતેં નિકસિ જાત;
બાજ પછતાત જાત તીતર રખતમેં;
ચોર પછતાત જાત દારિદ્રી સદન માંઝ;
રંક પછતાત બાર બનિતા સદનમેં;

મોહર મ્રગેન્દ્ર પછતાત સૂર કૂરે પાય;
જોગી પછતાત સંગ ભોગીકે રખતમેં;
કવિ પછતાત સુમે કવિત સુનાય અરૂ;
કામી પછતાત રતિ અંતકે બખતમેં.

વળી 'બેની' કવિરાજે પણ બરાબર કહ્યું છે કેઃ

**કવિતઃ**–હાવભાવ વિવિધ દિખાવૈ ભલી ભાંતિનસોં;
મિલત ન રતિ દાન જાગૈ સંગ જામિની;
શુભરન ભૂષન સવારે તેં વિરૂલ હોત;
જાહિર કિયે તૈં હસૈં નર ગજગામિની;
રહૈ મન મારે લાજ લાગત ઉઘારે બાત;
મન પછતાત ન કહત કહૂ ભામિની;
'બેની' કવિ કહૈ બડે પાપનતેં હોત દોઉ;
સૂમકો સુકવિ, ઔ નપૂંસકકો કામિની.

એટલે મહારાણાને તો કવિરાજના ગીતથી અતિ આનંદ થયો. તેમનાં રૂંવાટાં ખડાં થઇ ગયાં, તેમના ઓષ્ઠો અને મૂછો ફરફરવા લાગ્યાં, તેમનું શરીર પુલકાયમાન થયું અને નેત્રો રક્તવરણાં બની ગયાં. ખરેખર કોઇએ કહ્યું છે કે "રજપૂત ત્યાં તો એમ જ હોય, અને ન્હોય રજપૂત ત્યાં કંય કહેતા નથી." વળી પણ કહેવામાં આવ્યું છે કે "પંડગરમેર અને ગરમેર જેવાં પખાં, ત્યાં પટાલા નવ હથા જોધ પાકે."

મહારાણા પણ શુદ્ધ રાજપૂત હતા, તેમનાં પોતાનાં પખાં પણ ગરમેર અર્થાત્ મેરૂ પર્વત સમાન શ્રેષ્ઠ હતાં અને તેઓ જાતે પણ તેવા જ શ્રેષ્ઠ હતા. પછી કવિનાં વીર રસાત્મક કાવ્યોથી ખુશ થાય અને તેમનો ઉત્સાહ વૃદ્ધિગત થાય એમાં શું નવાઈ? એમણે કવિરાજને ઇનામ આપી સંતોષ્યા, અને પોતે હાથી ઉપર સવાર થયા. આ વખતે લોકોએ અને સૈન્યે એમનો જયઘોષ કર્યો, અને કિલ્લા ઉપર તોપોના અવાજે તેને વિશેષ ગજાવી મૂક્યો. મહારાણાએ હાથીને ચલાવવા આજ્ઞા કરી. એમના તમામ સરદારો હાથીની આજુબાજુ વિંટાઇ ચાલવા લાગ્યા. આ વખતે મહારાણાની શોભા એવી દિસતી હતી કે જાણે નક્ષત્રોથી વિટલાયલો સૂર્ય પોતાની સવારી લઇ જતો ન હોય? વળી તેમના શિર ઉપર ધરાવવામાં આવેલા સુવર્ણના છત્ર ઉપર સૂર્યનો પ્રકાશ પડતો હતો અને તેથી છત્રનો અતિ પ્રકાશ આજુબાજુ કિરણો પ્રસરાવતો, તેથી સૂર્ય મંડળનાં કિરણોનો પ્રત્યક્ષ ભાસ થતો હતો.

ઉપરોક્ત રીતે મહારાણો પ્રતાપ પોતાની સાથે બાવીસ હજાર વીર રજપૂતોને લઇને ચાલ્યા. રસ્તામાં જતાં જે જે સ્થળોએ મોરચા

બાંધવાના હતા, તે તે સ્થળોએ પોતાનું સૈન્ય અને કેટલાક ઠેકાણે ભિલ્લોને ગોઠવી મોરચા રાખવામાં આવ્યા. ભિલ્લોએ પ્રથમથી જ ઠેકાણે ઠેકાણે પોતાનાં હથિયાર તરિખે તીરોના સંગ્રહો તૈયાર રાખ્યા હતા. કેટલાંક ધનુષ્યો પણ તૈયાર રાખવામાં આવ્યાં હતાં અને એ ઉપરાંત પર્વતોનાં શિખરો ઉપર નાના મોટા પત્થરોના ઢગલાઓ કરી રાખ્યા હતા. મહારાણાને આ ભિલ્લોનો ઉત્સાહ તેમનો સમુદાય અને તેમણે એકત્ર કરી રાખેલાં તેમનાં આયુધો જોઇને અત્યાનંદ થયો. તેમણે રસ્તા સિવાય આજુબાજુના પર્વતો ઉપર પણ આ પ્રમાણે મોરચા તૈયાર કરાવ્યા અને પછી પોતે આગળ વધી હલદી[1] ઘાટીએ આવી પહોંચ્યા.

સૈન્યને યોગ્ય ભાગલાઓમાં વહેંચી દુશ્મનો આવી પહોંચતાં લગી આરામ લેવાની આજ્ઞા ફરમાવી. સૈન્યે એકાદ દિવસ આરામ લીધો એટલે દુશ્મનો પણ આવી પહોંચ્યા. બન્ને સૈન્યો સામસામાં ગોઠ- વાયાં અને લડવાની આજ્ઞાઓ અપાઇ.[2]

જ્યારે એક બાજુ સ્વતંત્રતાનો ધ્વંસ કરવા સારૂ યવનો અને તેમના સોબતી રાજપૂતો તનતોડ મેહેનત કરી રહ્યા હતા, ત્યારે બીજી બાજુ સ્વતંત્રતાનું રક્ષણ કરવા સારૂ મહારાણો પ્રતાપ અને તેના સોબતીઓ મથી રહ્યા હતા. એક બાજુથી ધર્મનું રક્ષણ કરવા સારૂ પ્રાણાર્પણ કરવામાં આવતા હતા, ત્યારે બીજી બાજુથી તેવું ધર્મનું રક્ષણ કરનારની સ્વતંત્રતા છિનવી લઇ તેના માનનું ખંડન કરવા સારૂ પ્રાણાર્પણ કરવામાં આવતા હતા.

બન્ને પક્ષમાં મહાન્ ઉત્સાહ દર્શાતો હતો. તોપચીઓ તોપોનો

---

(૧) અરવલ્લી શૈલમાલાનાં આ દુર્ગમ સ્થાનોમાં વીરવર પ્રતાપસિંહનાં સૈનિકો સાવધાનતાપૂર્વક ઉભાં રહ્યાં. આ સ્થાનો નવાનગર અને ઉદયપુરની પશ્ચિમ દિશામાં આવેલાં હતાં. તેની લંબાઈ ૪૦ કોશ હતી અને પહોળાઈ પણ તેટલી જ હતી. આ સમચતુષ્કોણ વિશાળ પ્રદેશ કેવળ પહાડો અને જંગલોથી ભરેલો છે. વચમાં નાની નાની નદીઓ વક્રાકારમાં વહી રહી છે. જો ઉદયપુરને આ દુર્ગમ ગિરિપ્રદેશનું કેન્દ્ર કહેવામાં આવે તો તેમાં પણ કાંઈ અયુક્ત નથી. ઉદયપુરથી જે માર્ગ આ પ્રદેશમાં જાય છે તે અત્યંત દુર્ગમ અને કઠિન છે. આ માર્ગ એટલો બધો સાંકડો છે કે બે ગાડીઓ પણ મહા મુશ્કેલીથી તેપર આવાગમન કરી શકે છે. આ નિબિડ, દુર્ગમ અને કૂટ માર્ગપર ઉભા રહી જે દિશા તરફ દૃષ્ટિ ફેંકવામાં આવે તે તરફ પર્વતનાં ઊંચાં ઊંચાં શિખરો અને ઘાડાં જંગલો સિવાય બીજી કોઈ વસ્તુ દૃષ્ટિગોચર થતી નથી. આજ સ્થાનનું નામ 'હલદીઘાટ' છે. (ટૉડકૃત રાજસ્થાનનો ઈતિહાસ)

(૨) આ હલદીઘાટના યુદ્ધની શરૂઆતનો દિવસ સં. ૧૬૩૨ ના શ્રાવણ સુદ ૬ નો હતો.

સખ્ત મારો ચલાવી, બન્ને પક્ષનાં સૈનિકોને, જેમ આકાશમંડળમાંથી નક્ષત્રો ટપકી પાડે છે તેમ પાડતા હતા. બંદુકોવાળાઓ સામસામા બંદુકો ચલાવી સૈનિકોને ધૂળ ચાટતા કરતા હતા. અને તલવારોવાળા વીર રાજપૂતો દુશ્મનોનાં સૈન્યોમાં પેશી, જેમ રક્તપાન અને માંસ મળવાથી રૂદ્ર અને કાલિકા નાચ કરી રહે છે તેમ, પોતાની તલવારોને નચાવી રહ્યા હતા. ત્યારે બહુ જ નજીકમાં દુશ્મન આવી મળવાથી તલવારો બંધ કરી કેટલાક વીરો પોતાની કટાર, છરા, છરી અને ખંજરો ચલાવતા હતા; કેટલાક ઠેકાણે તો વીરો દ્વંદ્વ યુદ્ધ કરી એક બીજાની સાથે લથ્થબથ્થ થઇ પૃથ્વી ઉપર પડી, પોતાના દુશ્મનના રક્તનું પોતાનાં ખંજરોને પાન કરાવતા હતા અને પોતાના પવિત્ર રક્તનું દુશ્મનોનાં ખંજર કિંવા કટારને પાન કરાવી વૈમાનમાં બેસી અપ્સરાઓ સાથે સ્વર્ગે સિધાવતા હતા. જ્યારે સૈન્યો આ પ્રમાણે લડી રહ્યાં હતાં ત્યારે મહારાણાના સરદારો પણ પોતપોતાના સમોવડીઆ શાહી સૈન્યના સરદારો સાથે પોતાના પ્રાણને દાવમાં રાખી યુદ્ધરૂપી ખેલ ખેલી રહ્યા હતા. અને મહારાણો પણ માત્ર સ્વધર્મ, સ્વતંત્રતા અને માતૃ ભૂમિની પવિત્રતા સાચવવાના પોતાના લક્ષબિંદુ સારૂ એક મનવાળા મનુષ્યની માફક પોતાની તલવાર હાથમાં લઇ, જેમ કૃષિકાર ઘાસ કાપી નાંખે છે તેમ દુશ્મનોને કાપતા હતા. મહારાણા પોતાના સૈન્યના અગ્રભાગે રહી અતુલ પરાક્રમ બતાવતા હતા. પછી તેમના બીજા સરદારો અને સૈન્ય કંઇ નામનું જ લડે કે ? તેઓ પણ પ્રાણ સાટે લડે એ સ્વાભાવિક હતું. આ વખતના યુદ્ધના સમાન યુદ્ધ તો રામાયણ અને ભારતના યુદ્ધમાં પણ ઉત્સાહ સાથે કદાચ નહીં થયું હોય એમ ભાસતું હતું ! પ્રથમના જ મહારાણાના પ્રબળ પ્રયાસથી શત્રુઓનો મોરચો તૂટ્યો, તેઓ છિન્ન ભિન્ન થયા. જ્યારે શત્રુઓનો મોરચો તૂટયો એટલે જેમ હાથમાંથી છટકેલા શિકારને સિંહ શોધતો ફરે છે, તેમ મહારાણો પોતાના ઉપર આ ભયંકર આફત લાવનાર ક્ષત્રિય કુળકલંક માનસિંહને શોધવા લાગ્યા, પરન્તુ તેનો કંઇ પત્તો પડ્યો નહીં. આ વખતે માનસિંહને શોધતા પ્રતાપી પ્રતાપના ખડ્ગ રૂપી તીર્થમાં અનેક યવનોએ પોતાના પ્રાણ સમર્પ્યા. માનસિંહ તો જડ્યો નહીં, પરન્તુ મહારાણા છેક સલીમના હાથીના નજીક આવી ઉભા રહ્યા. હવે તેમનો ઉત્સાહ વિશેષ રીતે વધ્યો. તેમણે સલીમને જ સ્વર્ગનાં દર્શન કરાવવા ઇરાદો કર્યો, અને પોતાના દેવાંશી અશ્વ ચેતકને તેના હાથી તરફ ચલાવ્યો. મહારાણાએ સલીમના સમગ્ર અંગરક્ષકોનો નાશ કરી, ઘોડાને ઠોકર લગાવી એટલે

પોતાના પતિના મનની હકીકતને જાણનાર અશ્વ તુરત જ કુદ્યો અને તેણે હાથીના ગંડસ્થળ ઉપર પોતાના આગલા બે પગ ટેકવ્યા, એટલે મહારાણાએ પોતાની પરાક્રમી બરછી સલીમ તરફ ચલાવી. આ વખતે સલીમના અને પાદશાહના સદ્ભાગ્યે અને હિન્દુ પરતંત્ર રાજાઓના દુર્ભાગ્યે તથા મહારાણાની વિશેષ પરીક્ષા કરવાની બાકી હતી માટે, સલીમના હાથીની અંબાડીને જાડાં લોખંડનાં પતરાં જડવામાં આવ્યાં હતાં એટલે બરછી સલીમને ન વાગતાં પતરાંએ અથડાઇ અને શાહજાદો બચી શકયો. બરછી પતરા સાથે ટોકરાઇ પાછી પડી, પ્રતિ જોરથી સલીમના હાથીને હાંકનાર માવતના પ્રાણ લઇ, તેને જમીન ઉપર પટકી ધૂળ ચાટતો કરી આવી. હવે હાથી નિરંકુશ બન્યો. તેને પણ હજારો સિંહોની વચ્ચે હોવાથી જેટલી દહેશત લાગે તેટલી દહેશત લાગી એટલે પ્રાણ બચાવવા સારૂ રણભૂમિ છોડીને નાસી ગયો. હાથીના નાસવાથી મહારાણાએ પણ પોતાનો ઘોડો તેની સાથે ચલાવ્યો. આથી રણભૂમિનો દેખાવ પલટાયો. મુસલમાનોએ શાહજાદાના માટે પ્રત્યક્ષ મોત જોયું, તેથી તેઓ તેને બચાવવા સારૂ વિશેષ ઉત્સાહિત થયા. અને રાજપૂતો, મહારાણાના ત્રાસમાંથી યવન શાહજાદો છૂટવા ન પામે તે સારૂ વિશેષ ઉત્સાહી બની યવનોને રોકવાના કાર્યમાં ઉશ્કેરાયા. હવે મહારાણો બરાબર યવન સૈન્યની મધ્યમાં હતા. એટલે રાજપૂતોને તેમની રક્ષા સારૂ તનતોડ મહેનત કરવાની જરૂર પડી, અને તેમાં તેમનો ધીમે ધીમે પરાજય થવા લાગ્યો. કયાં ગણ્યા ગાંઠયા બાવીસ હજાર રાજપૂતો અને કયાં પાદશાહનું હિન્દુ, મુસલમાન અગણિત સૈન્ય? મહારાણા ઉપર રાજચિહ્નસૂચક છત્ર હતું એટલે યવનોને તેમને ઓળખવામાં હરકત આવતી નહીં અને તેથી તેઓ તાકી તાકીને પોતાનાં અસ્ત્ર અને શસ્ત્રો મહારાણા તરફ છોડતા હતા. હવે તો તેઓ બરાબર રીતે યવનોની મધ્યમાં ઘેરાયા. તેમને પોતાની પાસે પોતાનો કોઇ પણ સરદાર, સામંત કે સૈનિક દેખાયો નહીં. તેઓ જયાં દૃષ્ટિ નાંખે ત્યાં માત્ર શત્રુઓના અગણિત શિર સિવાય કંઇપણ દેખાતું નહોતું, છતાં પણ તેઓ ઉત્સાહમાં રહી પોતાના અરિઓનાં મસ્તકો ધડથી જુદાં કરી, ઘેરામાંથી નિકળવા પ્રયાસ કરવા લાગ્યા. પરન્તુ જ્યાં એક તરફ અગણિત યવનો અને બીજી બાજુ એકલા મહારાણા પ્રતાપ એટલે તેઓ તેમનો સુપ્રયાસ શી રીતે સિદ્ધ કરી શકે? તો પણ આ વખતે અનેક યવનો તેમની તલવાર અને બરછીરૂપી પુણ્યક્ષેત્રમાં પ્રાણ અર્પણ કરવા લાગ્યા.

જ્યારે મહારાણા આવી રીતે દુશ્મનોના ઘેરામાં સપડાયા છે

એમ સાદરીના અધિપતિ ઝાલાવંશાવતંસ મન્નાજી અથવા માનસિંહ-જીને જણાયું એટલે તેઓ તુરત પોતાના ઝાલા સૈનિકોને લઇ મહારાણાની સહાયમાં ગયા. તેમણે નજીક જઇ "મહારાણા પ્રતાપનો જય" એવો જયઘોષ, આકાશમાં યુદ્ધ જોવા સારૂ એકત્ર થયલા દેવતાઓના કર્ણોને પણ વિદીર્ણ કરે એવા જોરથી કર્યો. વ્હાલા વાંચકો ! વિચાર કરો કે આ વખતે મહારાણાને કેટલો આનંદ થયો હશે? ખેતી સુકાતી હોય તેજ અરસામાં વરસાદ પડવાથી કૃષિકારને કેટલો આનંદ થાય છે? મધ્ય સમુદ્રમાં ડુબતો માણસ અવલંબન સારૂ તરફડીયાં મારતો હોય અને તેને અચાનક કંઇ અવલંબન મળી જાય તો તેથી તેને કેટલો બધો આનંદ થાય? તેમ જ મરણનું શરણ માની બેઠેલ મનુષ્યને અમૃત પ્રાપ્ત થવાથી તેને તથા તેના આપ્તોને કેટલો બધો આનંદ થતો હશે? તેનો આપ વિચાર કરો એટલે મહારાણાને પ્રાપ્ત થયલા આનંદનો પણ આપ સારી રીતે વિચાર કરી શકશો.

મન્નાજીએ નજીકમાં આવી પોતાના મન સાથે વિચાર કરવા માંડ્યો કે, જો હવે ત્વરિતજ મહારાણાને આ આફતમાંથી ખસેડી, કોઇ ગુપ્ત સ્થળે મોકલવામાં નહીં આવે તો, મહારાણાનો ઘાત થઇ જશે, અને જો તેમ થાય તો જે હિન્દુ ધર્મના માટે, પોતાની માતૃભૂમિની સ્વતંત્રતા માટે અને પોતાના કુળની મર્યાદા માટે જેણે આ મહાન્ કાર્ય આરંભ્યું છે તેનો લોપ થશે. અને જો તેમ થાય તો હિન્દુઓને, હિન્દુ ધર્મને અને માતૃભૂમિને મહાન્ નુકસાન થાય. માટે હું મહારાણા પાસે જઇ પ્રાર્થના કરૂં અને જો કદાચ તેઓશ્રી મારૂં કહેવું માન્ય રાખી મને પોતાના સ્થળે નિયત કરી, પોતે કોઇ ગુપ્ત સ્થળે જાય તો, હિન્દુ સૂર્યનો અસ્ત થતો અટકે. જો કદાચ તેવી રીતે મહારાણાના પ્રાણને બચાવતાં મ્હારો પ્રાણ જશે તો તેથી હિન્દુ ધર્મને કે ક્ષત્રિવટને કાંઇ પણ હાનિ પહોંચવા સંભવ નથી. ઉલટ મારા યશોનું વિદ્વાન્ કવિઓ ગાન કરી મારી કીર્તિ કરશે, અને વળી મને સ્વર્ગ પ્રાપ્ત થશે એટલે મને તો બે રીતનો ફાયદો જ છે. માટે જાઉં મહારાણા પાસે.

મન્નાજી ઉપર પ્રમાણે પોતાના મન સાથે વિચાર કરી મહારાણાના ઘોડા પાસે આવી, હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યા કે, "અન્નદાતાર, આપને દેખાય છે કે નહીં કે, અત્યારે હિન્દુ ધર્મ અને દેશની સ્વતંત્રતા ઉપર મહાન્ સંકટનું વાદળ ઘેરાય છે?

પ્રતાપ—મન્નાજી, મને તમારૂં કહેવું સત્ય જ માલુમ પડે છે, પરંતુ હવે મને તેનો કંઇ ઉપાય માલુમ પડતો નથી.

મન્નાજી—અન્નદાતાર, દુનિયામાં કોઈ પણ કાર્ય એવું નથી કે જેનો

પ્રતિ ઉપાય ન હોય? આનો પણ ઉપાય તો છે, પરન્તુ હિન્દુ ધર્મ, ક્ષાત્ર ધર્મ અને આપણી પવિત્ર માતૃભૂમિની સ્વતંત્રતા ખાતર તે આપ સ્વીકારવાની કૃપા કરો તો જ તેનો ઉપયોગ થઇ શકે તેમ છે.

પ્રતાપ–મન્નાજી, તેવો શો ઉપાય છે તે મને જણાવો જોઉં?

મન્નાજી–અન્નદાતાર, આપ ચેટકને લઇને કોઇ ગુપ્ત સ્થળે પધારો અને હું આપનું છત્ર ધારણ કરી લડીશ, કે જેથી આ મોગલો ભુલ થાપ ખાય, અને આપનો પ્રાણ રક્ષાય.

પ્રતાપ–મન્નાજી ! મન્નાજી ! તમો આ શું કહો છો? મહારાવળ બાપ્પાના પવિત્ર વંશને લાંચ્છન લગાડવાનું કાર્ય મને સોંપો છો, તેનો તમો કંઈ વિચાર કરો છો?

મન્નાજી–અન્નદાતાર, તેમાં મહારાવળ બાપ્પાના વંશને લાંચ્છન લાગવા સરખું કંઇ જ નથી. છતાં જો મારા અન્નદાતારનું એવું જ માનવું થતું હોય, તો તે કરતાં આપના ઉપરના આ મહાન્ સંકટથી હિન્દુ ધર્મને અને ક્ષાત્ર ધર્મને મહાન્ નુકશાન થશે, તેનું ભારી લાંચ્છન હમેશને માટે આપના ઉપર રહેશે. તેનો પણ આપે વિચાર કરવો જોઇએ છે.

પ્રતાપ–અને શું હું તમારૂં કહેવું માન્ય કરી રણભૂમિ છોડી ચાલ્યો જાઉં તો, તમો હિન્દુ ધર્મ અને ક્ષાત્ર ધર્મનું રક્ષણ કરી શકશો?

મન્નાજી–અન્નદાતાર, મારૂં તેવું તો માનવું જ નથી. મારૂં માનવું તો એટલું જ છે કે જો હું આપશ્રીનું છત્ર ધારણ કરી લડીશ તો મને મહારાણો સમજી મોગલો લડાઈ શરુ રાખશે અને તે સમય દરમિયાન આપ કોઇ ગુપ્ત સ્થળે પધારી શકશો કે જેથી આપનું રક્ષણ થઈ શકે અને હું મારા આખર સમય સુધી લડીશ.

પ્રતાપ–મન્નાજી, શું તમો મારા બચાવ અર્થે તમારા પ્રાણની આહુતિ આપવા માગો છો?

મન્નાજી–અન્નદાતાર, મારો એવો જ નિશ્ચય છે. કારણ કે આપશ્રીના બચાવથી અમારા ધર્મનું, અમારી પવિત્ર માતૃભૂમિની સ્વતંત્રતાનું, અમારાં કુલોની મર્યાદાનું અને ક્ષત્રિયોના નામનું રક્ષણ થશે, અને મારા રહેવાથી તેમાંનું કંઇજ બની શકે તેમ નથી. માટે આપ કૃપા કરીને મારી પ્રાર્થનાનો વિચાર કરો કે જેથી હું છત્ર ધારણ કરી લડવા લાગું. હવે વખત કહાડવામાં સાર નથી અને વાત પ્રસિદ્ધ થઇ જાય તેવો સંભવ છે.

પ્રતાપ–અરે મન્નાજી! જે હિન્દુ ધર્મના માટે તમો તમારો પ્રાણ સમર્પણ કરવા તૈયાર થયા છો, તે જ હિન્દુ ધર્મનું રક્ષણ કરતાં, અરે! સ્વાધીનતાના સૂત્રનું રક્ષણ કરતાં હું રણભૂમિ છોડી નાસી જાઉં તો

મારી લોકો કેટલી નિંદા કરશે તેનો તમો કંઇ વિચાર કરો છો કે? અરે રણભૂમિ છોડીને નાસી જવું તે એક સાધારણ ક્ષત્રિયને માટે પણ નિંદાપ્રદ છે, તો પછી મારો મહારાવળ બાપ્પાના વંશમાં ઉદ્ભવ થયા છતાં હું તે કૃત્ય કરૂં? કે જે કૃત્ય મહારાવળ બાપ્પાના વંશજોથી કદાપિ પણ બન્યું નથી.

મન્નાજી—અન્નદાતાર, આપ જો અત્યારે રણભૂમિ છોડીને જશો તો હિન્દુ ધર્મ, ક્ષાત્ર ધર્મ તેમ જ સ્વતંત્રતાના સૂત્રને સારી રીતે દીપાવી શકશો. અને મારા સમાન એક સાધારણ સરદારના રહેવાથી તેમાંનું કંઇ જ બની શકવા સંભવ નથી. માટે આપ કૃપા કરી પધારો અને મને છત્ર ધારણ કરી લડવા આજ્ઞા ફરમાવો.

આ પ્રમાણે કહેતાં મન્નાજીનાં નેત્રોમાંથી અશ્રુઓનો પ્રવાહ વહેવા લાગ્યો અને તેઓ મહારાણાના ઘોડા આગળ ઘૂંટણે પડી હાથ જોડી રૂદન કરતા કરતા પ્રાર્થના કરવા લાગ્યા કેઃ—"અન્નદાતાર, હિન્દુ ધર્મ, ક્ષાત્ર ધર્મ, પવિત્ર બાપ્પા રાવળના વંશની મર્યાદા અને આપણી પવિત્ર માતૃભૂમિની સ્વતંત્રતા માટે મારી પ્રાર્થના સ્વીકારી મને રજા આપો.

મન્નાજીની પ્રાર્થના અને તેમની દેશહિતની લાગણીથી મહારાણાનું હૃદય પણ પીગળ્યું અને તેથી તેઓ પોતાની ઇચ્છા વિરૂદ્ધ મન્નાજીની ઇચ્છાઓને તાબે થયા. તેમણે મન્નાજીને પોતાનું છત્ર ધારણ કરી લડવાની આજ્ઞા કરતાં જણાવ્યું કેઃ—મન્નાજી, તમને ધન્ય છે, તમારા કુળને અને તમારાં માતાપિતાને પણ કોટિશઃ ધન્યવાદ છે કે જેમનાથી તમારા જેવા સ્વદેશપ્રેમી, સ્વતંત્રતાપ્રેમી અને સ્વામીભક્ત વીરરત્ન ઉત્પન્ન થયા છે. મને મારા દેશની સ્વતંત્રતા સારૂ તમારા સમાન વીર પુરૂષોની જરૂર છે. પરંતુ મારે નાઉપાયે તમને મારાથી છુટા પડવાની રજા આપવી પડે છે. જાઓ તમો તમારા કાર્યમાં જોડાઓ અને હું પણ તમારા ઉપદેશ પ્રમાણે વર્તવા જાઉં છું.

મન્નાજી—અન્નદાતાર, આપ પધારો, સર્વેશ્વર આપનું રક્ષણ કરશે અને આપના કરકમળોથી જ આપણી પવિત્ર માતૃભૂમિની સ્વતંત્રતાનું તે સર્વેશ્વર રક્ષણ કરશે. તે કદાપિ પણ અનીતિ કિંવા રાવણના સમાન જુલ્મી રાજ્યોના જુલ્મો સહન કરતો નથી. માટે મને ચોક્કસ આશા છે કે તે સર્વેશ્વર આ રાવણના સમાન રાજનીતિનો સત્વર લોપ કરી રામરાજ્યની સ્થાપના આપના હાથે જ કરાવશે. પરન્તુ આપ આપની પવિત્ર ટેક ઉપર તે સર્વેશ્વરના ભરોસે અડગ રહેશો એવી મારી માગણી છે.

મન્નાજીએ મહારાણાને પ્રાર્થના કરવી અને મહારાણાનું ગુપ્ત રીતે રણભૂમિમાંથી ચાલ્યા જવાનું તથા પોતાના સામે લડનાર વ્યક્તિ મહા·

રાણો પ્રતાપ નહીં, પરંતુ વીરવર મન્નાજી છે, એ હકિકત કોઈ પણ મોગલ જાણી શક્યો નહીં. પરન્તુ જેમ કહેવામાં આવ્યું છે કે "ખગ જાને ખગહિકી ભાષા" તેમ આ બધી હકિકત મહારાણાના ભાઈ શકતાજીના જાણવામાં આવી ગઈ. તેઓ સ્વતઃ વિચાર કરવા લાગ્યા કે, "અરે ! ધિક્કાર છે મને કે, જે ઉદેપુરના અને હિંદુ ધર્મના સૂર્યના માટે મન્નાજી પોતાનો પ્રાણાર્પણ કરવા તૈયાર થયો તેજ મહારાણાનો સર્વનાશ કરવા સારૂ હું તેનો સહોદર છતાં તૈયાર થયો છું. અરે ! મારા સમાન નીચ વિચારવાળા, સ્વદેશદ્રોહી મનુષ્યને કોટિશઃ ધિક્કાર છે. તેમના માટે નરકમાં પણ જગા નહીં રહે, તેમને જોઈને નરકના કીડાઓ પણ તેમની સોબતથી ડરશે અને પોકાર કરશે કે અરે ! જે પાપીઓ પોતાના થોડા જ લાભ સારૂ પોતાની માતૃભૂમિનો અને પોતાના દેશબાંધવોનો વિશ્વાસઘાત કરનાર છે, તેઓ ખરેખર આ જગત ઉપર નરરૂપે રાક્ષસો જ છે. ધન્ય છે ! મન્નાજી જેવા સ્વદેશપ્રેમી વીર પુરૂષોને કે જેઓ દેશના હિત સારૂ પોતાનો પ્રાણાર્પણ કરવા તૈયાર થાય છે. અરે ! મને મારાં નીચ પૂર્વ કર્મોનું પ્રાયશ્ચિત્ત કરવાનો આ અમૂલ્ય સમય પ્રાપ્ત થયો છે. જો હું તે ચૂકીશ તો પુનઃ અધિક પાપ કર્મો મારા હાથે થશે. માટે હવે બનતી ત્વરાએ તે મહારાણાના ચરણને શરણ જાઉં કે જેથી તેની કૃપાથી હું પાપોમાંથી છુટી શકું." આ પ્રમાણે મન સાથે પશ્ચાત્તાપ કરી શકતાજી તુરત જ સલીમ પાસે ગયો અને કહેવા લાગ્યો કેઃ–"શાહજાદા સલામત, આ યુદ્ધમાં એક ભારી પ્રપંચ થઈ ગયો છે તેની આપ નામવરને કંઈ માહિતી છે ?"

સલીમ–"મને તેવા કંઈ પ્રપંચ કે ભેદની માલુમ નથી. તમો જાણતા હો તો જણાવો."

શકતાજી–"સલામત, મહારાણો તો રણભૂમિ છોડી ચાલ્યો ગયો છે."

સલીમ–"શકતાજી, શું તમો આ સત્ય કહો છો ? આ છત્ર નીચે રહીને લડે છે તે કોણ છે ?"

શકતાજી–"ખુદાવિંદ, તે તો સાદરીનો સરદાર માનસિંહ ઝાલો છે."

સલીમ–"ત્યારે તો હિન્દુઓએ આપણને બરાબર ઠગ્યા છે. આપણે પાદશાહ સલામતને મોં પણ ન બતાવી શકીએ તેવું કૃત્ય તેમણે કર્યું છે. હવે આપ આનો ચહાય તે ઉપાય શોધી કહાડો."

શકતાજી–"ખુદાવિંદ, અન્ય ઉપાય તો નથી, પરન્તુ જો આજ્ઞા હોય તો હું પોતે જ તેના પાંસે જઈને એકલો હોવાથી, અને યુદ્ધ કરતાં થાકેલો હોવાથી એને પૂરો કરૂં."

સલીમ–"શકતાજી, શું તમો તમારા મોટા ભાઈ ઉપર હાથ ઉઠાવશો ?"

શક્તાજી—"ખુદાવિંદ, અમારે ક્ષત્રિયોને યુદ્ધભૂમિમાં ભાઈ, બાપ કે બીજા કોઇ પણ પ્રકારના સંબંધનો વિચાર હોય જ નહીં. સામાં હથીઆર ધારણ કર્યાં પછી મિત્ર અને દુશ્મન એક સરખા જ હોય છે."

સલીમ—"બહુ સારૂં, ત્યારે જાઓ, પરન્તુ યાદ રાખજો કે દગો કરવાથી કોઇ પણ રીતે સુખી નહીં થવાય."

શક્તાજી—"બહુ સારૂં, ખુદાવિંદ, તે તો હું સારી રીતે જ જાણું છું." આ પ્રમાણે કહી શક્તિસિંહ પોતાના ભાઇનો નાશ કરવાનો દેખાવ કરી, સલીમ પાસેથી ચાલતા થયા.

અહીં મનાજીએ પોતાના બહાદુર શૂરવીરોને ઉશ્કેરતાં કહ્યું કે—"મારા બહાદુર વીરો! આ સમય તમને પુનઃ પ્રાપ્ત થવાનો નથી. તમો તમારા દેશની સ્વતંત્રતા સારૂ, તમારા ધર્મની સ્વતંત્રતા સારૂ અને તમારાં કુળની મર્યાદા સારૂ લડો. જો તમો જીતશો તો તમારી પવિત્ર માતૃભૂમિને આ રાક્ષસોના પંજામાંથી બચાવી શકશો, અને જો કદાચ યુદ્ધમાં લડતાં કામ આવશો તો તમને વરવા સારૂ ઉત્સુક અપ્સરાઓ મેળવશો અને અનંત કાળ સુધી તમારાં નામો અમ્મર રહેશે, અને તમો સ્વર્ગનાં સુખો ભોગવી શકશો."

મનાજી, આ પ્રમાણે પોતાના સૈન્યના વીર પુરૂષોને ઉશ્કેરે છે તે જ અરસામાં ફરતા ફરતા શંકર કવિ યુદ્ધ જોવા સારૂ ત્યાં આવ્યા હતા. તેમણે રાજપૂતોને બરાબર બિરદાવ્યા. "સાહબાશ! સાહબાશ! બહાદુર ક્ષત્રિયો જે સમયને શોધે છે તે જ સમય આજે તમારા હાથમાં અનાયાસે આવ્યો છે. જો ચૂકશો તો માતાપિતાને લજવશો અને જો રણભૂમિમાં લડતાં જીતશો અથવા કામ આવશો તો ઉજ્વળ કરશો અને વળી તમારાં નામો અમ્મર થશે. માટે લડો મારા બહાદુર રાજપૂતો બરાબર લડો. રંગ છે તમને અને તમારાં માતપિતાને." એમ કહી તેમણે રાજપૂતોને બરાબર ઉશ્કેરવા સારૂ બિરદાવતાં કેટલાંક કાવ્યો પણ કહ્યાં.

રજપૂતાં રા દાવડા, સરપાંરા બારા,
રિઝવિયા મોજાં દીયેં, ખિજવીયા ખારા;
ઘરણો ઇજ્જત ધ્યાન, યારો મરણો હક હૈ,
જેહડો રાવણ રાણ, કરણો કામો એહડો. ૧

રજપૂતાંરો કામ, યારો મરણો મારણો,
મરણાં શુર પુર ધામ, મારો તો ઇજ્જત અટલ;
અરિ સરાહે અંન, શુરાં અડો કાજ કરો,
રણમેં રહી નચંત, કે મરણો કે મારણો. ૨

સાહબાશ! બહાદુર ક્ષત્રિયો સાહબાશ છે! તમો તમારા પૂર્વજોનાં નામો અને તમારા બહાદુર પૂર્વજોનાં કૃત્યોનો વિચાર કરી લડો. શું તમો પરતંત્રતાની બેડી સ્વીકારી શકશો કે? માટે તમારી પવિત્ર માતૃભૂમિની સ્વતંત્રતાનું રક્ષણ કરવા સારૂ લડો. આ વખત ફરી ફરીને નહીં મળે! રંગ બહાદુર ક્ષત્રિયો તમને ઝાઝા રંગ છે."

કવિના બિરદાવવાથી કયો શુદ્ધ રજપૂત એવો જન્મ્યો છે કે જેને શૌર્ય ન ચડે? માત્ર જેઓ જન્મ કાયર છે અને જેઓ રણાંગણથી ડરતા રહે છે તેઓ જ કવિઓના બિરદાવવા છતાં પણ ઘરમાં પડ્યા રહે છે! હવે તો કહેવું જ શું? તેઓએ તો કાળ સમાન બની દુશ્મનોને ઘાસની માફક કાપવા માંડયું, પરન્તુ કહેવત છે કે 'એકનું ઔષધ બે' એમ માત્ર આ બિચારા ચહાય જેટલા પ્રબળ શૌર્યથી ગણ્યાગાંઠ્યા રાજપૂતો લડે તો પણ, જેમ પર્વતની ગુફાઓમાંથી ટીડ ઉભરાયાં હોય તેમ ઉભરાઈ આવેલા અગણિત શાહી સૈન્ય સામે તે બિચારા કયાં સુધી પોતાનો બચાવ કરી શકે? ધીરે ધીરે મન્નાજીના ઘણા માણસો મરાયા. હવે એને લાગ્યું કે આપણો સમય આ સંસારમાં રહેવાનો થોડો જ બાકી છે. તો પછી યવનોની શુદ્ધ ઠેકાણે લાવવા બની શકે એટલી બહાદુરી કરી પછી જ સ્વધામ જવું. તેઓ પોતાના સૈન્યના મોખરે આવ્યા અને પોતાના સૈનાનિકોને ઉશ્કેરવા લાગ્યા.

મન્નાજી–"બહાદુર ક્ષત્રિયો! હવે આપણે મરવા કે મારવા સિવાય બીજો કોઈ પણ વિચાર લક્ષે લાવવાની જરૂર નથી. છતાં પણ તમારા પૈકી જેને પોતાની પવિત્ર માતૃભૂમિની સ્વતંત્રતા કરતાં પોતાનો પ્રાણ વિશેષ પ્રિય હોય તેવા ભિરૂ માણસો સુખેથી રણભૂમિ છોડીને ચાલ્યા જાઓ. મારે તેવા કાયરોની કંઈ જરૂર નથી. માત્ર જેઓ પોતાની માતૃભૂમિની સ્વતંત્રતા આગળ પોતાના પ્રાણને તુચ્છ માનતા હો, જેમને પોતાનું નામ અને કીર્તિ અમ્મર કરવાની ઇચ્છા હોય, જેમને અપ્સરાઓ સાથે વરી ઇન્દ્રભુવનનાં સુખો માણવાની ઇચ્છા હોય અને જેમને તેઓ શુદ્ધ રાજપૂત હોવાની ખાત્રી હોય તેવાઓજ મારી સાથે લડવા માટે રણભૂમિમાં રહો. અને દેશ ખાતર પ્રાણ આપી અમ્મર બનો. બોલો "હર હર મહાદેવ" "મહારાણા પ્રતાપનો જય."

આ પ્રમાણે ઘોર ગર્જના કરી ક્ષત્રિયો મુસલમાન સૈન્યમાં પેઠા. તેઓ ઘાસની માફક દુશ્મનોના દળને કાપવા લાગ્યા. વીરવર મન્નાજી અને તેના સૈનાના માણસો મરવા અને મારવાના ભાનમાં બેભાન બની દુશ્મનો ઉપર ધસ્યા. ઠેકાણે ઠેકાણેથી "મારો, કાપો, પકડો,

કોઈ જવા પામે નહીં." એવા શબ્દોના ઘોર અવાજો સંભળાવા લાગ્યા. થોડા સમય પહેલાં જે રાજપૂતો નાસવાની અણી ઉપર હતા તેઓ પોતાના સરદારના બિરદાવવાથી પ્રાણ સાટે લડવા લાગ્યા અને યવનોના સૈન્યમાં ભંગાણ પડવા લાગ્યું. મુસલમાનો પાછા હઠવા લાગ્યા. આ પોતાના સૈન્યને નાસતું જોઈ સલીમે પોતાના સૈન્યના મોખરે આવી ઉશ્કેરતાં કહેવા લાગ્યો કેઃ–

સલીમ–"બહાદુર મોગલો! અને પઠાણો! શું તમો આ માત્ર ગણ્યા ગાંઠયા રાજપૂતોથી ડરીને નાસવા લાગ્યા કે પાદશાહ સલામત આગરામાં તમો વિજય મેળવી આવશો એ દૃઢ ભરોસાથી છે અને તમો તો મારથી ડરીને નાસો છો. ચાલો તમારા પાદશાહ સલામતની ઇજ્જતને ખાતર આગળ વધો. તમને નાસતા જોઇને મને શરમ આવે છે. તમો પણ તેવી રીતે નાસતાં શરમાઓ અને મોગલ અને પઠાણોનાં નામને લજવતા અટકો. જો તમો તમારી બહાદુરી બતાવવા ચાહતા હો તો બોલો 'અલ્લા હો અકબર' અને આગળ વધો. જો તમો કાયરતા બતાવશો તો પણ તેથી બચવાના નથી. તેવા નાસનાર અને કાયરતા બતાવનારનો હું મારા હાથે વધ કરાવીશ."

પોતાના માલિકનો સખ્ત હુકમ થવાથી યવનો ઉશ્કેરાયા, તેમને લડતાં અને નાસતાં બન્ને રીતે જ મરણ દેખાયું એટલે તેમણે લડતાં મરવાનું વધુ પસન્દ કર્યું. તેઓ એક્કી સાથે ઉશ્કેરાઈ હિન્દુઓ ઉપર ભૂખ્યા સિંહની માફક તૂટી પડ્યા. રાજપૂતો પણ સામો તેવો જ ઉત્તર આપવા લાગ્યા. તેઓ એક પછી એક પોતાના પ્રાણ અને દેહને છૂટા પાડી પોતાના પિતાનાં નામ દિપાવી, પોતાનાં નામો અમ્મર કરી હમ્મેશને માટે રણભૂમિમાં સૂતા. તેમણે ઘણા યવનોનો નાશ કર્યો. વીરવર મન્નાજીએ તો મહાન્ વીરતા દાખવી સ્વર્ગવાસ કર્યો અને પછી તો થોડા બચેલા રાજપૂતો રણભૂમિ છોડી ચાલ્યા ગયા. અને આ લડાઇમાં મોગલોને વિજય પ્રાપ્ત થયો. સલીમે પોતાના સૈન્યને ઉપકારી વલણમાં આજ્ઞા કરી કે–

સલીમ–"મારા બહાદુર સરદારો અને સેનાનીઓ! તમારી બહાદુરીથી જ આજે આપણને વિજય મળી શકયો છે. હજુ આપણે ઘણાં કામો કરવાનાં બાકી છે, માટે માત્ર બે ત્રણ દિવસ તમો આરામ લ્યો અને પછી મેવાડ દેશના તમામ પ્રદેશને આપણા હવાલે કરી દેશમાં બંદોબસ્ત કર્યાં બાદ આપણે આપણા દેશમાં જઇશું. હાલ હિન્દુ અને મુસલમાનો ઘવાયા હોય તેમને હકિમો પાસે પહોંચડાવી તેમની સારવાર કરો. એ પણ આપણું એક મુખ્ય કર્મ છે."

# પ્રકરણ છઠ્ઠું
## સહોદરોનો મેળાપ

સુતવિત નારી ભુવન પરિવારા, હોહીં જાહીં જગ બારહિ બારા ।
અસબુજ્ય જાની જાગહુ તાતા, જગત ન મિલહીં સહોદર ભ્રાતા ॥
(શ્રીરામાયણ)

મન્નાજીના કરુણાજનક આગ્રહથી રણભૂમિ છોડી ચાલી આવેલા મહારાણો સ્વતઃ વિચાર કરે છે કે "અહા, શ્રી એકલિંગજીની ઇચ્છા મારા ઉપર દુઃખનો વર્ષાદ વર્ષાવવાની જ દેખાય છે. જો કદાચ તેમ ન હોય તો જે ક્ષાત્ર ધર્મને માટે હું તન, મન અને ધનથી મોગલો સામે લડવા ઉદ્યુક્ત થયો છું, તે જ ક્ષાત્ર ધર્મને તિલાંજલિ આપનાર માનસિંહ સમાન પાપી ક્ષત્રિયનું અસ્તિત્વ જ આ સમયમાં શા સારૂ હોવું જોઇએ ? અરે ! જ્યારે હું માતૃભૂમિની સ્વતંત્રતા સારૂ પ્રાણાર્પણ કરવા પણ તૈયાર છું, ત્યારે આ પાપીઓએ માતૃભૂમિની અને પોતાની સ્વતંત્રતાને છોડી છે એટલું જ નહીં પણ યવનોને પોતાની બહેનો અને દીકરીઓ પણ આપી અને મહા અનર્થ આદર્યો. વળી તેઓ એટલેથી જ સંતોષિત ન થતાં મને પણ તેમના સમાન દેશદ્રોહી બનાવવા સારૂ ઉદ્યુક્ત થયા છે. અહા ! પરમાત્માની શું ગતિ છે કે ક્ષત્રિયો પોતે થઇને પોતાના ધર્મને તિલાંજલિ આપવા લાગ્યા છે."

મહારાણો જે સમયે રણભૂમિ છોડીને ચાલ્યા, તે વખતે તેમની વાંસે બે મોગલો થયા હતા. તેઓ એમના મનમાં એવા ઘડા લાડવા કરી રહ્યા હતા કે આ રાણો એકલો જ છે અને વળી તે રણમાં લડતાં ઘવાયલો*છે એટલે તેનો નાશ કરી સારૂં ઇનામ મેળવી શકીશું. તેથી તેઓએ પણ રાણાજીના ચેતક વાંસે પોતાના ઘોડાઓ ચલાવ્યા, પરન્તુ ચેતક તો દેવાંશી ઘોડો હતો એની એમને બિચારાઓને શું ખબર ? રસ્તામાં એક નદી આવી તેનો પટ કુદીને ચેતક તો ઘવાયા છતાં પણ સામા કિનારે જઈ ચાલતો થયો અને આ મોગલોને તો નદી ઉતરીને પાર જવાનું હતું એટલે તેમને નદી ઉતરતાં વાર લાગે એ સ્વાભાવિક હતું. રાણાજીનો ઘોડો તો આગળ નિકળી ગયો અને આ બે સવારો પાછળ રહી ગયા. તેઓ નદી ઉતરે તે પહેલાં જ શક્તાજી ત્યાં આવી પહોંચ્યા અને તેમણે બંદુકની ગોળીથી આ બન્નેને ઠાર કર્યા. એવી રીતે પોતાના ભાઇને મોગલોના ઘાત-

---

* આ લડાઇમાં મહારાણાને, ભાલાના ત્રણ, ગોળીનો એક અને તલવારના ત્રણ એ રીતે સાત ઘાવ થયા હતા.

માંથી બચાવી તેઓ આગળ વધ્યા. અને લગભગ મહારાણાના ઘોડાના નજીક આવી પહોંચ્યા. આ વખતે મહારાણા તો લડાઇ સંબંધી વિચારોમાં જ મગ્ન થયલા હતા એટલે પોતાની પાસે કોઇ છે કે કેમ? એનો કંઇપણ વિચાર કર્યા વગર જ વિચાર કરતા, મન સાથે બડબડતા આગળ વધતા હતા. આ તેમની પોતાની મન સાથેની તમામ વાતો તેમના પાછળ રહેલા શકતાજી સાંભળતા હતા. તેઓ બોલવા લાગ્યા કે "અરે, બીજા ક્ષત્રિયોની તો વાત જ શું કરવી, જ્યાં મહારાવળ બાપ્પાના વંશમાં ઉત્પન્ન થયેલો ખુદ્દ મારો પોતાનો ભાઇ પણ મારાથી વિરૂદ્ધ થઇ મોગલોની સેવા સ્વીકારી મારા સામો લડવા આવે તે પણ શાનું સંભવે? ખેર; પરન્તુ સાથે સાથે મારે એમ પણ સંતોષ અને આનંદ માનવાનો છે કે ઝાલાવંશ શિરોમણી મન્નાજી સમાન સરદારો મારા કાર્યમાં તન, મન અને ધનથી સમ્મત છે. મનુષ્ય માત્રનું કર્તવ્ય છે, કે ઇશ્વરેચ્છાને પ્રબળ માની તેના તાબે થવું અને મારે પણ ઇશ્વરેચ્છાને પ્રબળ માની તેના તાબે થઇને પણ મારી પ્રતિજ્ઞાને વળગી જ રહેવું જોઇએ. સત્ય કહેવામાં આવ્યું છે કે "મનુષ્ય કર્તવ્ય અને ઇશ્વર ઇચ્છા" માટે મારે અવશ્ય ઇશ્વરેચ્છાને તાબે થઇ મારાં કર્તવ્યમાં મચ્યા જ રહેવું. વળી 'વિપત્તિજ સંપત્તિની માતા છે' માટે મારે તેના સામે પ્રબળતાથી થવું જ જોઇએ કે જેથી પુનઃ હું મારી સ્વતંત્રતા રૂપી સંપત્તિ અવશ્ય પ્રાપ્ત કરી શકીશ. ઇશ્વર હમ્મેશાં સત્યની સહાય કરે છે, અને મને પણ ખાત્રી છે કે તે જરૂર મારી પણ સહાય કરશે." વળી તેણે આકાશ તરફ હાથ ઉંચા કરીને પ્રાર્થના કરી કે, "હે સર્વેશ્વર! તું મારી, મારી માતૃભૂમિની સ્વતંત્રતા, મારા કુલની મર્યાદા અને ક્ષાત્ર ધર્મની મર્યાદાના મારા આ કાર્યમાં મદદ કરજે. મારા અને મારા કુટુંબના મારા દેખતાં ટૂકડા ટૂકડા થાય તો પણ મને મારી પ્રતિજ્ઞાનો ત્યાગ કરવાના વિચારો સ્વપ્ને પણ ન આપીશ."

રાણાજીની પોતાના મન સાથે ચાલતી તમામ વાતચિત શક્તાજીએ અક્ષરશઃ સાંભળી, તેઓ પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે "અરેરે, જે માતૃભૂમિની સ્વતંત્રતા સારૂ, જે મહારાવળ બાપ્પાના વંશની મર્યાદા સારૂ અને ક્ષાત્ર ધર્મ સારૂ હિન્દુ સૂર્ય મહારાણો તૈયાર થયા છે તેજ માતૃભૂમિની સ્વતંત્રતા, મહારાવળ બાપ્પાના વંશની મર્યાદા ધર્મને તિલાંજલી આપવા સારૂ હું તેજ વંશમાં ઉત્પન્ન થયા છતાં અને ખુદ્દ મહારાણાનો ભાઇ છતાં તૈયાર થયો છું! અરે! મને કોટીવાર ધિક્કાર છે! મારા સમાન દેશદ્રોહીઓ પોતાની માતૃભૂમિ, પોતાના કુળ અને ક્ષત્રિય નામને લજ્જીત કરનાર મનુષ્યોનું આ ભારત વર્ષમાં અસ્તિત્વ

છે ત્યાં સુધી દેશનો ઉદ્ધાર શાનો થાય? અરે, આ સમય જ મારે મારાં પૂર્વ પાપોનું પ્રાયશ્ચિત્ત કરવા માટે ઉત્તમ છે. ચાલ જીવ. અત્યારે જ મહારાણાના પવિત્ર પદપંકજમાં મસ્તક નમાવી પવિત્ર થાઉં." શક્તિસિંહે પોતાના ઘોડાને ઉતાવળે ચલાવ્યો કે જેથી તેના પગનો અવાજ મહારાણો સાંભળી શકે. મહારાણાએ ખડખડાટ સાંભળ્યો એટલે પોતાની વિચાર નિદ્રામાંથી જાગ્રત થઇ પાછળ જોયું તો શક્તિસિંહને જોયો. શક્તિસિંહને જોતાં જ તેના તરફનો દબાઇ રહેલો ક્રોધ જાગ્રત થયો. તેઓ વિચાર કરવા લાગ્યા કે, "શું આ શકતો મને એકલો સમજી પોતાની દુષ્ટ વાંચ્છનાઓ તૃપ્ત કરવા આવ્યો છે? જો તેમ જ હોય તો મારે એને બતાવી આપવું જોઇએ કે દેશદ્રોહી અને કુટુંબદ્રોહી મનુષ્યોને શું ફળ મળે છે." આ પ્રમાણે મન સાથે વિચાર કરી તેમણે ક્રોધમય નેત્રોથી શક્તાજીને જણાવ્યું કે "અરે, મહારાવળ બાપ્પાના પવિત્ર વંશને લાંચ્છન લગાડનાર, કુલાંગાર, માતૃભૂમિની સ્વતંત્રતાના દ્રોહી, ક્ષાત્ર ધર્મના વિરોધી અને મોગલોના સેવક શકતા! શું તું મને એકલો સમજી તારી દુષ્ટ વાંચ્છનાઓ તૃપ્ત કરવા સારૂ આવ્યો છે? તું એમ ન સમજીશ કે આ રાણો એકલો હોવાથી તું તારી ઇચ્છાઓ તૃપ્ત કરી શકીશ!! તારા સમાન કલંકિને શિક્ષા કરવા સારૂ આ મારી પવિત્ર તલવાર તૈયાર છે. ચાલ તારા પાપોનું પ્રાયશ્ચિત્ત કરવા સારૂ તૈયાર થા." શકતાજીને લાગ્યું કે હવે મહારાણાને સત્વર સત્ય હકિકતથી વાકેફ કરવાની જરૂર છે, નહિ તો અનર્થ થશે. તેમની આંખમાં અશ્રુઓ આવ્યાં, તેઓ ગદ્‌ગદ કંઠે મહારાણાને કહેવા લાગ્યા કે "અન્ન દાતાર, હિન્દુશુર, મારા વિચારો હવે તેવા નથી. હું આપનો વિરોધી નથી રહ્યો, હું મહારાવળ બાપ્પાના વંશને કલંકિત કરનાર હોઇ માત્ર તે કલંકનો જ ભોકતા થયો છું, પરન્તુ હવે મારા વિચારો તે નથી. હું માત્ર આપના પવિત્ર પદપંકજનો સ્પર્શ કરી, મારાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરવા સારૂ જ આપની પાસે આવ્યો છું." આ પ્રમાણે કહી શકતાજીએ પોતાની તલવાર મહારાણાના ઘોડાના પગોમાં ફેંકી, અને ઘોડા ઉપરથી નીચે ઉતરી ઘૂંટણે પડી પ્રાર્થના કરી કે "કૃપાનાથ! મ્હને ક્ષમા કરો, ક્ષમા કરો, અને પોતાના કનિષ્ઠ બંધુનાં પાછલાં પાપોને વિસારી તેને કૃતાર્થ કરો." હવે શકતાજીથી ઘણું બોલી શકાયું નહીં. તેમનો કંઠ ભરાઇ ગયો, તેમનાં નેત્રામાંથી અસ્ખલિત વારિપ્રવાહ વહેવા લાગ્યો. મહારાણાને લાગ્યું કે પોતાના ભાઇને પૂર્વ કર્મોનો પશ્ચાત્તાપ યથાર્થ થાય છે, તેથી તેઓ પણ તલવાર મ્યાન કરી, ઘોડા ઉપરથી ઉતર્યાં, શકતાજીને જમીન ઉપરથી ઉઠાવી પોતાની છાતી સરસા દાબ્યા. આ

વખતે બન્ને ભાઇઓનાં નેત્રોમાંથી પ્રેમનાં અશ્રુઓ વહેવા લાગ્યાં. બન્ને ભાઇઓનાં પરસ્પર અશ્રુઓથી બન્ને ભાઇઓનાં અંગો ધોવાયાં. તેમના આનંદનો પાર ન રહ્યો.

વ્હાલા વાચક, આ વખતે તેમને અનિર્વાચ્ય આનંદ ઉત્પન્ન થયો. તેનું વર્ણન અમારી આ રાંકડી કલમ કરી શકે તેમ નથી. જેમને પોતાના સહોદરોનો કેટલોક સમય સુધી વિયોગ થયેલો હોય અને પુનઃ તેમની પ્રાપ્તિ થઇ હોય, તેઓ આ મહારાણાને અને શક્તાજીને થયલા આનંદનો યથાર્થ વિચાર કરી સમજી શકશે! અમો માત્ર એટલું જ જણાવીશું કે, જે પોતાનો ભાઈ પોતાનો વિરોધી બની દુશ્મનોનો સેવક બન્યો હતો તે જ ભાઇ આજે ઘણા વખત પછી પોતાને મળવાથી અને પોતાની માતૃભૂમિની સ્વતંત્રતા, પોતાના કુળની મર્યાદા અને ક્ષાત્ર ધર્મની રક્ષા સારૂ પ્રાણ પણ અર્પણ કરવા તૈયાર થયલા પ્રતાપી પ્રતાપ સમાન પોતાના વડીલ બંધુને ઘણા વખત પછી મળવાથી મહારાણા અને શક્તાજીને અત્યાનંદ થયો. છેવટે મહારાણાએ પોતાના અનુજને ઉપદેશ કરતાં જણાવ્યું કે "શક્તિસિંહ, છેવટ તને તારાં પાપોનો પશ્ચાત્તાપ થયો છે તેથી તું પવિત્ર જ છે. ભાઇ, હવે જો તને મારા પ્રત્યે, આપણા પવિત્ર કુળ પ્રત્યે, પવિત્ર માતૃભૂમિની સ્વતંત્રતા પ્રત્યે અને સ્વતંત્રતા પ્રત્યે તેમ જ ક્ષાત્ર ધર્મ અને હિન્દુ ધર્મ પ્રત્યે માનની લાગણી હોય તો તારી માતૃભૂમિની સેવા કરવા ઉદ્યુત થા. ભાઇ, જગતમાં જન્મવાનું સત્ય સાર્થક તેજ છે. જો

નહીં દેશ સેવા તરફ લક્ષ આપ્યું, નહીં માતૃભૂમિ તણું કષ્ટ કાપ્યું;
પરતંત્રતાને સદાયે સ્વીકારી, નિજ માતને પાપીએ ભારે મારી.
નહીં દેશ સેવા જરાયે સ્વીકારી, નહીં કુળ મર્યાદ દિલમાં વિચારી;
ઘડે ઘાટ અઘાટ દુરાચારી, વૃથા પાપીએ માતને ભારે મારી.
સ્વતંત્રતા પ્રિય નહીં જેહને છે, પરતંત્રતા પ્રિય ઉર જેહને છે;
મરિયાદ નહીં કુળની જેહને છે, ધિક્કાર કોટીશઃ તેહને છે.
જીવનતણો સાર સંસારમાં એ, છે જન્મનો સાર સંસારમાં એ;
કૃત્યોનો છે સાર સંસારમાં એ, ચહે માતૃભૂમિની સ્વતંત્રતા જે.
સ્વતંત્રતા દેશની દિલમાં છે, મર્યાદ જો કુળની દિલમાં છે;
જ્ઞાતિ તણું હિત જો દિલમાં છે, (તો) શુભ કાર્ય સર્વે સદા દિલમાં છે.
સ્વતંત્રતા જે નહીં ચાહનારા, તે દેશનું હિત બગાડનારા;
તે માતૃભૂમિને લજાવનારા, નિજ માત ને તાત લજાવનારા.
સ્વદેશનું હિત દિલમાં ધરીને, મર્યાદ કુળની સદા ઉર ધરીને;
સ્વતંત્ર નિજ માતૃભૂમિ કરીને, રહો જગે નામ અમર કરીને.

શક્તિસિંહને પણ સલીમને છોડીને આવે વખત થયો હતો એટલે કદાચ તે વેહેમાય એ કારણથી તેમણે મહારાણા પાસેથી રજા માગી

કે "પ્રભુ, હું હાલ વધુ વખત આપની સેવામાં રોકાઇ શકું તેમ નથી. કારણ કે જો હું વધુ વખત આપની સેવામાં રોકાઇશ તો સલીમ મારા ઉપર વેહેમાશે. માટે હું પ્રસંગ પડે તેનાથી છૂટો પડી, મારાં તન, મન અને ધન સાથે આપની પ્રતિજ્ઞા સત્ય કરી બતાવવા મેહેનત કરીશ અને યોગ્ય સમયે આપની સેવામાં હાજર થઈશ."

મહારાણો તો પોતાના ભાઇને મળીને આનંદયુક્ત વાતો કરી રહ્યા હતા. પરંતુ મહારાણો પોતાની પીઠ ઉપરથી ઉતર્યાં પછી તેમનો દેવાંશી ઘોડો ચેતક* અંત સમયના દુઃખોનો અનુભવ કરી રહ્યો હતો તે પૃથ્વી ઉપર પછડાઈ મરણ પામ્યો. તેના પડવાના અવાજથી મહારાણાએ તેના પાસે જઈ તપાસ કરી, તેને મરણ પામેલો જોઇ કલ્પાંત કરતાં શક્તાજીને કહ્યું કે "શક્તા, શક્તા, જે ઘોડાએ તારી ગેરહાજરીમાં મને પોતાના ભાઈ સમાન સુખ આપ્યું હતું, જેને મેં વખતો વખત ભાઈ, બાપ, બેટા વિગેરે સંબોધનો આપી પ્રાણ સમાન પાળ્યો હતો, જેણે અત્યાર સુધીમાં અનેક સમયે સંકટ સહન કરીને મારા પ્રાણોનું રક્ષણ કર્યું છે, હાય! તે ઘોડો ચાલ્યો ગયો!! તેના જવાથી મેં મારો એક સારામાં સારો સોબતી ગુમાવ્યો છે. પરમેશ્વરે જ્યારે મારા દુઃખના સમયમાં તારો ભેટો કરાવી સુખ આપ્યું છે, ત્યારે તુરત જ ચેતકનો પ્રાણ જવાથી મને તેટલો જ દુઃખનો અનુભવ કરાવ્યો છે. હવે મને આવો સોબતી ફરીને ક્યાં મળી શકશે." ખરેખર કોઇ કવિએ કહ્યું છે કેઃ

છપ્પય—નચ્ચન બેર નિહારિ, પુત્ત કહિ ચારૂ પ્યાર ચહિ;
ઉહિછિન ઉમઁગિ ઉડાત, કંધ ધર હાથ ભ્રાત કહિ.
બગ્ગ ઉઠત રનરૂપ્પ, બપ્પ કહિ અપ્પ વિરુદ્ધ વર;
તાત ભ્રાત સુત સોક, ગજબત્રિક પરિંગ અરિગગર.
કટ્ટિગ ન પૈર કટ્ટિગ ચકૃત, કટ્ટિગ માન નિસાન ઘન;
હય મરિગ નહિં ન ચેટક અહહ, મરિગ રાન પત્તા સુ મન.

ભાવાર્થઃ—જે ઘોડાને નાચતો જોઇને પુત્ર, પુત્ર કહીને પ્યાર કર્યો, આ પ્યાર થાય તે જ ઘડીએ પ્રસન્ન થઈને જ્યારે તે ઉડતો ત્યારે તેની કાંધ ઉપર હાથ રાખીને ભાઇ, ભાઇ કહ્યું; અને જે વખતે રણભૂમિમાં

* આ દેવાંશી ઘોડામાં એવો ગુણ હતો કે મહારાણો જ્યાં સુધી તેની પીઠ ઉપર હોય, ત્યાં સુધી તો તેના ઉપર ચહાય તેટલા ઘા થયા હોય છતાં તે પડે નહીં, પરંતુ ઘણા ઘા થઈ અશક્ત બન્યો હોય અને પછી મહારાણો તેની પીઠ ઉપરથી ઉતરે તો તુરત જ તે મરણ પામે. આજે તે જ પ્રસંગ બન્યો અને મરણ પામ્યો. મહારાણાએ તેની સમાધિ સ્થળે એક ચોતરો કરાવ્યો કે જે અત્યારે પણ 'ચેતકના ચબુતરા' તરિકે ઓળખાય છે.

ટાવીને એને વાઘની પેરે ઉઠાવતાં પોતાનો બાપ, બાપ કહીને બિરદાવ્યો,
જ ઘોડાના મરવાથી મહારાણા પ્રતાપના ગળે જાણે પિતા, ભાઈ
ને પુત્રનો શોક આવી પડ્યો; અહાહા બહુ દિલગીર થવા સરખો
પ્રંગ છે કે, એ ઘોડાનો પગ કે યકૃત ન કપાયું પરન્તુ માનનું દઢ
સાન કપાઇ ગયું; અને વળી હાય હાય! ચેતક અશ્વ મુવો નહીં
મુ મહારાણા પ્રતાપસિંહનું મન મરી ગયું.

મહારાણાને આ ચેતક સમાન અશ્વ સારૂ આવો મહાન્ શોક
ય તેમાં શું નવાઈ? તેમને શોકમાં મગ્ન થયલા જોઈ શક્તાજીએ
હ્યું કે: "પ્રભુ, હવે તેમાં શું ઉપાય ચાલી શકે તેમ છે? આપની જ
ન્યતા મુજબ હવે તો તે શ્રીહરિની ઇચ્છાઓને પ્રબલ સમજી તેને
ળે થવું તે જ આપણી ફરજ છે. આપ શોક ન કરો. કૃપાનાથ!
રા આ ઘોડા ઉપર સવાર થઈ આપ કોઈ ગુપ્ત સ્થળે પધારો. હું
મુ આપની પાસે થયલા બે મોગલોને મેં માર્યા છે, તેમના ઘોડાઓ
હિં જ ફાજલ છે, તેના ઉપર સવાર થઈ જાઉં છું, અને સમય
ળેથી સેવામાં હાજર થઇશ."

પ્રતાપ—"શક્તા, શક્તા હું તને સલાહ અને તું માને તો આજ્ઞા
માનું છું કે તું તારી પવિત્ર માતૃભૂમિની સ્વતંત્રતા સારૂ, તન, મન
ને ધનથી મહેનત કરી કૃતાર્થ થા. ભાઈ, મારી ચિંતા ન કરીશ, પરન્તુ
રા વિચારો, મારી સલાહ અને મારી પ્રતિજ્ઞા સત્ય કરવાની ચિંતા
મેશ તારા મનમાં રાખજે. મારા માટે તો સર્વેશ્વરે જે વિચારો કરી
ખ્યા હશે તે પ્રમાણે જ મારૂં ભવિષ્ય થશે. બાકી અત્યારે તો હું
તૃભૂમિની સ્વતંત્રતાનું રક્ષણ કરતાં રાજા મટીને રંક થયો છું. જો કે
તંત્ર રાજા રહેવા કરતાં સ્વતંત્ર રંક બનવામાં જ હું તો આનંદ માનું છું."

શક્તાજી—"અન્નદાતાર, આપ આ શું ફરમાવો છો? શું સૂર્ય વાદ-
માં છુપાઇ જાય તો પણ તે તેના પ્રકાશથી રહીત થાય છે કે? શું અગ્નિ
પર રાખ દાબવામાં આવે તો પણ તે તેના પ્રજ્વલિત કરવાના ગુણથી
હેત થાય છે કે? સ્વામી! આપ સૂર્ય અને અગ્નિ સમાન છો. અમારા
રોમણિ છો. આપના ચરણોની સેવામાં અમો સત્વર ઉદ્યત જ છઇએ.
કી આપને શા સારૂ ચિંતા કરવી જોઇએ? આપણે પુનઃ આપણા
મગ્ર બળથી આપણી માતૃભૂમિને સ્વતંત્ર કરી શકીશું. એમાં કંઇ જ
દેહ નથી અને આપણી માતૃભૂમિના દ્રોહી ક્ષત્રિયોનાં મુખને શ્યામ
રીશું. પ્રભુ હવે હું રજા લઉં છું."

આ પ્રમાણે કહી શક્તાજીએ ઘૂંટણે પડી મહારાણાના પવિત્ર પદ-
કજ ઉપર પોતાનું મસ્તક મૂકી તેને નેત્રવારિથી સિંચ્યા. મહારાણાએ

તેમને ઉભા કરી ફરીને છાતીસરસા ચાંપ્યા, અને ગદ્ગદિત કંઠે રજા આપતાં જણાવ્યું કે "ભાઈ, જા, પરન્તુ આ તારા ભાઇની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનું વિસરીશ નહીં."

શક્તાજીએ સલીમની છાવણી તરફ અશ્રુ સહિત પ્રયાણ કર્યું. અને મહારાણાએ અશ્રુ સહિત નેત્રો સાથે શક્તાજીના ઘોડા ઉપર સવાર થઈ જંગલ તરફ પ્રયાણ કર્યું.

---

## પ્રકરણ સાતમું
### મહારાણો જંગલમાં

ધીરાનો રાગ—મહેલમાં રહેનારા તે, જંગલમાં કો દિ ભટકી મરે;
સુખનાં સ્વપ્નાં નાવેરે, આવે દુઃખ દુઃખો પરે.—ધ્રુવ.
કોઈ દિ રાજા, રંક કોઈ દિ, કોઇ દિ નિર અહાર,
કોઈ દિ છપ્પન ભોગ મળે બહુ, સહુ વિધિનો વ્યવહાર;
માટે માન મૂકી રે, મૂરખ જપ હરે હરે.—મહેલમાં-૧
કોઇ દિ નવ યૌવનમય રાણી, માણી, ન સુખનો પાર,
છત્તર પલંગે કોઇ દિ પોઢણુ, કોઈ ભૂમિ વ્યવહાર;
માટે હરિ ભજી લે રે, મૂરખ જેથી જગત તરે.—મહેલમાં-૨
'છગન' છળ કપટ નહીં આવે, કાંઇએ સંગ લગાર,
તેની સોબત છે બહુ કપરી, ખવાડે જમનો માર;
છોડ તેને પહેલે રે, છેવટ છોડવું એ ખરે.—મહેલમાં-૩

---

મહારાણો ફરતા ફરતા એક જંગલમાં આવી ચહડ્યા. તેમની સાથે તેમનું કુટુંબ પણ હતું. તેઓ વિશ્રાન્તિ લેવાનો વિચાર કરી એક સ્થળે થોભ્યા. આ સમયે રણભૂમિમાંથી બચી આવેલા તેમના સરદારો પણ શોધતા શોધતા તેમને આવીને મળ્યા. તેમણે રણભૂમિમાં પોતાનો પરાજય થવાના સમાચાર જણાવ્યા. આથી તો મહારાણાના મનની તમામ મુરાદો રદ્દ બાતલ થઈ ગઈ. તેઓ અતિ દુઃખી થઈ કહેવા લાગ્યા કેઃ "અરે! એક સમયે જેની સમગ્ર મેવાડભૂમિ ઉપર સત્તા હતી, જે મેવાડભૂમિ ઉપર મારી આણ પ્રબળતાથી પ્રવર્તમાન હતી, તે જ હું જાતે તે જ મેવાડભૂમિ ઉપર માતૃભૂમિની સ્વતંત્રતાનું રક્ષણ કરતાં એક ભિખારીની સ્થિતિ ભોગવું છું! અરે! એક વખત જે મેવાડભૂમિમાં વસતિ પ્રજા મારા નામ માત્રથી આનન્દ માનતી હતી તે જ મેવાડભૂમિ મને અને મારા કુટુમ્બને છૂપાવવા સારૂ ગુપ્ત સ્થળ સરખું પણ આપતી નથી! અને તે પ્રજાજનો પણ યવનોના ત્રાસથી

ાને રક્ષણ આપવા સમર્થ નથી, અને તેથી મારે રહેઠાણ શોધવા સારૂ ખડવું પડે છે!" તેમણે તેમના કુમાર અમરસિંહને પ્રશ્ન કર્યો કે "કેમ ાાઈ અમરસિંહ! તમને આ જંગલોમાં રહેવાનું અને ભુખે રખડ-ાનું પસન્દ પડે છે કે?"

અમરસિંહ—"પિતાજી! જ્યારે આપ રાજ્યસત્તા છોડી, આ કષ્ટો ાહન કરવાનું પસન્દ કરો છો, તો જેણે સ્વપ્નમાં પણ રાજસત્તા જોઈ ારખી પણ નથી, તેવો હું કે જેના જન્મદાતા માતૃભૂમિની સ્વતંત્ર-ાને ચાહે છે, તેના મનમાં અન્ય વિચારો હોય જ શાના? જેમાં આપશ્રી સુખ માનતા હોવ તેમાંજ મારૂં પણ સુખ સમાયલું છે, ેમ હું માનું છું. અને હું આ જંગલનાં દુઃખોને મારા પવિત્ર પિતાની ાાથે રહી, મારા પ્રાણથી અધિક પ્રિય માનું છું. આપે મારી ચિંતાને આપના સ્વદેશ પ્રેમી હૃદયમાં સ્થાન આપવાની કંઈ જ જરૂર નથી ેમ મારી પ્રાર્થના છે."

પ્રતાપ—"સાહબાશ! મારા બહાદુર પુત્ર! મહારાવળ બાપ્પાના ાંશમાં તારા સમાન નરરત્નો ઉત્પન્ન થવાની જરૂર છે."

આ અરસામાં શંકર કવિ પણ મહારાણાને શોધતા શોધતા આવી મળે છે. તેઓ દૂરથી જ આશીર્વાદ આપે છે કે—

વેદ વિધિ જહઁ લગ રહે, જહઁ લગ રહ સુર રાજ;
તહઁ લગ રાણા કુળકો, રહો અવિચળ રાજ.

પ્રતાપ—"સરદારો, કવિરાજ પધારે છે." આ પ્રમાણે કહી પોતે ઉભા થઈ સામા જાય છે અને બાથ ઘાલીને શંકર કવિને મળે છે. શંકર કવિ કહે છે કે—

શંકર—તે દેશે જઇએ નહીં, જ્યાં રજપૂત ન હોય;
સામા આવી શેરીએ, કુશળ ન પૂછે કોય.

પ્રતાપ—"કવિરાજ, આપ કુશળ તો છો ને?"

શંકર—"મહારાણા! હું સર્વદા આપની કૃપાથી કુશળ જ છું અને હંમેશાં સર્વેશ્વર પાસે પ્રાર્થના કરૂં છું કે તે આપને કુશળ રાખે."

પ્રતાપ—"કવિરાજ, આપ આ હલદીઘાટની લડાઈ સમયે હાજર હતા, માટે સર્વ સમાચાર જાણતા જ હશો. માટે જણાવો કે વીરવર મનાજીનું શું પરિણામ આવ્યું, અને લડાઇનું શું પરિણામ આવ્યું તેમ જ આપણા પવિત્ર દેશની શી દશા છે?"

શંકર—"મહારાણા, આપ સમાન સિંહની ગેરહાજરીથી આપણા

પવિત્ર દેશરૂપી જંગલની દશાનું હું શું વર્ણન કરૂં.* મહારાણા હલદી-ઘાટની લડાઇનું પરિણામ પરમેશ્વરે આપણી વિરૂદ્ધ આપ્યું છે. મહારાણા, મન્નાજીની તો હું શું પણ બુધ બૃહસ્પતિ પોતે પણ પ્રશંસા કરવા અસમર્થ છે. પરંતુ સાધારણતઃ તેણે ક્ષત્રિય નામને દિપાવ્યું છે.

મન્ના મન પ્રભૂ કાજ ધરી, કરી બતાયો કામ;
અંબર શૂર ધન ધન કહૈં, અરિ ધન કહૈં તમામ.

છપ્પયઃ—રણબાજી બીર હાક, ધાક અરિ ઉર ભઈ ભારી,
સુખી ગિદ્ધ રૂ કાક, ડાક બજવૈ કામારી;
હુર ભઈ મદમત્ત, પત્ત નિજ પાય સુખંકર,
ભૂત પ્રેત ડાકિની, શાકિની યક્ષ અનિ મુદભર;
ધરી ચાહ લર્યો રન ખેતમેં, અરિ જન મનબલ કિય હરન,
સબ શૂર અંબર ભૂપ અરિ કહૈં, ધન્ય ધન્ય મન્ના મરન.

વળી મહારાણા મેં આ લડાઇનું બીજું પણ વર્ણન બીજા કવિઓએ જે કંઈ કર્યું છે તે પણ આપને સંભળાવીશ. કારણ કે તેઓ આપને મળવા આ જંગલમાં આવી શકયા નથી, અને તેથી તેમનું તે કામ મારે આપની સમક્ષ કરવું પડે છે.

ગીતઃ—

ગયંદ માનરૈ મુહર[1] ઊભો હુતો દુરદ ગત, સિલહપોસાં તણાં જૂથ સાથૈ;
તદ બહીરૂક અણચૂક પાતલ તણી, મુગલ બહલોલખાં તણે માથૈ. ૧
તણે ભ્રમળેદ અસવાર ચેટક તણે, ધણે મગરૂર બહરાર ઘટકી;
આચરે જોર મિરજાતણે આછટી, ભાચરૈર[2] ચાચરૈ બીજ ભટકી. ૨
સૂરતન[3] રીઝતાં ભીજતાં સૈલગુર,[4] પહાં અન[5] દીજતાં કદમ પાછે;
દાંત ચઢતાં જાન સીસ પછટી દુજડ,[6] તૉત સાવણ[7] જ્યુહીં ગઈ જાછે. ૩
વીર અવસાણ કેવાણ ઉજબક બહે, રાણ હથબાહ દુય રાહ રઠિયો;
કટ ઝલમ[8] સીસ બગતર બરંગ[9] અંગ કટે, કટે પાખર સુરંગ તુરંગ કઠિયો. ૪†

* કવિરાજ ભારતદાનજીએ કહ્યું છે કેઃ—
ઉન્મત્ત મતંગ લતાદ્રુમ તોરૈં, નિશંક વ્હૈ દોરૈં હૈં શ્યાર સસા,
બિન ચિંત વ્હૈ ચિતે ચરિત્ર કરૈં, રૂ બધિરે બડપ્પન લાયે નસા;
મૃગ વ્હૈ ગતિ મંદ તહાં વિહરૈં, ભિલ ખોદત શૂકર વૃન્દ રસા,
વનરાજ બિહીન બડે બનકી, તુ ભઈ કછુ ઓરકી ઓર દસા.

(૧) આગળ. (૨) કંસારો, ઠંડેરો. (૩) સૂર્ય. (૪) મોટા ભારી પર્વતો. (૫) બીજા રાજાઓ. (૬) તલવાર. (૭) સાવણ—સાબન, સાબુન—સાબુ. (૮) ટોપ. (૯) શરીર.

† આને મળતાં બીજાં પછાડીથી તયાર કરવામાં આવેલાં કાવ્યો નિચે મુજબનાં છેઃ—

કવિત્તઃ—બાઢી બીર હાક ઉર ડાક ભુવ ચાક ચઢી;
તાક તાક રહી હૂર છાક ચહૂં કોદમેં.

ભાવાર્થઃ-(આ ગીત હલદીઘાતના યુદ્ધ પ્રસંગનું છે) જયપુરના મહારાજ માનસિંહના હાથી આગળ, પોતાની મદદના સવારોને સાથે લઈને, બહલોલખાં હાથીની સમાન ઉભો હતો. એ વખતે (માન-સિંહને શોધતા શોધતા) શત્રુ (બહલોલખાં) પાસે આવી પહોંચેલા મહા-રાણા પ્રતાપસિંહની તલવાર એના-શત્રુના-શિરપર પડી. ઉદયસિંહનાં પુત્ર, ચેટકના સવાર મહારાણાએ શરીરને ચીરવાવાળી તલવારને બહુ જોરથી ભમાવી, પોતાના હાથના પૂર્ણ જોરથી મીરજા ઉપર નાંખી, તે એને એવી વાગી કે જાણે કંસારાની એરણપર વિજળી પડી હોય! અને તેના બે ભાગ થઈ જાય તેમ તેનું શિર કાપીને નિકળી ગઈ; સૂર્ય પ્રસન્ન થયા અને મોટા મોટા પહાડ રક્તથી પલળી ગયા, બીજા રાજાઓ પોતાના પગ પાછા મૂકવા લાગ્યા, એ વખતે મહારાણાએ સામે આવેલા મુસલમાનો પર તલવાર મારી કે જે તાંત જેમ સાબુને કાપીને પાર નિકળી જાય છે તેમ પાર નિકળી ગઈ. એ વીરે પોતાના અપૂર્વ બળથી એવી તો તલવાર ચલાવી કે તે મહારાણાના હથાવાહાની (તલવાર ચલાવવાની ક્રિયા) હિંદુ મુસલમાન બન્નેએ બહુ જ પ્રશંસા

---

બાલિકે કુબાલ હય તોલ બહલોલખાં પૈં;
બાગૌ આન કત્તા રાનપત્તાકો બિનોદમેં.
ટોપ કટિ ટોપી લાલ ટોપા કટી પીત પટ;
સીસ કટિ અંગ મિલી ઉપમા સુમોદમેં.
રાહૂ ગોદ મંગલકી મંગલ ગુરૂકી ગોદ;
ગુરૂ ગોદ ચંદકી રૂ ચંદ રવિ ગોદમૈં.

વળી આ જ ભાવનો એક સોરઠો પણ નીચે પ્રમાણે છે:—

**સોરઠા**-ખગ બહલોલ ખપાર, પેલ દલ લાખાં પ્રસણ;
અસ ચેટક ઉલટાય, પહુંતો ઉદયાચલ પતો.

**કવિત**:-અજ્જ ધર્મ રચ્છક ઇતૈ રૂ જવનિષ્ટ ઉતૈ;
ઘાટ હલદી રન ભ્રમાવૈં ભટ ભાલોં કો.
બીર દોર દણ્ડન ઉદગ્ગ મણ્ડલગ્ગન તૈં;
સબ્બુન જ્યોં તંતિ ચીરે દેત ગજ ઢાલોંકો.
પ્રહરન તાપ કાન્હસીક પ્રતિપચ્છી બને;
પદગ્રસ્ત બુલ્લત બિલોકિ રક્ત નાલોંકો.
સાક પાને વાલે રાનપત્તાકી કૃપાન પિકિખ;
લગત જુલાબસી પુલાવ ખાને વાલોંકો.

મ્લેચ્છનકો નમિબો અયોગ્ય લખિ, ખાદ્ય ગને, સમયાનુકૂલ કન્દ મૂલ ફલ પત્તાકોં;
રાજ્યદ્રંગ દુર્ગ દેશ વૈભવ જ સુખ હેય, રાખી દઢ વંશપરિપાટીકી પ્રભત્તાકોં.
ખગ્ગ બલ વિસ્તરિ અકબરસે શત્રુ અગ્ગ, ઈક્કલ નિબાહ્યો જિહ વેદધર્મ નત્તાકોં;
આ સમુદ્ર ઉર્વિવાસી અજ્જૂ કૃતમન્ય દેત, ધન્યવાદ વીર અગ્રગણ્ય રાન પત્તાકોં.

કરી, કે જેના ખડ્ગથી બહલોલખાંનો ટોપ, શિર, બખ્તર, શરીર અને પાખર કપાઇ નેસરસ રંગવાળો ઘોડો પણ કપાઈ ગયો.

ગીતઃ—ખટકૈ ખત્રવેધ સદા ખેહડતો, દિનપ્રત દાખંતો ખત્ર દાવ;
અકબર શાહ તણો ઊદાવત, રાણ હિયે ચરણાં અનરાવ. ૧
નહ પલટૈ ખરડકૈ અહોનિસ, ધડ દુર બેસ ઘડૈ ઘણુ ઘાવ;
સાંગાહરો તણો આલમ સહ, પાંતરદૈ મહપત અન પાવ. ૨
ધર બાહર પ્રતાપ ખડગ ધર, સુજ બીસરૈ ન પાખર સેર;
અકબર ઉરમેં સાલ અહાડો, ઓયણે સેવગ ભૂપ અનેર. ૩
રાવ હિંદવો તણોં રોંદાં રિપ, રાણો આપાણી કુલ રીત;
પડિયા રહૈ અવર નૃપ પાવાં. ચઢિયો કુંભ કલોધર ચીત. ૪

ભાવાર્થઃ—ક્ષત્રીઓના માર્ગે ચાલવાળો મહારાણો યુદ્ધમાં પાદશાહ અકબરના ચિત્તમાં ખટકયા કરે છે, અને બીજા રાજાઓ એની સેવામાં રહે છે, આથી મહારાણો પ્રતાપસિંહ સતત અકબરના હૃદયપર ચઢેલા રહે છે અને બીજા રાજાઓ એના ચરણમાં પડ્યા રહે છે. ફકીર સમાન થયલો અકબર મનમાં ઘણા ઘાટ ઘડ્યા કરે છે અને મહારાણો સદા એના મનમાં ખટકયા કરે છે, પરન્તુ સાંગાજીના વંશવાળો પ્રતાપસિંહ કે જે સંસારની રક્ષા કરવાવાળો છે તે ભૂમીને પણ અકબર સામા પગ ભરતો નથી. મહારાણો પ્રતાપસિંહ પૃથ્વીનો રક્ષક છે એટલે તે વીર કદાપિ પણ ભૂલ કરતો નથી અને તેથી જ્યારે બીજા રાજાઓ અકબરના ઘરના સેવા કરવાવાળા થઇ પડ્યા છે, ત્યારે મહારાણો પ્રતાપ તો એની છાતીમાં સાલ સમાન થઇને સાલે છે; કુંભાની કળાને ધારણ કરવાવાળો મહારાણો પ્રતાપસિંહ પોતાના કુળની મર્યાદાને રાખીને 'હિન્દુ પતિ' અને 'યવનોનો દુશ્મન' કહેવાય છે, એ કારણથી મહારાણો તો અકબરના હૃદયમાં વસી રહેલા છે અને બીજા રાજાઓ એના પગોમાં પડી રહે છે.

છપ્પય—દલ પૈલાં ઉથપે, તેજ બ્રહ્મહિ ઉત્થપ્પૈ;
ઉત્તર દખ્ખિણ પછિમ, પૂર્વ તા પાણ પણપ્પૈ.
અન અનેક ભુવપત્ત, બાંગ શ્રવણાં સુણરત્તે;
નમિ પ્રણામ આધીન, કરૈં સેવા બહુ ભત્તે.
ખત્રિયાણ માણ મહિ ઉદ્ધરન, એક છત્રી આલમ કહૈ;
ગાયત્રી મન્ત્ર ગહલોત ગુર, તિહિ પ્રતાપ શરણે રહૈ.

ભાવાર્થઃ—પાદશાહે શત્રુઓની સેનાઓને પરાજીત કરી નાંખી, અને બ્રહ્મતેજને પણ ઉખાડી નાંખ્યું. ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ એ તમામ દિશાઓ એના હાથમાં આવી ગઈ. બહુ બીજા રાજાઓ યવનોના બાંગ મારવાના અવાજ સાંભળીને પ્રસન્ન થાય છે, અને

ઝુકી ઝુકીને સલામો કરે છે, અને અકબરના આધીન થઇને અનેક પ્રકારની એની સેવાઓમાં તૈયાર રહે છે, એથી સર્વ સંસાર કહે છે કે એવા સમયમાં ક્ષાત્ર ધર્મના સત્ય ઉદ્ધાર કરવાવાળો માત્ર એક જ ક્ષત્રીય રાજા ભૂમંડળ પર છે કે જે આ ગહેલોતોમાં શ્રેષ્ઠ પ્રતાપસિંહ છે અને ગાયત્રી મન્ત્ર એને જ શરણુ છે, અર્થાત્ કે એક જ માત્ર પ્રતાપસિંહ જ અખણ્ડ બ્રહ્મ તેજની રક્ષા કરવા સારૂ સાવધ છે.

સોરઠઃ–ચેલા વંસ છતીસ, ગુર ઘર ગહલોતાં તણોં;
રાજા રાણા રીસ, કહતાં મત કોઈ કરો.

ભાવાર્થઃ–ક્ષત્રીયોના છત્રીસે વંશ ચેલા બની ગયા છે અને માત્ર ગહેલોતોનું ઘર જ તેમના ગુરૂ સમાન શ્રેષ્ઠ છે. હું આ પ્રમાણે કહું છું તેથી–કવિ કહે છે કે–કોઈ પણ રાજા, રાણાઓ ક્રોધ ન કરશો, કેમકે સત્ય કહેવું તે કવિઓનો ધર્મ છે.

ચંપો ચીતોડાહ, પોરસ તણો પ્રતાપસી;
સોરભ અકબર શાહ, અલિયલ આભડિયો નહીં.

ભાવાર્થઃ–મહારાણા પ્રતાપસિંહનો પરાક્રમ ચંપાના વૃક્ષના સમાન છે, જેની સુગંધી પર અકબરરૂપી ભ્રમર કદાપિ પણ આવતો નથી.

માથૈ મૈંગલ ખડગ, ત બાહી પરતાપસી;
બાંટ કિયા બે ભાગ, ગોટો સાબૂ તાંતગત.

ભાવાર્થઃ–હે મહારાણા પ્રતાપસિંહ ! તમોએ હાથીના ઉપર ખડ્ગ ચલાવ્યું, તેણે જેમ તાંત સાબુની ગોટીના બે ટુકડા કરી નાંખે છે તેમ તેના–હાથીના–બે ટૂકડા કરી નાંખ્યા.

સાંગ જ સોબરણાંહ, તૈ બાહી પરતાપસી;
જો બાદળ કરણાંહ, પૈં પ્રગટ્ટી કુંજરાં.

ભાવાર્થઃ–હે મહારાણા પ્રતાપસિંહ ! તમોએ સુવર્ણના રૂપવાળી બરછી ચલાવી તે જેમ વાદળાંને ફોડીને સૂર્યની કિરણો નિકળે છે એ જ રીતે હાથીની પાર નિકળી ગઈ.

માંઝી મોહ મરાટ, પાતલ રાણ મવાડ ભલ;
દુજડાં કિય દ્રહ વાટ, દલ મૈંગલ દાણવ તણા.

ભાવાર્થઃ–અનેક યુદ્ધો જીતવાવાળા અને મોહને મારવાવાળા વીર પ્રતાપસિંહે પોતાના ભાલાથી યવનોની સેના અને હાથીઓનો નાશ કરી નાંખ્યો.

સહનક તણાં સુજાણ, પારીસા પાતલ તણા;
તૈં રાહવિયા રાણ, એકણ હૂંતા ઉદવત.

ભાવાર્થઃ–અન્ય ડાહ્યા રાજાઓ પણ માટીના પાત્રોમાં* ભોજન

* મુસલમાનોનાં રસોડાંમાં માટીનાં વાસણો રાખવામાં આવે છે.

કરવાવાળા બની ગયા, પરન્તુ પત્રાલામાં પીરસેલું ભોજન તો માત્ર એક પ્રતાપસિંહના માટે જ છે. હે ઉદયસિંહના પુત્ર ! આ રીત તો એકલા તેં જ રાખી છે. અર્થાત્ કે સર્વ રાજાઓ યવનો સાથે જમવાવાળા બની ગયા, પરન્તુ માત્ર એક મહારાણો પ્રતાપસિંહ જ ન થયો.

એહી ભુજે અરીત, તસલીમજ હિન્દુ તુરક;
માથે નિકર મજુત,- પરસાદ કે પ્રતાપસી.

ભાવાર્થઃ-પરાક્રમોમાં એવી કુરીતિ પડી ગઈ છે કે હિન્દુઓ યવનોને ઝુકી ઝુકીને સલામ કરે છે, કેવળ મહારાણો પ્રતાપસિંહ જ એવો છે કે જે મસજીદોના સમૂહોપર દેવ મન્દિરો બનાવરાવે છે.

રોહે પાતલ રાણ, જાં તસલીમ ન આદરે;
હિન્દુ મુસ્સલમાન, એક નહીં તાં હોય હૈ.

ભાવાર્થઃ-ઘેરાયલો પણ મહારાણો પ્રતાપસિંહ જ્યાંસુધી ઝુકીને સલામ કરવાનું કબુલ નથી કરતો ત્યાંસુધી હિન્દુ અને મુસલમાનોને એક સરખા સમજવા ન જોઇએ. એમને તો જુદા જુદા જ સમજવા જોઇએ.

ચોકી ચીતોડાહ, પાતલ પડબેસાં તણી;
રહચેખા રાણાહ, આયો પણ આયો નહીં.

ભાવાર્થઃ-મહારાણો પ્રતાપસિંહ આવ્યો તો ખરો, પરન્તુ યવનોના ટુકડા કરવા સારૂ, નહીં કે તેમની ચોકી કરવા સારૂ.

નિગમ નિવાણ તણાંહ, નાગદ્રહા નરહર જ્યુહીં;
રાવત બટ રાણાહ, પિંટ અણખૂટ પ્રતાપસી.

ભાવાર્થઃ-વેદરૂપી જળાશય અખૂટ છે, અને ભગવાન્ નૃસિંહનું પરાક્રમ પણ અખૂટ છે. અને એવી જ રીતે મહારાણા પ્રતાપસિંહના શરીરની વીરતા પણ અખૂટ છે.

હીંદૂ હીંદૂકાર, રાણા જે રાખત નહીં;
તો અકબર એકાર, પહો સહો કરત પ્રતાપસી.

ભાવાર્થઃ-હે હિન્દુઓના પ્રભુ પ્રતાપસિંહ ! જો રાણાઓ હિન્દુઓના આર્ય ધર્મનું રક્ષણ ન કરત તો અકબર સહુને એકાકાર બનાવી દેત. અર્થાત્ તમામ હિન્દુઓને યવન બનાવી દેત.

હિન્દુપતિ પરતાપ, પત રાખી હિન્દવાણરી;
સહે વિપતિ સંતાપ, સત્ય શપથ કર આપણી.*

---

* જોધપુર મહારાજ માનસિંહના સમયમાં જ્યારે અનેક ઉપદ્રવો થવા લાગ્યા ત્યારે એને શાન્ત કરવા સારૂ અંગ્રેજ સરકારે પોતાની ફોજ મોકલી. એ વખતે મહારાજા માનસિંહે પોતાના સરદારોથી સલાહ કરી ત્યારે એમણે અંગ્રેજ સરકારની પ્રબળતા જણાવી તેની સાથે લડવાની ના પાડી. અને મોગલ

ભાવાર્થઃ-હે હિન્દુ પ્રતાપસિંહ! તેં હિન્દુઓની લાજ રાખી. તેં અનેક પ્રકારની વિપત્તિઓ અને સંતાપ સહન કરીને પણ પોતાની સત્ય પ્રતિજ્ઞાનો પૂર્ણપણે નિર્વાહ કર્યો.

**ગીતઃ**-આયાં દલ સબલ સામહૌ આવૈ, રંગિયે ખગ ખત્રવાટ રતો;
એ નરનાહ નમો નહ આવૈ, પતસાહણ દરગાહ પતો. ૧
દાટક અનડ દણ્ડ નહ દીધો, દોયણ ધડસિર દાવ દિયો;
મેલ ન કિયો જાય બિચ મહલાં, કૈલપુરે ખગ મેલ કિયો. ૨
કલમાં બાંગ ન સુણિયે કાના, સુણિયે વેદ પુરાણ સુભૈ;
અહડો સૂર મસીત ન અરચૈ, અરચૈ દેવલ ગાય ઉભૈ. ૩
અસપત ઇન્દ્ર અવનિ આભ્હડિયાં, ધારા ઝડિયાં સહે ધકા,
ઘણુ પડિયાં સાંકડિયાં ઘડિયાં, ના ધીહડિયાં પઢી નકા. ૪
આખી અણી રહે ઉદાવત, સાખી આલમ કલમ સુણો;
રાણે અકબર બાર રખિયો, પાતલ હિન્દુ ધરમ પણો. ૫

ભાવાર્થઃ-ક્ષાત્રધર્મપરાયણ મહારાણો પ્રતાપ પાદશાહના બલિષ્ટ સૈન્યના આવવાથી, શત્રુઓના રક્તથી રંગાયલા ખડ્ગને ધારણ કરીને એમના સન્મુખ આવે છે, પરન્તુ અભિમાનને છોડીને પોતાનું મસ્તક નમાવી પાદશાહના દરબારમાં આવતો નથી. પોતાના વેરીઓને રોકવા સારૂ અનમ્ર વીરે કદાપિ પણ દણ્ડ ન આપ્યો, પરન્તુ શત્રુઓની સેનાઓ ઉપર ઘોડાજ* કર્યા. કૈલપુરા મહેલોમાં રાણો જઈને પાદશાહને ન મળ્યો, પરન્તુ તેણે તો ખડ્ગોથી જ મેળ કર્યો અર્થાત્

---

બાદશાહોથી મહારાણો પ્રતાપ લડવા તૈયાર થયા તેથી તેમને જંગલે જંગલ રખડવું પડ્યું હતું, માટે બાદશાહથી લડવું યોગ્ય નથી. એના ઉત્તરમાં, મહારાજે જણાવ્યું કે:-

ગિર, પુર, દેશ ગમાડ, ભમિયા પગ પગ ભાખરાં;
મહ ઍંજસૈ મેવાડ, સહ ઍંજસૈ સીસોદિયા.

ભાવાર્થઃ-પોતાના પર્વતો, નગર અને દેશો ગુમાવીને જંગલમાં પાયદલ-પગે ચાલીને-રખડતા રહ્યા, પરંતુ મહારાણાએ પોતાના ધર્મની રક્ષા કરી હતી, કે જેથી આજે મેવાડ દેશ ગર્વ કરે છે અને શીશોદીયા જાતિ પણ અભિમાન ધરાવે છે.

***કવિતઃ**-દાવા અરૂ ધાવા દુર્ગદાસકો દિખાવા જગ;
રાન પાસ આવા સાથ પાવા સૂર સત્તાસો.
જાવા અમરેસકો બખાને સબ દેશપૈં ન;
આવા બન્યો મારિ મર્યો મીર રોસરત્તાસો.
આવા શિવરાજકો ન જાવા બન્યો જૈસી વિધિ;
યહે મ્લેચ્છ મુચ્છ કાટ લાવા મોદ મત્તાસો.
દાવા રાન પત્તાસો ન ધાવા રાન પત્તાસો ન;
જાવા રાન પત્તાસો ન આવા રાન પત્તાસો.

કે અકબરથી સદા યુદ્ધ કર્યું પણ સન્ધિ ન કરી; એવો ધીર વીર મહારાણો પોતાના કાનોથી યવનોના બાંગ મારવાના અવાજો નથી સાંભળતો, પરન્તુ પરમ પવિત્ર વેદ પુરાણોના ઉપદેશ શ્રવણ કરે છે, કદાપિ પણ તે મસ્જીદમાં જઇને સેવા—સેજદો—નથી કરતો, પરન્તુ દેવાલયો અને ગાયોની સેવા કરે છે; ઇન્દ્ર સમાન પાદશાહ જ્યારે જ્યારે કોપ કરીને આડમ્બર યુક્ત ઘટાઓ સહિત આક્રમણ કરે છે ત્યારે ધાઓરૂપી ખડ્ગ ધારાઓની ઝડીમાં ધક્કા સહન કરે છે, અનેક વાર ઘણા સંકટના સમય આવવા છતાં પણ એને સહન કરી પોતાની મર્યાદા ન છોડી, એ વીર મહારાણાના વંશમાં ઉત્પન્ન થયલી પુત્રીઓએ દિલ્હી જઇને નકા પઢ્યા નથી. ઉદયસિંહનો પુત્ર મહારાણો સદા અગ્રગણ્ય રહ્યો છે, અને આ વાતનો સમગ્ર જગત્ અને ખાસ વિશેષ કરીને મુસલમાનો પણ સાક્ષી છે કે અકબરના ભયંકર સમયમાં પણ મહારાણા પ્રતાપસિંહે હિન્દુઓના ધર્મનું યથાર્થ રીતે પાલન કર્યું છે. કવિરાજે કાવ્યો સંભળાવ્યાં એટલે તમામ સરદારો તથા ખુદ મહારાણો પણ તેમની પ્રશંસા કરવા લાગ્યા. મહારાણાએ કવિરાજને કહ્યું કે—

"કવિરાજ, આમાં મેં શું કર્યું છે કે જેથી સર્વ કવિરાજો મારી પ્રશંસા કરે છે? માત્ર એક સાચા ક્ષત્રિયને ફરજ્યાત જે કંઈ કરવું જોઇએ તે જ મેં મારી ફરજને લક્ષને કર્યું છે."

કવિરાજ—"મહારાણા, આપનું ફરમાવવું સત્ય છે, પરન્તુ અન્ય રાજપૂતો પણ રાજપૂત વંશમાં જન્મ્યા છતાં વિદેશીઓની ગુલામી ભોગવે છે. જ્યારે આપના વંશજો અનાદિ કાળથી જ તે રીત પસન્દ કરતા નથી અને તે જ મુજબ આપે પસન્દ નહીં કરતાં અનેક પ્રકારની આફતો સહીને પણ કુળની મર્યાદા સાચવવાની પ્રતિજ્ઞા કરી છે. આપના સમાન ક્ષત્રિયો હાલમાં ક્યાં છે? અને તેથી જ સત્ય વર્ણન કરવું તે કવિઓનો ધર્મ હોવાથી તેમણે આપની બહાદુરી અને પ્રશંસાનાં કાવ્યો કહ્યાં છે અને તે પણ કવિઓએ પોતાની ફરજ માનીને જ કહ્યાં છે."

પ્રતાપ—"કવિરાજ, વિદ્વાનોએ સત્ય જ કહ્યું છે કે "નામ રહંતાં ઠક્કરાં, નાણાં નહીં રહંત, કીરત હંદાં કોટડાં, પાડ્યાં નહીં પડંત" અને એ નામ અમ્મર કરનાર કવિઓ જ છે. કવિઓ સિવાય કદાપિ પણ કોઇનાં નામ અમ્મર થતાં નથી. પછી ભલે અન્ય પ્રકારના અનેક ઉપાયો કરવામાં આવે. તેવા સર્વ ઉપાયોનો નાશ કાળે કરીને થઈ જાય છે. પરન્તુ કવિરાજોનાં કાવ્યોનો નાશ થતો નથી અને તેમણે અમ્મર કરેલાં નામો જ જગતમાં યાવત્ ચન્દ્ર દિવાકર અમ્મર રહે છે એમાં શંકા નથી. કવિરાજ, આપ દેશમાં ફરીને આવ્યા છો, માટે

આપણા દેશની સ્થિતિનું યથાર્થ વર્ણન કરો જોઉં. હું પણ દેશની દશાથી માહિતગાર તો બનું."

શંકર–"મહારાણા, દેશની દુર્દશાનું હું શી રીતે યથાર્થ વર્ણન કરીશ? કારણ કે દેશની હાલની સ્થિતિ કહેવા જેટલી મારા હૃદયમાં શક્તિ ક્યાંથી આવશે? મારી જિહ્વા તે વર્ણન કરવાની કઠોરતા શી રીતે ધારણ કરશે? છતાં પણ જ્યારે આપશ્રી દેશની દશા જાણવા સારૂ ઉત્સુક છો તો હું કહું છું. અરેરે! જેમને આપ મ્લેચ્છ માની આપણી પવિત્ર ભૂમિ ઉપર પગ પણ મૂકવા દેતા નહોતા, જેમના પગ મૂકવાથી ભૂમિને આપ અપવિત્ર માનતા હતા અને શુદ્ધ કરાવતા હતા, તેઓ નિઃશંક રીતે દેશમાં ફરે છે, મરજીમાં આવે તેમ અત્યાચારો કરે છે. આપણા દેશની પવિત્ર સ્ત્રીઓની ઇજ્જતનું રક્ષણ થતું નથી. જેને આપણ પવિત્ર માનીએ છીએ તે ગાયોનો મ્લેચ્છો કોઇ પણ જાતની શંકા વગર વધ કરે છે. હિન્દુઓને પોતાના ધર્મમાં વટલાવવા સારૂ ફરજીયાત અથવા લાલચો આપીને પ્રયાસ કરવામાં આવે છે. આપણા દેશવાસીઓનાં પવિત્ર દેવમંદિરો અને તીર્થસ્થળોને ભ્રષ્ટ કરવામાં આવે છે. આપણા દેશમાં સ્વદેશ પ્રેમી પુરૂષોને ઉભા રહેવાની પણ જગા નથી. સ્વદેશ પ્રેમી પુરૂષોને રાજદ્રોહી માનવામાં આવી સખ્ત નસિહતો કરવામાં આવે છે. અને એવી રીતે સજા કરતાં તેમના મોભ્ભા કે લાયકાતનો કંઈ પણ વિચાર કરવામાં આવતો નથી. મહારાણા, દેશમાં ભુખમરો વધ્યો છે અને છતાં પણ રાજ્ય તો અનેક પ્રકારના કરો નાંખીને પણ પ્રજાનું રક્ત ચુસવામાં કંઈ પણ વિચાર કરતું નથી.

મહારાણા, સર્વેશ્વરની કંઇક વિપરીત જ ઇચ્છા જણાય છે. ભવિષ્યમાં તે પરમ કૃપાળુ પરમાત્મા આપને યશ આપી, અમારી પવિત્ર માતૃભૂમિને આ વિદેશી મ્લેચ્છોના હાથમાંથી છોડાવે એવી અમો સર્વની તે પરમ કૃપાળુ પાસે સર્વદા પ્રાર્થના છે. બાકી અમારો કંઇ જ ઉપાય નથી."

પ્રતાપ–"કવિરાજ, આ દેશની દશાનું વર્ણન સાંભળી મારૂં હૃદય વિદીર્ણ થાય છે. હવે તો મારી પાસે માણસોનું કે ધનનું પણ સાધન નથી કે જેની સહાયથી હું આપણી માતૃભૂમિનો આ રાક્ષસોના હાથમાંથી ઉદ્ધાર કરી શકું!! તેમ જ મારાથી તેમને નમી પણ શી રીતે શકાય? માટે હું તો હવે મારી પ્રતિજ્ઞા પૂર્ણ થતાં સુધી જંગલમાં રખડતો જ રહીશ. મારા સારૂ હવે બીજો કંઈ પણ ઉપાય નથી. ભલે અન્ય રાજાઓ યવનોની સેવા કરી રાજસુખ ભોગવે, પરન્તુ મહારાવળ બાપ્પાના વંશમાં હું ઉદ્ભવ થયો છું એટલે મારાથી તે નહીં જ બને!!

શંકર—"અને મહારાણા, ક્ષત્રિયો સાહસથી જ શોભા પણ પ્રાપ્ત કરે છે. આપે પણ જે આ સાહસ ઉઠાવ્યું છે, તેને પૂર્ણપણે વળગી રહી પૂર્ણ કરવું જ જોઇએ. અને તો જ આપ લોકોમાં પ્રિય થઈ પૂજાશો. બાકી તો આ જગતમાં નામધારી રાજપૂતોનો ક્યાં તોટો છે? પરન્તુ આપ તો નામધારી રાજપૂત નથી, તેમ નામધારી રાજપૂત વંશમાં જન્મ્યા પણ નથી, એટલે મહારાવળ બાપ્પાના પવિત્ર નામને લાંચ્છન ન લાગે તેવું કૃત્ય તો સ્વપ્ને પણ ન જ કરવું જોઇએ.

હિમ્મત ધરી નિજ વંશની, કીર્તિ સદૈવ દિપાવજો;
તન મન થકી નિજ માતૃભૂમિને, કરી સ્વતંત્ર શોભાવજો.
રાણા ધરી જે ટેક તેને નેક રીતે પાળજો;
લડતાં ન પાછો પગ ધરો, કદિ આવે સામો કાળજો."

પ્રતાપઃ—"કવિરાજ, આપનું કહેવું યથાર્થ છે અને હું પણ મારો પ્રાણ જતાં સુધી પણ મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાના ઉપાય આદરીશ જ.

**કદિ ચન્દ્રથી અગ્નિ ઝરે, લહે સૂર્ય શિતળતા સહી;**
**પૃથ્વી તજે નિજ સ્થાન, તો પણ પ્રતિજ્ઞા પલટું નહીં."**

શંકર—"મહારાણા ત્યારે મને રજા છે? પુનઃ પ્રસંગ મળે હું સેવામાં હાજર થતો રહીશ."

આ વખતે રાણાને વિચાર થયો કે, શું કવિરાજ મારી પાસેથી કંઈ પણ મેળવ્યા વગર જ જાય? ના ના તેમ તો ન જ થવું જોઇએ! વળી પાછો એમને વિચાર થયો કે પણ મારી પાસે અત્યારે કવિરાજને આપવાનું પણ શું છે? છેવટે તેમણે પોતાના શિર ઉપર બાંધેલું મેહેકર ઉઠાવી કવિરાજને આપતાં કહ્યું કેઃ "કવિરાજ, આપ જાણો જ છો કે અત્યારે આપનો સત્કાર કરવા સરખી કોઈ પણ વસ્તુ મારી પાસે નથી. માત્ર આ મેહેકર છે અને તે હું આપને નજર કરૂં છું તે સ્વીકારી ઉપકારી કરો."

આ પ્રમાણે કહી હાથ લંબાવતાં જ પુનઃ મહારાણાને વિચાર થયો કે, "હું આ મેહેકર કવિરાજને આપું છું, પરન્તુ તેઓ તો સર્વ સ્થળે ફરવાવાળા છે એટલે કદાચ અકબરના દરબારમાં જાય અને ત્યાં મારૂં મેહેકર શિર ઉપર બાંધેલું હોય અને તેઓ તેને નમે તો મારૂં મેહેકર પણ નમેલું કહી શકાય." આથી તેઓ હાથ આગળ પણ લંબાવી શકયા નહીં, તેમ પાછો પણ ખેંચી શકયા નહીં. કવિરાજ સમજ્યા કે મહારાણાને મહાન્ સંકટ ઉદ્ભવ થયું છે. તેથી તેમણે મહારાણાના મનનો ખુલાસો કરતાં કહ્યું કેઃ

"મહારાણા, આપનો કૃપાકટાક્ષ એ જ અમને લક્ષ પશાવ છે.

આપ સૂર્યવંશી છો અને સંકટમાં મૌજ આપે એ સૂર્યવંશનો સ્વભાવ જ છે. ભગવાન્ શ્રીરામચન્દ્રજીએ પણ વિભીષણને* સંકટના સમયમાં જ લંકાનું રાજ્ય આપ્યું હતું. છતાં પણ આપ મને જે મૌજ આપો છો તે આ સમયમાં હું ન જ લેત; પરન્તુ આપના મનમાં જે શંકાએ સ્થાન મેળવ્યું છે, તે કારણ હું સમજી શકયો છું. એટલે હું આપ શ્રી પાસેથી માગીને હવે મૌજ લઉં છું. આપની પ્રતિજ્ઞાને તેથી કોઈ પણ રીતે હરકત નહીં આવે, પરન્તુ હું આપ સમક્ષ પ્રતિજ્ઞા કરી કહું છું કે, હું પાદશાહના દરબારમાં જઈશ અને છતાં પણ આપ શ્રીની પ્રતિજ્ઞા પાદશાહને જણાવવા ખાતર જ મેહેકર તેને નહીં નમાવું."

કવિરાજના કહેવાથી મહારાણાને અત્યાનંદ થયો કારણ કે પોતાની દૃઢ પ્રતિજ્ઞા છેક પાદશાહ સુધી કવિરાજ પહોંચાડશે, તેથી તેણે મેહેકર કવિરાજને આપ્યું. કવિરાજ રાણાજીની રજા લઈ વિદાય થયા. તેમને પોહોંચાડવા સારૂ ખુદ મહારાણા અને તેમના સરદારો ગયા. કવિરાજને વિદાય કરી આવ્યા બાદ મહારાણાએ પોતાના સરદારોને કહ્યું કેઃ

"સરદારો તમો જાણો છો કે મારે સર્વેશ્વરની મરજી હોય ત્યાં સુધી ગુપ્ત રહેવાની જરૂર છે. માટે તમો તપાસ કરી કોઈ ગુપ્ત સ્થળ મારા માટે પસંદ કરો કે જ્યાં આગળ મારા રહેવાની દુશ્મનોને માલુમ પડી શકે નહીં."

મહારાણાની આજ્ઞા થવાથી સરદારો ગયા, આજુબાજુ જંગલમાં તપાસ કરી એક ભોમીયા ભિલ્લને પોતાની સાથે લઇને મહારાણાજી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કેઃ "અન્નદાતાર, આ ભિલ્લ સમગ્ર જંગલોનો માહિતગાર છે માટે તેને પૂછવાથી તે આપણને કોઈ ગુપ્ત સ્થળ બતાવશે."

પ્રતાપ—"કેમ ઠાકોર, આ જંગલમાં તમારો સરદાર કોણ છે? અને તેના કબજામાં કેટલા ભિલ્લ છે?"

---

* **સવૈયા**—પોઢણકો તૃણકે પથકે અરૂ ઓઢનકો પટ હૈ બકલી કે,
ભોજન યામ મિલૈ કબહૂ, કબહૂક ભખે ફલ હૈ કદલી કે;
સમ્પતિકો પરવેશ યહૈ રૂ, મહાદુઃખ દેહ વિદેહ લલી કે,
તા દિન લંક દઇજુ વિભીષણ, હાથ બઢો રઘુનાથ બલી કે. ૧
માતકો મોહ ન દ્રોહ દુમાતકો, ના કછુ તાતકે ગાત દહેકો,
પ્રાનકો છોહ ન બંધુ બિછોહન, રાજકો મોહન ઓધિ ગયેકો;
નેક ન 'કેશવ' આવત જીવમેં, ના કછુ સીત વિયોગ સહેકો,
વારન—ભૂમિમેં રામ કહ્યો, મોહિં સોચ વિભીષણ ભૂપ કહેકો. ૨
**દોહા**—અધિપતિ આડો અંક, રાઘવ રજપૂતી તણા;
લિધાય પહેલી લંક, દીધી તેં દશરથ તણા. ૩

ભિલ્લ–"હજુર, આ જંગલમાં 'દોલીયો' નામનો ભિલ્લોનો સરદાર છે, અને તેના કબજામાં મારા સમાન દશ હજાર ભિલ્લો રહે છે."

પ્રતાપ–"તે તમારો ઠાકોર આ જગાએથી કેટલો દૂર રહે છે?"

ભિલ્લ–"અન્નદાતાર, તે અહિંથી બહુ જ નજીક રહે છે. જરૂર હોય ને આજ્ઞા થાય તો તેને બોલાવી લાવું."

પ્રતાપ–"હા, તેની જરૂર છે. માટે મારા એક સરદારને તમારી સાથે લઈ જાઓ અને એને બોલાવી લાવો."

મહારાણાએ આ ભિલ્લની સાથે પોતાના એક સરદારને દોલિયાને બોલાવી લાવવા સારૂ મોકલ્યો. જ્યારે તેઓ ગયા, ત્યારે મહારાણો પોતાના બાકીના સરદારોને કહેવા લાગ્યા કેઃ

"સરદારો, શું પૃથ્વી નિઃક્ષત્રિય થઈ ગઈ છે? અત્યારે કંઈ પરશુરામજીનો જન્મ થયાનું તો દેખાતું નથી! પછી જોધપુર અને જયપુર જેવાં મોટાં રાજ્યોના રાજાઓ પણ આવી રીતે મોગલોના પરતંત્ર બની ગુલામગિરી શા સારૂ કરે છે? જો કદાચ તેવા દેશદ્રોહીઓ મારી સાથે રહ્યા હોત તો શું આપણી આ દશા આવત કે? શું અત્યારના સમયમાં માત્ર એક જ મજાજી હતો? બીજા ક્ષત્રિયો મજાજી સમાન નથી? જો અંબર અને મારવાડમાં પણ મજા સમાન ક્ષત્રિયો ઉત્પન્ન થયા હોત તો તેમનાં રાજ્યોની આ અધમતા આવત કે? હવે તેમને તો માત્ર મોગલોની ઇચ્છા અને કૃપા ઉપર જ રાજ્યો ભોગવવાનાં રહ્યાં છે. તેમના સુબાઓની કૃપા હોય ત્યાં સુધી જ તેઓ રાજ સુખ ભોગવી શકશે, અને તેમની અકૃપા સાથે જ તેમના રાજ સુખોનો પણ અંત આવશે. ખરેખર તે ક્ષત્રિય કુળ કલંકોની સ્થિતિ તો માત્ર ગુલામોના સમાન જ બની રહી છે, અને તેમની પ્રજાની સ્થિતિ તો તેથી પણ અધમ બની ગઈ છે અર્થાત્ પ્રજા તો ગુલામોની પણ ગુલામ બની ગઈ છે." (આ પ્રમાણે સરદારોને કહી પૃથ્વી તરફ નજર કરી કહેવા લાગ્યા કે) "અરે! હે સ્વતંત્રતાને ચાહનાર દેવી! તું પણ કેમ આવી કઠોર બની ગઈ છે? દેવી શું હવે તને સ્વતંત્રતા પ્રિય નથી? કે જેથી અમારા દેશમાં આવા નિષ્ઠુર ક્ષત્રિયો તું ઉત્પન્ન કરે છે? અને 'યથા રાજા તથા પ્રજા'ના નિયમને અનુસરી પ્રજાને પણ તું શું દેશદ્રોહી ઉત્પન્ન કરે છે? તેઓ સ્વદેશ સેવક રાજા પ્રજાને કનડતાં લગાર પણ વિચાર લાવતા નથી. માતા! માતા! હવે તો મારાથી આ તારા ઉપર થતાં પાપો જોઈ શકાતાં નથી, માટે હવે તો તું રસાતળમાં જવાની કૃપા કર, અથવા અમો તારો ઉદ્ધાર કરી શકીએ તેવી તારી દિવ્ય શક્તિ અને સહાનુભૂતિ અમને અર્પીને મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરાવ."

આ પ્રમાણે પ્રાર્થના કરતાં કરતાં મહારાણાનાં નેત્રોમાંથી અશ્રુઓનો પ્રવાહ વેહેવા લાગ્યો, છતાં પણ તેઓ દઢતા રાખી ગદ્‌ગદ કંઠે માતૃભૂમિને પ્રાર્થના કરવા લાગ્યા કે—

સ્વદેશ પ્રેમી પુત્ર તારો, માત વંદુ પ્રેમથી;
સ્વતંત્રતા ચાહું હું તારી, માત પૂરણ નેમની. સ્વદેશ૦
જે વંશમાં શ્રીરામ થઈ, રાવણ અરિને મારતા;
જે વંશમાં બાપ્પા થઈ, સ્વતંત્રતા ઉર ધારતા. સ્વદેશ૦
સંગ રાણો થઈ ગયા, તે વંશમાં પ્રખ્યાત છે;
જેહનાં કૃત્યો થકી, રાણા વંશ બહુ વિખ્યાત છે. સ્વદેશ૦
માતા જનમ કેમ આપીઓ, તે વશમાં અરરે ! મને;
સ્વતંત્રતા નહીં સાચવી, પરતંત્ર કીધી મેં તને. સ્વદેશ૦
કરી પ્રતિજ્ઞા પ્રાણ સાટે, માહરી તું નિભાવજે;
ભલે પ્રાણ તેમાં જાય પણ, સ્વપ્ને નહીં તે તજાવજે. સ્વદેશ૦

હવે રાણોજી વધુ બોલી શકયા નહીં, તેમનો કંઠ બંધ થઈ ગયો. પાસે ઉભેલા સરદારોનાં નેત્રોમાંથી પણ અશ્રુઓની ધારાઓ વહન કરવા લાગી. તેમનાં મનમાં માતૃભૂમિની પરતંત્રતાએ ગૃહ કર્યું, દેશમાં થતા અત્યાચારો જાણે તેમના આગળ મૂર્તિમંત ફરતા હોય તેમ તેમને લાગ્યું. રાણાજીથી ઉભા રહી શકાયું નહીં, તેમનું મગજ ભમવા લાગ્યું, તેઓ તુરત જ જમીન ઉપર બેસી ગયા અને પોતાનાં નેત્રો બંધ કરી લીધાં. આ વખતે તેમના મનમાં કયા વિચારો ઘોળાઈ રહ્યા હતા તે તો અમો કહી શકતા નથી. પરન્તુ નિદાન તેમના હૃદયમાં સ્વદેશ પ્રેમના દરિયાની ભરતી અને ઓટની લડાઇઓ ચાલી રહી હતી, એમ તો માની શકાય છે. આ અરસામાં દોલીયાને બોલાવવા ગયલો ભિલ્લ અને સરદાર આવી પોહોંચ્યા. તેમણે મહારાણાને ઘુંટણે પડી પ્રણામ કરી અરજ કરી.*

સરદાર—"અન્નદાતાર, ભિલ્લોના સરદાર આવ્યા છે, અને તે આપને નમન કરે છે." હવે મહારાણાએ પોતાનાં નેત્રો ખોલ્યાં, સામે યમરાજાના દૂત સમાન કાળા શરીરવાળો, વસ્ત્રોમાં માત્ર એક લંગોટી અને કમરે એક આડા લુગડાનો કકડો બાંધ્યો હતો, ભિલ્લોના સરદારની ઓળખમાં તેણે માથા ઉપર એક નાનકડો શો રૂમાલ બાંધ્યો હતો અને પગમાં રૂપાનું મોટું સાંકળું–તોડો પહેર્યો હતો, વળી કમ્મરે વીંટેલા લુગડા ઉપર રૂપાનો કંદોરો પહેરેલો હતો. એક હાથમાં તેણે

* આ દોલિયાના સંબંધની વિશેષ હકીકત જાણવા ઇચ્છનારે અમારી લખેલી 'પ્રતાપની પર્ણકુટી' એ નામની વાર્તા વાંચવી કે જે મુંબઈ 'ગુજરાતી' પ્રેસ તરફથી 'ભારત લોક કથા'માં પ્રસિદ્ધ થવા સંભવ છે.

ભીલોનું ભયંકર હથિયાર ધનુષ્ય અને બીજા હાથમાં કેટલાંક બાણો ધારણ કરેલાં હતાં. તેણે આવીને મહારાણાને પ્રણામ કર્યો. મહારાણાએ તેને કહ્યું કેઃ

"ઠાકોર, એક વખતે ભગવાન્ શ્રીરામચન્દ્રજીને જંગલમાં ગૂહ રાજાએ આશ્રય આપ્યો હતો. રામચન્દ્રજીના રક્ષણ સારૂ પોતાના ભિલ્લો સાથે ભરતજી સામે લડવા અને મરવા તે તૈયાર થયો હતો, તે જ પ્રસંગ, હું તે જ શ્રીરામચન્દ્રજીના વંશમાં ઉદ્ભવ થયલો હોવાથી મારા માટે ઉદ્ભવ થયો છે. માત્ર એમાં તફાવત એટલો જ છે કે ભગવાનને પિતાજીએ વનવાસ આપ્યો હતો, ત્યારે મારે મારા દેશદ્રોહીઓ, જાતિદ્રોહીઓ અને ક્ષત્રિયકુળ કલંકીઓનાં નીચ કૃત્યોથી દેશ છોડી જંગલમાં આવવું પડ્યું છે. તમો કહો કે તમો મારૂં રક્ષણ કરી શકશો ?"

બિચારો દોલિયો ભિલ્લ કંઈ મહારાણાનું આ કહેવું એકાએક સાચું માની શકે કે ? એને તો મનમાં તર્ક–વિચાર થવા લાગ્યા કે શું આ બધું સત્ય છે કે માત્ર મારી મશ્કરી કરવામાં આવે છે. તેથી તે બિચારો એકાએક ઉત્તર ન આપી શકયો. મહારાણાએ તેને વિચારમાં પડેલો જોઈ જણાવ્યું કેઃ

"કેમ ઠાકોર ! શું વિચારમાં પડ્યા છો ? શું મોગલોનો દુશ્મન એવો જે હું તેને આશ્રય આપતાં તમને આંચકો આવે છે ? અને જો આંચકો હોય તો તે પણ વ્યાજબી જ છે. કારણ કે મોગલોનો સૂર્ય આ વખતે ચડતીનો છે અને મારો સૂર્ય પડતીનો હોઈ આથમી ગયો છે. વળી જે મોગલોથી દુશ્મનાવટ કરતાં જોધપુર જયપુર જેવાં રાજ્યો પણ હેબકી ગુલામગિરી પસન્દ કરે છે, તો પછી તમો ડરો તેમાં શું નવાઈ? છતાં પણ તમો જણાવો કે તમારો શું વિચાર છે ?"

બિચારો દોલિયો જાણે વિચારરૂપી ઘોર નિદ્રામાંથી જાગ્રત થયો હોય તેમ ભાનમાં આવી નેત્રોમાં અશ્રુઓ લાવી પ્રાર્થના કરવા લાગ્યો કેઃ–"અન્નદાતાર, હિન્દવા શુર, મને મોગલોની કંઈ પણ દેહેશત નથી. મને આપના રક્ષણ આગળ મારા પોતાના પ્રાણની પણ પરવા નથી, પરન્તુ મને વિચાર થાય છે કે શું આ હું સૂર્યવંશના મુકુટમણિ મહારાણાજીના મોઢામાંથી નિકળતા શબ્દો મારી જાગ્રદ-વસ્થામાં સાંભળું છું કે કંઈ સ્વપ્ન અનુભવું છું ?"

પ્રતાપ–"ઠાકોર ! તમો સ્વપ્ન અનુભવતા નથી, પરન્તુ આ બધું જાગ્રદવસ્થામાં સત્ય સાંભળો છો, માટે જો તમો મને આશ્રય આપી શકો તેમ હો ,તો જણાવો. બાકી મેં તો નિશ્ચયપૂર્વક પ્રતિજ્ઞા કરી છે કે 'જો હું માતૃભૂમિનો ઉદ્ધાર કરી શકું તો જ શહેરમાં વસવું.

પરન્તુ મોગલોને નમીને તો રાજ સુખ ન જ જોઈએ' ઠાકોર! મારે મારી પ્રતિજ્ઞાના પાલન સારૂ જ આ જંગલોમાં રખડવું પડે છે અને તમારો આશ્રય માગવો પડે છે." પ્રતિજ્ઞા સારૂ તો:—

છપ્પય—સત્ય વચનને કાજ, રાજ છોડયું હરિશ્ચન્દ્રે;
સત્ય વચનને કાજ, રામ વન ગયા આનન્દે.
સત્ય વચનને કાજ, રાજ નળ વન વન ભટકયો;
પ્રિયા વિખૂટી કરી, છતાં નહીં વચનથી અટકયો.
વળી પાંડવ સરખા પ્રબળ તે, સુખી રહ્યા નહીં વન વિષે;
રક્ષા કરતાં કુળ ઇજ્જતની, તે જ સમય મુજ શિર દિસે.

દોલિયો—"પ્રભુ, જો આપના કહેવા મુજબ સત્ય જ હોય તો હું આપને આશ્રય આપવામાં અને રક્ષણ કરવામાં સુખ માનીશ."

પ્રતાપ—"ઠાકોર, મારૂં રક્ષણ કરવામાં અને મને આશ્રય આપવામાં તમો જંપીને બેસી નહીં શકો, કારણ કે મોગલો મને જ્યાં જ્યાં જાણશે, ત્યાં ત્યાં પોતાનું સૈન્ય મોકલશે અને જો તમોએ મને આશ્રય આપ્યો છે એમ તેમને માલુમ પડશે, તો તમારા સ્થળ ઉપર પણ તેઓ તેમનું સૈન્ય મોકલશે, માટે જો તમો તમારા પ્રાણ સાટે મારૂં અને મારા કુટુંબનું રક્ષણ કરી શકવાની હિમ્મત રાખતા હો તો જ મને આશ્રય આપો. તેઓ તમને મોટી મોટી લાલચો પણ આપશે, પરન્તુ તેમાં લલચાશો નહીં, એવી તમારી પોતાની પ્રથમ ખાત્રી કરીને ઉત્તર આપજો."

દોલિયો—"તન, મન અને ધનથી પ્રભૂ, રક્ષા કરીશ હું પ્રેમથી;
કદિ થાય ટૂકડા ક્રોડ તન, (પણ) ચૂકું નહીં નિજ નેમથી.

પ્રભુ, મારૂં મુકામ એવા ઠેકાણા ઉપર છે કે જ્યાં એક પાદશાહ તો શું પણ એવા અનેક પાદશાહોનું સૈન્ય આવે તો પણ તેઓ જાણી શકે તેમ નથી. છતાં જો તેઓ કદાચ સૈન્ય લઈ આવશે તો મારા દશ હજાર ભિલ્લો તેમના પ્રાણ સાટે આપનું રક્ષણ કરશે. વળી અહિંથી ગયા પછી તુરત જ હું તમામ રસ્તાઓ અને ડુંગરો ઉપર ચોકીનો બંદોબસ્ત કરીશ કે જેથી મોગલો આવવાનો વિચાર કરતા હશે તો આપણને તેની તુરત જ માલુમ પડી શકશે, અને તેથી આપણને સ્થળ ફેરવવામાં પણ હરકત નહીં આવે."

પ્રતાપ—"ઠાકોર! જો તમારી આવી હિમ્મત હોય તો જ હું તમારો આશ્રય સ્વીકારવા ખુશી છું."

દોલિયો—"અન્નદાતાર, ખુશીથી મારી સાથે પધારો."

મહારાણો તેમના સરદારો અને મહારાણાનું કુટુંબ દોલિયા સાથે જવા સારૂ તૈયાર થયું એટલે દોલિયાએ પોતાના ભિલ્લોને આજ્ઞા કરી કે,

"ભિલ્લ સરદારો, તમો આ મહારાણી સાહેબની ડોળી ઉઠાવી લો અને સત્વર ચાલો." (વળી તેણે બીજા કેટલાક ભિલ્લોને ફરમાવ્યું કે) "તમો સહુ ઉતાવળા ઉતાવળા જાઓ અને મારા દરબાર પાસેની ખીણમાં અન્નદાતારજી સારૂ એક સુંદર પર્ણકુટી, બીજા આપણા સરદારોની મદદ લઈ બનાવી નાંખો. હું હમણાં જ અન્નદાતારજી સાથે આવી પહોંચું છું."

કેટલાક ભિલ્લોએ ડોળી ઊઠાવી લીધી અને બાકીના ભિલ્લો પોતાના સરદારની આજ્ઞા મુજબ પર્ણકુટી તૈયાર કરવા સારૂ ચાલ્યા ગયા, અને રાણાજીનો આ જંગલી બનેલો રસાલો, અરે! જંગલી ભિલ્લોનો આશ્રિત રસાલો છુપાવવાના રહેઠાણ તરફ ચાલ્યો.

અહા! ઇશ્વિરની શું ગહન ગતિ છે કે જે થોડા જ સમય ઉપર મેવાડભૂમિનો મહારાણો હતો, તે જ પ્રતાપી પ્રતાપ અત્યારે ભિલ્લોના આશ્રય નીચે ગુપ્ત રીતે રહીને પણ પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી, પોતાના વંશનું બિર્દ સાચવવા ચાલ્યો.



## પ્રકરણ આઠમું

## શક્તાજીનું સલીમથી છુટા પડવું

છપ્પય–દગો કરો જનિ કોઇ, દગો છો દુશ્મન ભારી,
દગો કરો જનિ કોઇ, દગો છોડાવે યારી;
દગો કરો જનિ કોઇ, દગાથી સુખ નહીં પામે,
દગો કરો જનિ કોઇ, કરાવે નીચાં કામો;
દગો કરવા થકી પાપનાં, ઊંડાં મૂળ રોપાવતો,
જન કોઇ ન કરો જગમાં દગો, અનીતિ અતિ કરાવતો.

વહાલા વાચકો! આપણે મહારાણા સાથે છેક જંગલમાં ફર્યા અને તે સમયમાં રણભૂમિ તરફ પાછા ફરેલા વીર શક્તાજીની શી સ્થિતિ બની તે જાણી શકયા નહીં, માટે હવે તમો પણ મારી સાથે રણભૂમિમાં ચાલો અને શક્તાજીની શી સ્થિતિ થઈ તે જાણી લો. પોતાના ભાઇથી છુટા પડ્યા પછી શક્તાજી મન સાથે શાહજાદાને શું ઉત્તર આપવો તે સંબંધી વિચાર કરતા સલીમની છાવણીમાં આવી પહોંચ્યા. તેમને તો સહુ મોગલો સારી રીતે જાણતા જ હતા એટલે તેમને અટકાવવાનો કોઇએ પણ પ્રયાસ કર્યો નહીં. એટલે તેઓ તુરત જ સલીમના હાથી પાસે આવ્યા. તેમને જોઇને સલીમે પૂછ્યું.

સલીમ–"કેમ શક્તિસિંહ! તમો તો કહી ગયા હતા કે તુરત જ

પાછો આવીશ. છતાં આટલી બધી વાર શા સારૂ લાગી? અને તમે જઈને શું કરી આવ્યા?"

હવે શકતાજીને ખોટો ઉત્તર આપ્યા સિવાય શું ઉપાય હતો! શું રાણાજીના ભાઈ હોવાથી કુદરતી નિયમ જે એક ખોટાણાને છુપાવતાં બીજાં ઘણાં ખોટાં કરવાં પડે છે તે નિયમથી બચી શકે કે! તેઓ તે નિયમથી બચ્યા નહીં. તેમણે શાહજાદાને કહ્યું કે:

"શાહજાદા સલામત! મારા આગળ બે મોગલ સ્વારો રાણાની સામે થયા હતા, તેમને રાણાએ મારા જતાં પહેલાં મારી નાખ્યા અને લડતાં મારો પણ ઘોડો મરાયો, તેથી હું પણ પેલા રાણાના હાથે મરાયલા એક મોગલના ઘોડા ઉપર સવાર થઈ આપની સમક્ષ પાછો હાજર થયો અને રાણો જંગલમાં ચાલ્યો ગયો."

શકતાજીની ઘોડાની બદલી અને તેમના ચેહેરા ઉપરનો દેખાવ જોઈ શાહજાદો એવા અનુમાન ઉપર આવ્યો કે, આ શકતાજી મને ખોટો ઉત્તર આપી ઠગવા માગે છે. તેથી સત્ય હકીકત જાણવા સારૂ તેણે તેને કહ્યું કે:

"શક્તિસિંહ! તમારી મુખાકૃતિ મને એમ સૂચવે છે કે તમે પ્રથમ હતા તે શક્તિસિંહ નથી. માટે હું તમને અભયવચન આપું છું અને પ્રશ્ન કરૂં છું કે આમાં સત્ય હકીકત શું છે? માટે જે કંઈ બન્યું હોય તે સાચેસાચું જ મને જણાવી દો. યાદ રાખજો કે એક અક્ષર પણ અસત્ય જાહેર કરશો તો શિરચ્છેદ કરવામાં આવશે."

અભય વચન મળ્યા પછી શક્તિસિંહ શા સારૂ અસત્ય બોલે! હવે તો તેમને 'જોઈતું હતું ને વૈદ્યે કહ્યા' સમાન થયું. તેથી તે પણ સત્ય હકિકત કહેવા લાગ્યા.

"શાહજાદા સલામત, હું આપથી છુટો પડ્યો તે જ વખતે મારા વિચારો બદલાયલા હતા. ખુરાસાની અને મુલતાની મોગલોને પણ તેઓ મહારાણાના વાંસે પડેલા હોવાથી મેં જ માર્યા છે. અને મહારાણાનો ઘોડો ચૈટક બહુ ઘવાયલો હોવાથી રસ્તામાં મરણ પામ્યો, તેથી તેમને મેં મારો ઘોડો આપ્યો અને મોગલોના ઘોડાઓમાંથી એક ઘોડો લઈ હું આપની સમક્ષ હાજર થયો છું."

સલીમ—"શકતાજી, તમોએ તમારા સ્વાર્થ ઉપર છીણી મૂકી છે. અમારો વિચાર હતો કે આ મેવાડનું રાજ્ય તમને જ આપવું, પરન્તુ તમોએ તેને ગુમાવ્યું છે. ખેર! તે તમારી મરજીની વાત છે. મેં તો તમને અભય વચન આપ્યું છે તેથી હવે હું કંઈ કરી શકતો નથી. પરન્તુ તમોએ તમારો લાભ ગુમાવવાની મૂર્ખતા કરી છે."

શક્તાજી–"શાહજાદા સલામત, જે મહારાણા સારૂ વીરવર મન્નાજીએ આપના સમક્ષ પોતાનો પ્રાણ અર્પણ કર્યો છે, જે મહારાણો પોતાના કંઇ પણ સ્વાર્થ સિવાય માત્ર પોતાની માતૃભૂમિની સ્વતંત્રતા સારૂ, પોતાના કુળની મર્યાદા સારૂ અને ક્ષત્રિવટ બતાવવા સારૂ મહાન્ સંકટો સહન કરવા તૈયાર થયો છે, તે જ મહારાણાને માત્ર એક મેવાડ ભૂમિના રાજ્ય સમાન તુચ્છ સ્વાર્થને સારૂ હું, જે વંશમાં તે ઉત્પન્ન થયલા છે તે જ વંશમાં ઉત્પન્ન થયા છતાં મારવા ઉદ્યુક્ત થાઉં, તે મારાથી શી રીતે બની શકે ? અરે ! તેવી રીતે જ્ઞાતિદ્રોહ, કુટુંબદ્રોહ અને પોતાના વડીલ ભાઇનો દ્રોહ કરવાથી કદાચ ત્રિભુવનનું રાજ્ય મળતું હોય તો પણ તેને હું નરક સમાન માનું છું. માટે હું જઇને મારા વડીલ ભાઇનો પ્રાણ મોગલોની આફતમાંથી બચાવી આવ્યો છું."

સલીમ–"શક્તાજી, જ્યારે અત્યારે આટલું બધું ડહાપણ આવ્યું, ત્યારે પ્રથમ તમારૂં તે ડહાપણ ક્યાં ગયું હતું ? શું આ વિચારો બાદશાહ પાસે આવ્યા ત્યારે તમારા હૃદયમાં નહોતા આવ્યા ?"

શક્તાજી–"ખુદાવિંદ, ક્રોધ એ સમગ્ર પાપનું મૂળ છે. અને તે જ મુજબ હું તે વખતે ક્રોધના આવેશમાં ફસાયલો હતો એટલે તે વખતે મને આ વિચારો આવ્યા નહોતા, પરન્તુ જ્યારે વીરવર મન્નાજી સમાન ગુરૂ મળ્યો અને તેણે પોતાના ચરિત્ર સમાન ઉપદેશથી મારા તે વિચારોને મારા હૃદયમાંથી હાંકી કહાડ્યા, ત્યારે હું મારા મૂળ સ્વરૂપને ઓળખી શકયો છું. ખુદાવિંદ, પોતાના મૂળ સ્વરૂપને જાણ્યા પછી બકરીના ટોળામાં ઊછરેલું વાઘનું બચ્ચું પણ તેમને છોડી જંગલમાં ચાલ્યું ગયું હતું અને જે કુળમાં તે ઉછર્યું હતું તે જ કુળને તે વિદારનાર થયું હતું. મારૂં પણ એમ જ માનો."

સલીમ–"શક્તાજી, હું તમને અભય વચન આપી ચૂકયો છું. એટલે તમને કંઈ જ કરી શકતો નથી, પરન્તુ તમને ફરમાવું છું કે તમો તમારા માણુસો સાથે તુરત જ છાવણી છોડી ચાલ્યા જાઓ. હવે તમને મારી પાસે રાખવામાં મને સાર જણાતો નથી."

શક્તિસિંહને શાહજાદા પાસેથી રજા મળી એટલે તેઓ ખુશ થતા પોતાના માણુસો સાથે બાદશાહી છાવણી છોડીને ચાલતા થયા. તેઓ વિચાર કરવા લાગ્યા કે 'શું મારે ખાલી જ હાથે મહારાણાની મુલાકાત લેવી ? ના, ના તેમ તો નહીં, માટે કંઇક ભેટની વસ્તુ સાથે જ મળવું.' આ વિચાર કરી તેમણે પાદશાહના 'ભિંસરોર' નામના એક નાના કિલ્લા ઉપર આક્રમણ કરી તેને પોતાના કબજે કર્યો, અને ત્યાર પછી તેઓ

શોધતા શોધતા મહારાણાને જઈ મળ્યા. તેમણે મહારાણાને પોતાના હવાલે કરેલો 'ભિસરોર'નો શાહી કિલ્લો નજર કર્યો.

જેના પાસે ઉભા રહેવાની જગા નથી, જેને છુપાવાની જગા નથી, પરન્તુ જેનું દિલ અદ્યાપ પણ મહાન્ રાજા સમાન છે તેવા ઉદાર ચિત્તવાળા પ્રતાપી પ્રતાપે તે જ કિલ્લો તેમને–શક્તિસિંહને–આજીવિકામાં આપ્યો અને કહ્યું કે–

"ભાઈ, તમો હવે મારાથી છૂટા પડી મોગલોને હેરાન કરવાના કાર્યોમાં લાગો કે જેથી તેઓ મને વિશેષ ઉપદ્રવ કરી શકે નહીં. તમોએ મને અંત સમય ઉપર જરૂર કરતાં પણ વિશેષ મદદ કરી છે. તે જ મુજબ આપણા કુળની મર્યાદાનો વિચાર કરી વખતોવખત મને મદદ કરતા રહેશો."

મહારાણાએ પોતાના ભાઇને એક બાજુ કાર્યમાં લગાડ્યા અને પોતે પોતાના કાર્યક્ષેત્રમાં બીજી બાજુ વળ્યા.

આ હલદી ઘાટના યુદ્ધમાં એકંદર ચૌદ હજાર રાજપૂતો રણભૂમિમાં કાયમના નિદ્રા લેવા સારૂ સુતા તે સહુનાં નામ અમો કયાં જણાવીએ; પરન્તુ મહારાણા વંશના પાંચસો જેટલા વીરો સમરશાયી થયા હતા, અને ગ્વાલીયરના બાબરના સમયમાં પદભ્રષ્ટ થયલા રાજા રામશા, એના પુત્ર અને સાડાત્રણસો તુંવર રાજપૂતો સાથે સમરશાયી થયા હતા. તે સિવાય ઝાલાવંશાવતંસ, ક્ષત્રિયકુળમુકુટમણિ મન્નાજીનાં કાર્યોનું તો શું વર્ણન કરવું? તે તો અમો સહજ આગળ જણાવી જ ચૂકયા છીએ.

આ યુદ્ધમાં એકલા જ ક્ષત્રિયો મરાયા હતા એમ નથી, પરન્તુ તેમની સાથે રહી તેમને ઉત્તેજન કરનાર ભટ્ટ કવિઓ પણ સમરશાયી થયા હતા. તેમાં મુખ્ય ભટ્ટ કવિ કે જેનાં કાવ્યોથી રાજપૂતો અત્યંત વીરતામાં આવી મોગલોના સર્વ પ્રયાસ નિષ્ફળ કરવા ઉદ્યુક્ત થયા હતા તે પણ મરાયો હતો. તેનાં કાવ્યો અદ્યાપ પણ મેવાડવાસીઓ હર્ષથી ગાય છે.*

---

* અને આથી જ કહેવામાં પણ આવ્યું છે કે.

કવિત–આપ અહો રાજા હમ અહૈં કવિરાજ યાતૈં,
રાઉરે તેં બઢકેં હમારો નામ ભારી હૈ;
રાઉરો તો હુકમ ચલૈ હૈ નિજ દેશ મધ્ય,
જગતમેં હમારી શ્રેષ્ઠ જામી અખત્યારી હૈ;
આપ દેત આમ ઘોડા હાથી ધન માલ કછુ,
હમ દેત કાવ્ય જાકી કિમ્મત અપારી હૈ;
આપ રન બાઢો ખગ્ગ હમ બિરદાવેં સંગ,
સર્વ રીત રાજનતેં કવિરાજ ભારી હૈ.

રાજપૂતો અસ્તવ્યસ્ત થઈ નાસવા લાગ્યા, કેટલાક સરદારો તો આપણે આગળ જાણી શકયા છઇએ તેમ મહારાણાને મળ્યા પણ ખરા અને કેટલાક રાજપૂતો ધીમે ધીમે મહારાણાનો પત્તો મેળવી મળે જાય છે.



## પ્રકરણ નવમું

### મહારાણાનો જંગલમાં વાસ

કાયા તજી છાયા કદાપિ, સ્વામી કયંઇ હોયે જતી?
પશ્ચિમ ઊગે સૂર પણ, પતિ પક્ષ છોડે કયઇ સતી?
ત્યમ નાથ જાતાં પ્રાણ પણ, અહિંથી અમો જશું નહીં,
નિજ નાથની સાથે રહી સહુ, કષ્ટ ભોગવશું સહી.

---

ભિલ્લોના સરદારે આપણે આગળ જણાવી ગયા છઇએ તેમ પોતાના ભિલ્લોને પોતાના દરબાર પાસેની ખીણમાં મહારાણા માટે સુંદર પર્ણકુટી બનાવવા આજ્ઞા ફરમાવવાથી, તેઓએ જઇને તેમના સરદારના દરબાર પાસેની એક ઉંડી ખીણ સાફ કરી, ત્રણ મજલાની પર્ણકુટી, ઝાડો કાપી અને સુંદર રીતે બનાવી, પોતાના સરદારને આવવાની રાહ જોવા લાગ્યા.

પર્ણકુટી તૈયાર કરી ભિલ્લો મહારાણાની અને પોતાના સરદારની રાહ જોતા હતા, તે અરસામાં મહારાણાજીના સરદારો, તેમનું કુટુંબ અને ખુદ મહારાણાજી સાથે પર્ણકુટીવાળી જગાએ આવી પહોંચ્યા. દોલીઆએ મહારાણાને રસ્તામાં પોતાનું સ્થળ બતાવ્યું અને પછી ખીણમાં જઈ તેમને સારૂ ભિલ્લોએ તૈયાર કરેલી પર્ણકુટી બતાવી. મહારાણો બહુ જ પ્રસન્ન થયા, અને પોતાના સરદારોને કહેવા લાગ્યા કે:

"સરદારો, આ ભિલ્લ ઠાકોરે મારા માટે કેવી સારી પર્ણકુટી તૈયાર કરી છે. વળી આપણે જે જે રસ્તાઓ જોતા આવ્યા તે ઉપરથી એમ પણ જણાય છે કે આ સ્થળ બહુ જ નિર્ભય છે, અને તેથી મારા આ સ્થળે હોવાની મોગલોને માલુમ પડી શકશે નહીં."

સરદાર–"અન્નદાતાર, જો કે મોગલોને માલુમ પડવાનો સંભવ ઓછો છે, છતાં પણ જો તેમને માલુમ પડી તો અહીં તેઓ ફાવી શકે તેમ નથી. કારણ કે આપશ્રીની સરદારીમાં અમો તથા આ ઠાકોર પોતાના દશ હજાર ભિલ્લો સાથે લડવા ઉધુક્ત થઇશું, તે વખતે અમારા સહુના હૃદયોમાં નવીન પ્રકારનું જોસ આપશે, માટે આ સ્થળ આપણા સારૂ દરેક રીતે નિર્ભય છે."

પ્રતાપ—"સરદારો, તમારે અહીં મારી સાથે રહેવાની શું જરૂર છે? તમો સહુ ગુપ્ત રીતે પોતપોતાની જાગીરો તરફ જાઓ અને સુખેથી રાજ્ય કરો. મારા ઉપર આ જે કષ્ટ વાદળ આવ્યું છે તે હું ભોગવીશ. મારી સાથે તમારે સહુએ પણ શા સારૂ દુઃખી થવું જોઇએ? માટે તમો જાઓ."

સરદાર—કાયા તજી છાયા કદાપિ, સ્વામી કયંઈ હોયે જતી?
પશ્ચિમ ઊગે સૂર્ય પણ, પતિ પદ્મિની છોડે કયંઈ સતી?
ત્યમ નાથ જતાં પ્રાણ પણ, અહિથી અમો જાશું નહીં,
નિજ નાથની સાથે રહી સહુ, કષ્ટ ભોગવશું સહી.

પ્રતાપ—મમ પ્રાણ સમ સરદાર સહુ, મારા હુકમને માનીને,
નિજ માતૃભૂમિની સત્યથી, સ્વતંત્રતા અનુમાનીને;
મોગલ કરે શું કાર્ય તે, અતિ પ્રેમથી લક્ષે ધરો,
મળે દાવ ત્યારે આવીને, સહુ વિગતથી જાહેર કરો.

સરદાર—નિજ રક્તવાહિની વહે છે, રક્ત ક્ષત્રિ તેજ મય,
સાથે રહીને નાથ સત્વર, દેશ દુશ્મન કરિએ ક્ષય;
સ્વતંત્રતા નિજ દેશની, સહુ ચાહિએ તન, મન થકી,
તે મેળવી નહીં જ્યાં સુધી, શું કરી જઇએ ગ્રહ તકી.

પ્રતાપ—સ્વતંત્રતા નિજ દેશની, જે ઊરમાં છે નહીં જરી,
તે નર ખરો 'ખર' માનવો, નારી ખરી માનો 'ખરી';
સ્વતંત્રતા નિજ દેશની, તમ ઉર વિષે દરશાય છે,
તે જાણીને આનંદ મારા, ઉર અતિશય થાય છે.

"મારા બહાદુર સરદારો, તમારી સ્વામભક્તિ અને સ્વદેશ-પ્રેમની હું કદર કરી શકું છું અને તમારી હાજરીની પણ મને ઘણી જરૂર છે, પરન્તુ જ્યાં મારે રહેવાના રહેઠાણની સવડ નથી, જ્યાં મારા અને મારા કુટુંબના ભરણ પોષણની પણ સ્થિતિ નથી, તેવા જંગલમાં હું તમને રોકીને શું કરૂં? માટે તમો સહુ તમારી જાગીરો ઉપર જાઓ, અને તમોએ તમારા જે વિચારો મારા સમક્ષ જાહેર કર્યાં છે તે સત્ય કરી બતાવવાના ઉધમ આદરો. મેં તો આપણી માતૃભૂમિનો આ પાપાત્મા દુરાચારી અને દેશનું સત્વ ચૂસનાર દેશને ભિખારી સ્થિતિમાં લાવી મૂકનાર દેશદ્રોહીઓના પંજામાંથી ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞા કરી છે તેને મારા શરીરમાં પ્રાણ રહેશે ત્યાં સુધી છોડીશ નહીં.

કદિ સૂર્ય ઊગે પશ્ચિમે, શશિ શિતળતા છોડે સહી;
કદિ કેડ ટુકડા થાય તન, નિજ પ્રતિજ્ઞા પલટું નહીં.
આકાશથી અગ્નિ ઝરે, પાતાળથી બાલા સહી;
પૃથ્વી પતાળે જાય પણ, નિજ પ્રતિજ્ઞા પલટું નહીં.

નિજ માતૃભૂમિની ધર્મની, મેં ધોંસરી ધારી સહી;
તે કોડ કષ્ટો પેખીને, નિજ પ્રતિજ્ઞા પલટૂં નહીં.
બહાદુર સરદારો સહુ, પાળો પ્રતિજ્ઞા નેકથી;
નિજ દેશ દ્રોહીને હટાવો, પ્રાણ કેરા ટેકથી.

સરદાર—"અન્નદાતાર, અમારી પ્રતિજ્ઞા કયાંય પણ આપની પ્રતિજ્ઞાથી અલગ હોય કે? આપની પ્રતિજ્ઞા તે જ અમારી પ્રતિજ્ઞા. અમો પછી આપના ચરણોથી શી રીતે જુદા પડી શકીએ તેમ છે? મહારાજ, મહારાજ, અમને આપની સેવામાં રહેવા આજ્ઞા ફરમાવો. આ ભિલ્લો જેમ જંગલમાં રહી આનંદ માને છે, તેમ અમો પણ અમારા માલિકની સાથે રહી આનંદ માનીશું અને આપની પવિત્ર પ્રતિજ્ઞા સત્ય કરી બતાવવા અમારા તન, મન અને ધનથી મેહેનત કરી અમારી માતૃભૂમિને પુનઃ સ્વતંત્ર કરીશું અથવા તો અમારાં ધડ અને શિર અમારા માલિકના સમક્ષ યુદ્ધ કરતાં જુદાં કરી બતાવીશું."

પ્રતાપ—"મારા બહાદુર સરદારો, તમો શુદ્ધ ક્ષત્રિયો છો. તમો તમારા પ્રાણ સાટે તમારી માતૃભૂમિને સ્વતંત્ર કરવા ધારો છો તેથી મને કેટલો આનંદ થતો હશે!! તેનો તમો વિચાર કરો. પરન્તુ તમારા અને મારા હિતનો વિચાર કરતાં તમારે તમારી જાગીરો તરફ પાછા જવું એક સલાહ ભરેલો અને ઉત્તમ માર્ગ છે, અને તેથી જ હું તમને તેમ કરવાનો આગ્રહ કરૂં છું. માટે તમો સહુ જઈ તમારી જાગીરો સંભાળો."

સરદાર—"અન્નદાતાર, અમારી જાગીરો આપના રાજ્યથી કયાં જુદી છે? અમો આપની કૃપા કટાક્ષથી જ અમારી જાગીરો ધરાવીએ છઇએ, છતાં શું હવે અમો અમારા દેશદ્રોહીઓની કૃપાકટાક્ષ ઉપર અમારી જાગીરોનો નિભાવ કરીએ એવી આપ અમને આજ્ઞા ફરમાવો છો? અમારાથી તે કેમ બનશે? અમોએ અત્યાર સુધી અમારી સ્વતંત્રતા સાચવી છે, અમોએ ભગવાન્ એકલિંગજીના દિવાન મહારાણાની કૃપાથી અનેક પ્રકારનાં સુખ અને વૈભવો ભોગવ્યા છે, પછી શું અમારા પ્રભુને દુઃખમાં રહેવા દઈ અમો સુખ ભોગવવા જઇએ? અમારે તેમ કરવું તે તો મહા કવિ ચંદના કથન મુજબઃ—

'શ્યામ સાંકરે જાનકેં, રહે અવર ઘર જોય;
સો રાણી કીરતો લિયો, કુલ રજપૂત ન હોય.'

એને અનુસાર જો આપના આ દુઃખના સમયમાં સોબતી ન બનીએ તો અમો રાજપૂત નામને પણ લાયક કહેવાઇએ નહીં. વળી વિદ્વાન્ કવિઓ અમારા અયશનું વર્ણન કરશે, તેનો પણ આપ કૃપાની રાહે વિચાર કરો અને અમને આપની સેવામાં રહેવા ફરમાવી કૃતાર્થ કરો."

પ્રતાપ-"મારા બહાદુર રાજપૂતો, તમારા પૂર્વજોએ મારા પૂર્વજોની સાથે રહી વખતો વખત પોતાનાં મસ્તકો આપી તમારી જાગીરો મેળવી છે, નહિ કે મારા પૂર્વજોની કે મારી કૃપાથી. વળી જેમ તમો સ્વતંત્રતાથી તમારી જાગીરો ભોગવતા આવ્યા છો, તેમ ભોગવો એમ જોવા હું ઇચ્છું છું. આપણે આપણા વિચારોને અગ્ર સ્થાન આપવાનું છે અને તેથી તમો મોગલોના તાબામાં રહી, તમારી જાગીરો ભોગવશો તેથી કંઈ તમો પરાધીનપણાને ચાહનારા દેશદ્રોહીઓ છો, એમ તમને કોઈ પણ કહી શકશે નહીં, અને મારી આજ્ઞાથી તમો તમારી જાગીરો ઉપર જશો તો તેથી કવિરાજો પણ તમારા અયશનું વર્ણન નહીં જ કરે. માટે સર્વ રીતે દેશના ઉદ્ધારનો વિચાર કરતાં હું તમને સર્વને તમારી જાગીરો તરફ જવા આજ્ઞા કરૂં છું, માટે તમો પણ મારી આજ્ઞા શિરસાવંદ્ય માની અન્ય કોઈ પણ પ્રકારનો વિચાર કર્યો સિવાય તમારી જાગીરો તરફ જાઓ. અને તમારી માતૃભૂમિને પુનઃ સ્વતંત્ર કરવાનો ઉદ્યમ આદરો અને સારી સહાય એકત્ર કરી મને મળો એટલે આ તમારો રાજા પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા તૈયાર જ છે. તમો વિચાર કરો કે હું અને તમો સહુ જ અહીં જંગલમાં રહીશું તો પછી મારી પ્રતિજ્ઞા શી રીતે પૂર્ણ થઈ શકશે ? માટે મારી પ્રતિજ્ઞા ખાતર પણ તમો તમારી જાગીરો ઉપર જાઓ." હવે બિચારા સરદારો મહારાણાને વિશેષ શું વિનંતિ કરી શકે તેમ હતું ? તેમણે પોતાની ઇચ્છાઓ વિરૂદ્ધ પણ મહારાણાની આજ્ઞાને માન આપી જવાની રજા માગી. મહારાણાએ તેમને રજા આપી, અને તેમ જ રસ્તે ચડાવવા બે ચાર ભિલ્લોને જવા જણાવ્યું.

આ વખતે સરદારોનાં નેત્રોમાંથી અશ્રુઓ વહેવા લાગ્યાં. જેમ ગાયથી વિખૂટું પડતું વાછડું વારંવાર તેના સામું જોય છે, તેમ તેઓ વારંવાર પાછા ફરી મહારાણા સામુ જોતા હતા. તેમના મનમાં એમ પણ ઇચ્છા હતી કે કદાચ પોતે પોતાનો વિચાર ફેરવી પાછા બોલાવે ! પરન્તુ આ તેમની આશાઓ નિરાશાના રૂપમાં બદલાઈ અને તેઓ મહારાણાથી વિખૂટા પડી શોકાતુર ચહેરે પોતાની જાગીરો તરફ ચાલ્યા. તેઓ મોગલો ન જાણે તેવી રીતે પોતાની જાગીરોમાં ગુપ્ત રીતે પેશી ગયા.

સરદારોને વિદાય કર્યો પછી, દોલિયાથી ચોકી પહેરાની ખાત્રી કરી લઈ તેને પણ રજા આપી. પોતાના કુટુંબનાં માણસોને પર્ણકુટીમાં મૂકી પોતે બહાર આવી એક ટેકરી ઉપર બેઠા. આ વખતે સૂર્ય ધીમે ધીમે અસ્ત થવાનો વિચાર કરી રહ્યા હતા, તેમ જ મહારાણો કહેવા લાગ્યા કે, 'અરે ! હે સૂર્યવંશને ઉત્પન્ન કરનાર ભગવાન્ સૂર્ય, આપ આપના કયા તેજથી તપો છો ? આપના વંશમાં ઉત્પન્ન થયલો આ આપનો

પુત્ર આપના વંશના બિરૂદ સારૂ રાજા મટીને રંક થઇ રખડતો ફરે છે, છતાં તમો કેમ અદ્યાપ તમારા પૂર્ણ તેજથી તપો છો? ભગવાન્! હવે તો કૃપા કરી ચહાય તો આપ મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનું સામર્થ્ય મને આપો અથવા તો આપના અંગથી અગ્નિ ઉત્પન્ન કરી, મને અને મારા દુશ્મનોને બાળીને ભસ્મ કરો. અરે! આપ આ પૃથ્વી ઉપર થતા પાપને કેમ સહન કરી શકો છો? આપ સર્વ વ્યાપક હોવાથી પૃથ્વી ઉપર થતાં પાપોને પૂર્ણ રીતે જાણી શકો છો, છતાં આ બધાં પાપોને કેમ જોયા જ કરો છો? પ્રભુ? પ્રભુ? હવે તો તેનો કંઈ ઉપાય કરો, ઉપાય કરો!'

આ પ્રમાણે કહેતાં કહેતાં તેમનો કંઠ ભરાઈ ગયો, તેમની આંખ-માંથી અશ્રુઓ વહેવા લાગ્યાં, તેઓ વધુ બોલી શકવા અસમર્થ બન્યા તેથી પોતાના મસ્તકે હાથ મૂકી શાંતચિત્તે વિચારમાં પડ્યા.

## પ્રકરણ દશમું

### પ્રતાપના સંધિ કરવાના વિચારો

વિપત્તને જ સંપત્ત ગણી, મનમાં માનો સુખ;
તો નથી જગમાં વિપત્તકો, જે દે આવી દુઃખ.

---

સરદારો મહારાણાના હુકમ મુજબ પોતપોતાની જાગીરો તરફ ચાલ્યા ગયા અને મહારાણો ભિલ્લો ભેળા ભિલ્લ બની પોતાની પર્ણ-કુટીમાં સહકુટુંબ રહેવા લાગ્યા. તેમનાં દુઃખોનું વર્ણન શું થઈ શકે? શું રાજા મટીને રંક બનવું તે ઓછું દુઃખ છે? શું રંક બન્યા છતાં પણ નિવાસસ્થાન કોઈ સ્થળે નહીં તે ઓછું દુઃખ છે? માત્ર નિવાસ-સ્થાનમાં એક ભિલ્લના નાયકે પોતાના ભિલ્લો કરતાં સહજ સારી સવડવાળી પર્ણકુટી બનાવી દીધી, તેમાં એક રાજા રહી શકે ખરો કે? અને રહે તો તેના મનમાં કેટલું દુઃખ ઉત્પન્ન થાય? તેનો વિચાર તો સહુ વાચકો સારી રીતે કરી શકે તેમ હોવાથી અમો આ સ્થળે તેનું વધુ વિવેચન કરતા નથી. આટલાં આટલાં મહાન્ સંકટો પણ પોતાના કુળની ઇજ્જત અને ક્ષાત્રવટના રક્ષણ સારૂ પણ પ્રતાપી પ્રતાપે આનંદ સાથે સહન કરવા માંડ્યાં. કદાપિ કદાપિ તેઓ દેશમાં રખડતા યવનોને પોતાની સાથે કેટલાક ભિલ્લોને લઇને હેરાન કરતા હતા અને તો પણ યવનો તો તેમનું કંઈ જ કરી શકતા નહોતા, કારણ કે મહારાણાને રહેવાનું સ્થળ કઈ જગાએ છે તે જ તે બિચારા જાણી શકતા નહોતા, પછી તેમને હેરાન કરવાની તો વાત જ ક્યાં? અને છતાં પણ મહાન્ પ્રતાપશાળી પાદશાહ અકબર તેનો પત્તો

મેળવવા અને તેને પકડવા પોતાના લશ્કરોને સખ્ત તાકિદો આપ્યા કરતો હતો. બિચારા મુસલમાન સરદારો અને સૈનિકો પોતાના પ્રાણ સાટે તેનો પત્તો પાડવા મથી રહેલા હતા, છતાં પણ તેનું પરિણામ તો માત્ર પોતાના કેટલાક માણસોના પ્રાણ ગુમાવવામાંજ આવતું હતું, છતાં પણ માત્ર પાદશાહની પ્રીતિ મેળવવાની લાલસાએ તેઓ તે ભોગ પણ ભોગવી લેતા હતા. કારણ કે એમાં એમને હરકત નહોતી, તેમને હુકમો કરવાના હતા અને મરનાર મનુષ્યો તો બીજા હતા. હરેક કાર્યમાં મોટા માણસો તો યશ અપયશનાજ ભોક્તા હોય છે. બાકી તેમને તે કાર્ય કરવામાં કંઈ નફો નુકશાન હોતુંજ નથી, અને એવીજ રીતે આ શાહી સૈન્યની પણ સ્થિતિ હતી. જો બૂમ ઉગમણી પડે તો તેઓ આથમણી બાજુ બંદોબસ્ત સારૂ દોડતા હતા અને માણસોને મરવા સારૂ ઉગમણી બાજુએ મોકલવામાં આવતા હતા. આમાંને આમાં શાહી સૈન્યના ઘણા માણસો ખુદા તાલાની સેવા કરવાનું પસન્દ કરી તેની હજુરમાં હાજર થતા હતા. તેમનાથી રાણા તરફથી તેમના ઉપર ત્રાસનો વર્ષાદ વર્ષાવવામાં આવતો હતો તે સહન થઈ શકતો નહોતો. કારણ કે રાણો તો જેમ સર્વ વ્યાપક હોય તેમ એક દિવસ એક ઠેકાણે ધાણ કહાડી ગયો હોય અને બીજા દિવસે સૈન્યથી ન પહોંચી કે જઈ શકાય તેટલા દૂર જઈ સૈન્યનો નાશ કર્યાના સમાચાર પહોંચડાવતો હતો અને તેમની સઘળી મેહેનતો વ્યર્થ જતી હતી.

રાણાને આ દુઃખમાં સુખ માની લેવાનો સમય આવી પડવાથી તેણે પણ તેને આનંદથી સ્વીકાર્યો હતો, છતાં કંઈ આ જંગલમાં તેને એક પ્રકારનું દુઃખ નહોતું, આટલાં દુઃખો ઉપરાંત ઉદરપોષણનું દુઃખ વિશેષમાં હતું અને તેને સારૂ પણ કંઇને કંઈ તજવીજ હમ્મેશાં જ કરવી પડતી હતી, કારણ કે જો તેવી રીતે તજવીજ કરવામાં ન આવે તો પછી દિવસોના દિવસો ભુખમરો વેઠતાં પણ કોઈ નોકર ચાકર લાવી આપે તેમ નહોતું. તમામ પ્રકારનું કામ હાથથીજ કરવું પડતું હતું. એક દિવસે મહારાણો ખોરાકની શોધ સારૂ જવાની તૈયારી કરી રહ્યા હતા એ અરસામાં એક ભિલ્લે દુશ્મનો નજીકમાં હોવાની ખબર આપી એટલે ખોરાકની શોધ સારૂ જવાનો વિચાર પડતો મૂકી પોતાના દુશ્મનોરૂપી શિકારની શોધમાં તેઓ ગયા. અને તેથી આ દિવસે ખોરાકની વસ્તુ લાવવાનું બની શકે તેમ નહોતું. રાણીજીએ આગળના દિવસોમાં કેટલુંક જંગલી અનાજ સંઘરી રાખ્યું હતું. તેના રોટલા બનાવી પોતાના રાજભુવનમાં ઉછરેલાં લાડકાં

બાળકોને તે વહેંચી આપી પોતે પણ મહારાણાની રાહ જોતાં ભુખ્યાં જ બેસી રહ્યાં હતાં. કેટલાક સમય બાદ રાણાજી દુશ્મનોનો ઘાણ કહાડી પોતાની પર્ણકુટીએ આવ્યા અને રાણીજીથી બાળકોને રોટલા બનાવી આપ્યાની હકિકત જાણી, તે બન્ને જણ પોતપોતાના કામે લાગ્યાં. અહિં રાણાજીને કંઈ રાજકાજનું તો કાર્ય હતું જ નહીં, અહિં તો તેમને કાં તો કમાનીઓ બાંધવાનો હોય કે કાં તો ભાલોડાંને પક્ષીઓનાં પીંછાં ચડાવવાનાં હોય એટલે તેઓ એક બાજુ આ કાર્યમાં રોકાયા હતા. રાણીજી ભુખ્યા પેટે સુતાં એટલે તેઓ પણ ઊંઘી ગયા અને બાળકો થોડો રોટલો ખાઈ બાકીનો રોટલો ધીમે ધીમે એક બીજા સાથે રમત કરતાં ખાતાં હતાં, તે અરસામાં જંગલમાંથી એક બિલાડો આવ્યો. તેણે રાણાજીની એક કુંવરીના હાથમાંથી રોટલાને ઝડપ મારી પડાવી લીધો અને તે તો આવેલા રસ્તાથી વિદાય થઈ ગયો, પરન્તુ કુંવરીએ તો કદાપિ સાંભળી પણ નહીં હોય એવી કારમી ચિસ પાડી કે જે સાંભળી મહારાણો પણ પોતાના કાર્યમાંથી ઝબકી જાગી ઉઠ્યા અને ઉતાવળા ઉતાવળા કુંવરી પાસે આવી તે શાથી રડે છે તે બાબદ પૂછવા લાગ્યા. કુંવરીએ બિલાડો પોતાના ભાગનો રોટલાનો કકડો લઈ ગયાની હકિકત કહી અને રાણીજીએ બીજો રોટલો નથી કે જેથી આપી કુંવરીને છાની રાખી શકાય તે હકિકત કહી. આથી રાણાજીએ બહુ જ સમઝાવી પટાવીને ને કુંવરીને છાની તો રાખી. પણ આ દ્દશ્ય જોઈ તેમના દયાથી ભરેલા હૃદયમાં દયા થઈ આવી અને તેમનાં નેત્રોમાંથી અશ્રુની ધારાઓ વહેવા લાગી. આ વખતે તેમનું હૃદય ધીરજ ધરી શક્યું નહીં. તેઓ એકાંત સ્થળે બેશી મન સાથે વિચાર કરવા લાગ્યા કે "શું આવી રીતે પણ કુળની મર્યાદા સાચવી રખાય ખરી કે? શું રાજભુવનમાં જન્મેલાં બાળકો ભિખારી સમાન દશા ભોગવે અને છતાં પણ ક્ષાત્રવટ રાખી શકાય કે? અરે ધિક્કાર છે!! તેવી કુળ મર્યાદાને અને તેવા ક્ષાત્રવટને કે જેના સારૂ રાજ ગુમાવ્યું, રહેવાનું સ્થળ નથી અને જંગલે જંગલે એક ભિલ્લની માફક રખડવું પડે છે અને છતાં પણ પેટ ભરીને અનાજ મને કે મારાં મોંઘેરાં બાળકોને પણ મળતું નથી. હવે તે ચહાય તે રીતે પણ પાદશાહ સાથે સંધિ કરી લેવી તે જ ઉત્તમ માર્ગ છે. કારણ કે મારૂં નસીબ હાલના સમયમાં મારાથી વિરૂદ્ધ કામ કરવાવાળું હોય તે જેમ કહેવામાં આવ્યું છે કે, 'ભાગ્ય ચલૈ હૈ દુહું ડગ આગે' તેમ મારા આગળ ને આગળ ચાલ્યા જ કરે છે. આવી સ્થિતિમાં આ જંગલનાં દુઃખમય સુખો પણ મારાથી ક્યાં સુધી સહી શકાય?" આ

રીના રૂદનથી, જે રાણાએ પોતાનું રાજ છોડતાં ધીરજ ગુમાવી ન
તી, જેણે જંગલે જંગલ રખડતાં ધીરજ છોડી ન હોતી. જેણે એક
વારથી બીજા સવાર સુધી લંઘન કરી વખત વિતાડવા છતાં પણ
રજ છોડી નહોતી તે રાણાની ધીરજ આજે છૂટી ગઈ. તેમના
રીર ઉપર કુંવરીનો દશ્ય જોઈ ક્રોધ છવાયો, તેમના ઓઠ ફરફરવા
ગ્યા, મસ્તક ભમવા લાગ્યું અને ઘડીભર વિચાર કરી આપણે ઉપર
ણી ચુકયા તેમ સંધિ કરવાના વિચાર ઉપર આવ્યા. અહો, વાત્સ-
ભાવ કેટલો બધો કઠિન છે તેનો ખ્યાલ આ મહારાણાના દૃષ્ટાંતથી
રી રીતે થઈ શકે છે. આજે મહારાણાની ધીરજ છૂટી અને અત્યાર
ધી તેમના નિર્મળ મગજમાં તેમના કુટુંબની ઇજતનું રક્ષણ કરવાના,
ત્રિય નામને દીપાવવાના અને પોતાનું નામ અમ્મર કરવાના જે વિચારો
ભાઈ રહ્યા હતા, તે વિચારો તેમના મગજમાંથી ખસી ગયા. હવે
 તેઓ એક નવીન પ્રકારના વિચારસાગરમાં ગોથાં ખાવા લાગ્યા.

---

## પ્રકરણ અગીઆરમું

### શાહી દરબારમાં શંકર કવિનું આવવું

હિંદુ પતિ પરતાપ, રાખો હિંદુઆણરી;
સર વિપતિ સંતાપ, સત્ય શપથ કર આ પરી.

---

આજનો દિવસ એક એવો દિવસ છે કે, જે દિવસના નામથી
ણ આપણને દિલગીરી ઉત્પન્ન થયા વગર રહેતી નથી. મહારાણાએ
ટલાક દિવસ તો વિચારસાગરમાં જ ગોથાં ખાધાં, પરન્તુ છેવટે
તેમણે અકબરને પોતાની સાથે સંધિ કરવા સારૂ પ્રાર્થના કરી. જે
મહારાણો અકબરને કદાપિ પણ પાદશાહ કહેતો ન હોતો, પરન્તુ
તુર્ક કહેતો હતો તે જ મહારાણાએ આજ પોતાના પ્રાર્થના પત્રમાં
તેને પાદશાહનું સંબોધન આપ્યું. બાદશાહનો દરબાર ભરાયો છે. રાજ-
દરબારી કામકાજ ચાલી રહ્યું છે, તે જ વખતે મહારાણાનો પત્ર લઈ
એક દૂત આવી પહોંચ્યો. તેણે દરબારમાં વરધી મોકલાવી એટલે તો
તરત જ તેને દરબારમાં દાખલ કરવાની પાદશાહે આજ્ઞા ફરમાવી. દૂતે
આવી કુરનસ કરી મહારાણાનો કાગળ પાદશાહને આપ્યો, તે તેણે
આદ્યંત વાંચ્યો, એક વખત વાંચ્યો, એક વખત વાંચ્યા પછી ફરીને
અને પુનઃ ફરીને પણ વાંચ્યો. વારંવાર બે ત્રણ વખત પત્ર વાંચવાથી
પાદશાહની પોતાની ખાત્રી થઈ કે આ પત્ર જરૂર મહારાણાએ જ
લખેલ છે, તેથી તેણે તે પત્ર હમ્મેશાં દરબારમાં પ્રતાપી પ્રતાપની
પ્રશંસા કરનાર બિકાનેરના રાજા રામસિંહના નાના ભાઈ પૃથિરાજજીને

આપ્યો. આ વખતે તો અકબરના આનંદનો પાર ન રહ્યો. કારણ કે જે અકબર લાખો મનુષ્યોના પ્રાણ આપ્યા છતાં, લાખો રૂપિયાનો ખર્ચ ભોગવ્યા છતાં અને હેરાન હેરાન થઈ ગયા છતાં પણ પ્રતાપનો પત્તો પાડી શકતો નહોતો, તે જ પ્રતાપ આજે સંધિ સારૂ સામું માગણું કરે તે તેના માટે કેટલા આનંદની વાત?

પૃથિરાજે રાણાનો પત્ર વાંચ્યો, તે પત્ર રાણાનો જ છે એમ એમને પણ ખાત્રી થઇ, છતાં પણ મહારાણાનો પત્ર હોવા બાબત જાણે પોતાની શંકા હોય તેમ શિર ડોલાવ્યું. આથી પાદશાહે તેને પૂછ્યું કે 'પૃથિરાજ, તમોએ તમારૂં શિર કેમ ડોલાવ્યું?' પૃથિરાજે જણાવ્યું કે 'ખુદાવિંદ, આ પત્ર મહારાણાનો હોવા બાબત મને શંકા છે અને તેથી મેં મારૂં શિર ડોલાવ્યું.' પાદશાહે કહ્યું 'તેવી શંકા લેવાનું કારણ?' પૃથિરાજે જણાવ્યું, 'ખુદાવિંદ, શંકા લેવાનું કારણ પ્રત્યક્ષ જ છે કે જે મહારાણાએ રાજ ગુમાવ્યું ત્યારે પણ સધિ ન કરી, જંગલે જંગલ રખડી ભુખનાં દુઃખો સહન કરતાં છતાં પણ સંધી ન કરી આપણા હજારો અને લાખો મનુષ્યોને યમપુરીમાં પહોંચડાવ્યા, હજારો અને લાખો રૂપિયાની બરબાદી થઈ અને છતાં પણ આપણુ તે કયાં છે એમ જાણી શકતા નથી; વળી આપણુ તેને કોઈ રીતે હરકત કરી શકવા પણ શક્તિમાન્ નથી, તે રાણો વગર કારણે આપણને સંધી કરવા સામો પત્ર લખે તે હું તો માની શકતો નથી અને આપ પણ તે હકિકતને સાચી માનો છો તેનું કારણ હું સમજી શકતો નથી."

જે વખતે દરબારમાં મહારાણાની પ્રાર્થના ઉપર પાદશાહ અને પૃથિરાજ વચ્ચે ચર્ચા ચાલી રહી હતી તે વખતે એક નકીબે આવી શંકર કવિના આવ્યાના સમાચાર પાદશાહને આપ્યા. પાદશાહે તેમને દરબારમાં લાવવાની પરવાનગી આપી એટલે નકીબ જઇને કવિરાજને લઈ આવ્યો. કવિરાજે દરબારમાં પગ મૂકતાં જ આશીર્વાદ આપ્યો કે

"યાવત્ ગંગગિરીશ રહ, રહ કુરાનકી રાહ;
તાવત્ દિલ્હી તખત પર, અકબર શાહનશાહ."

કવિરાજે આશીર્વાદ આપ્યો એટલે બાદશાહે તેમને તાજીમ આપી અને મળવા સારૂ ઉભો થયો. કવિરાજે પોતાના શિર ઉપર મહારાણાએ આપેલું મેહેકર બાંધ્યું હતું અને તેને પાદશાહ આગળ નમાવવું ન હોતું, તેથી તેમણે જમણા હાથમાં મહારાણાનું મેહેકર પકડી તે હાથ એક બાજુ રાખી મસ્તક નમાવી ડાબા હાથથી બાદશાહ સાથે હસ્તમિલાપ કર્યો. આ દેખાવથી સમગ્ર દરબારીઓ વિસ્મિત થયા અને બાદશાહને પણ આમ કરવામાં કંઇક ભેદ હોવો જોઇએ એમ લાગ્યું તેથી તેણે

કવિને પૂછ્યું, "કવિરાજ! આજે આપે આ મળવાની નવી રીત કેમ કહાડી?" કવિરાજે ઉત્તર આપ્યો,

"પાલણુ રાણુ પ્રતાપરી, પૂરણુ પરિતગનાહ,
નમે નહીં મ્હેકર નવીન, કર ધર્યો શાહનશાહ."

અકબરે પ્રશ્ન કર્યો, 'કવિરાજ, શું રાણાની એવી પણ પ્રતિજ્ઞા છે?' કવિરાજે જણાવ્યું.

કવિત:-અટલ હમેશા જાકી પૂરણ પ્રતિજ્ઞ અહે,
ધ્રુવ ચલ જાવૈ તદિ બચન ચલે નહીં;
ટલે યદિ મેરૂ હિમવાન હૂ ટલૈ તો ટલૈ,
તદપિ પ્રતિજ્ઞ જાકી નેકહૂ ટલૈ નહીં;
'શંકર' ભનંત શ્રી અકબર શાહાનશાહ,
જાકી કૃતિ કાહૂ જન કબહૂ કલૈ નહીં.
સોઈ મહારાન શ્રી પ્રતાપી પરતાપ જૂકો,
મ્હેકર યા નમે કાજ નેકહૂ હલૈ નહીં.

અકબરે જણાવ્યું કે, "કવિરાજ! જ્યાં પાંત્રીશ વંશના રાજપૂતો મારી છત્રછાયામાં, પોતાનો ઘમંડ છોડી આવી વસ્યા છે તો તમારા રાણાની આ પ્રતિજ્ઞા કયાં સુધી રહી શકવાની છે?" કવિએ જણાવ્યું કે, 'ખુદાવિંદ! તેમાં બહુ જ તફાવત છે.' કયાં રાજા ભોજ અને કયાં તેલી ગાંગો? આપ વિચાર કરો કે 'શું સિંહ પણ અન્ય પશુઓની તુલનામાં આવી શકે કે?' અને 'શું ગરૂડને પણ અન્ય પક્ષીઓમાં ગણી શકાય કે?' અને તેવી જ રીતે આ પાંત્રીસ વંશના રાજપૂતો આપના તાબામાં આવવાથી આપે લગાર પણ ઘમંડ ધારણ કરવાની જરૂર નથી. જ્યાં સુધી આ ગેહલોત વંશ આપના તાબામાં આવ્યો નથી ત્યાં સુધી આ છત્રીસમો વંશ વશ કરવાની ખોટ કોઈ પણ પૂરી કરી શકે તેમ નથી. જુઓ:

કવિત-પરમ પ્રતાપી પાદશાહ અકબર યહ,
ભારતમેં દાખત ન એક તેરે જોટકો;
ભલે ભલે રાજા રાવ સર્વ રજપૂતિ છોડ,
બને 'રબઝૂત' અતિ કરી કર્મ ખોટકો.
પરમ પ્રતાપ તેરો પેખી પ્રજ્વલિત માન,
ઉલ્લુકે સમાન અરિ ખોજૈં ગિરી કોટકો;
'શંકર' ભનંત બિના ઉદૈપુર પત્તારાન,
કોન સકે પૂરી પરે છત્તીસકે ટોટકો?

વળી હે ખુદાવિંદ! આપે ઘણા ઘણા દેશ કબજે કર્યા, પણ જ્યાં સુધી પ્રતાપસિંહને કબજે કર્યો નથી, ત્યાં સુધી ઘમંડ ધારણ કરવાની જરૂર નથી. સાંભળો:

**છપ્પય**—ગુર્જર દેશ ગરૂવ, કિન્હ અપને બલ તુમ બસ;
મદ કાબુલકો મોરિ, કિન્હ માલવ ધર બસ તસ.
મારવાર આમેર, કિન્હ મુખ મ્લાન સબ તુમ;
ભૅટ્ટી હાડા સરવ, નિરખિ દલ ભગત ઉઠા દ્રુમ.
પૂરવ, પછાંટ, ઉત્તર, દખણ, કોઉ ન રણ મંડી લડૈ;
'શંકર' ભનંત મહારાન શ્રી, પાતલહી આડો અડૈ.

ખુદાવિંદ! પ્રતાપને આપ એક સાધારણ શત્રુ તરિખે ન માનશો! તે આપના માટે કેવો છે કે?

**દોહા**—અકબર તું અમ્ભોનીધિ, મચ્છ અવર ભુપ માણ;
બૂડે, પર નાં બૂડતો, પાતલ મગર પ્રમાંણ.
અકબર તું અમ્ભોનીધિ, દાખત દની અમાપ;
વડવાગ્નિ ભારી વિપત, તો શિર રાણ પ્રતાપ.
તુજ બલ તરણી સમ દિસે, સકલ ભુપ બસ કિન્હ;
પાતલ બલ શશુ બણી, અપણે મુખમેં લિન્હ.
રાત દિન અકબર દહે, પડે ન જંપ પ્રમાણ;
વંશ પેંતીશાં વશ કિયે, આવો નાંહ ખુમાંણ.

ખુદાવિંદ! પ્રતાપથી વેર રાખવામાં હિત સમાયલું નથી, એને છેડવો ને સાપને છેડવો સમાન છે, ઘવાયલા શુવ્વરને સતાવવા સમાન છે, શિકાર ગુમાવી બેઠેલા સિંહને સતાવવા સમાન છે, અને એમાં કોઇ વખતે પ્રાણહાન થવા સંભવ છે. માટે એનાથી સામા પગલે જઇ નિકાલ કરવો એજ ઉત્તમ માર્ગ છે. હું તો આટલું કહેવું તે એક કવિ તરિખેની મારી ફરજ સમજી કહેવા આવ્યો હતો તે કહ્યું અને હવે રજા લઇશ." બાદશાહે તેમને મૌજ આપવા માંડી પરન્તુ તેમણે તે સ્વીકારવાનું ઇન્કાર કરતાં જણાવ્યું કે "ખુદાવિંદ! હું અત્યારે મૌજ નહીં લેવાના નિશ્ચયથી માત્ર મહારાણાની દ્રઢ પ્રતિજ્ઞા જણાવવા સારૂ જ આવ્યો છું એટલે મૌજ લઇશ નહીં. કારણ કે જેમ જમણા હાથમાં મહારાણાનું મ્હેકર હોવાથી મેં માત્ર મારૂં મસ્તક નમાવી ડાબા હાથથી ખુદાવિંદથી ભેટો કર્યો, તેમ જ જમણા હાથમાં મહારાણાનું મ્હેકર અત્યારે પકડેલું હોવાથી તે હાથથી આપની મૌજ લઇ શકતો નથી અને ડાબો હાથ તો મૌજ લેવાના કામમાં આવતો નથી એટલે અત્યારે મારાથી મૌજનો સ્વીકાર થઇ શકે તેમ નથી." બાદશાહે કવિની પ્રશંસા કરી જવાની રજા આપી. દરબારીઓ પણ આ કવિની નિડરતા અને નિઃસ્વાર્થતાની મુગ્ધપણે પ્રશંસા કરવા લાગ્યા.

કવિના ગયા બાદ પુનઃ અકબર પોતાની મૂળ વાત ઉપર આવ્યો અને તેણે પૃથિરાજને પ્રશ્ન કર્યો કે, "પૃથિરાજ, જો તમને આ પત્ર રાણાનો હોવા બાબતની શંકા હોય તો તેની ખાત્રી કરો." પૃથિરાજે

કહ્યું કે, "ખુદાવિંદ, ત્યારે મહારાણાને પત્ર લખવાની મને પરવાનગી મળવી જોઇએ." પાદશાહે તેને પત્ર લખવા પરવાનગી આપી અને દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો.

## પ્રકરણ બારમું

### પૃથિરાજનો તેમનાં પત્ની સાથે સંવાદ અને મહારાણાને પત્ર લખવો

પતિ જિદ કી પતસાહ સૂં, યહૈ સુણી મૈ આજ;
કહાં પાતલ અકબર કહાં, કરિયો બડો અકાજ.

દરબાર બરખાસ્ત થયો. સહુ સરદારો અને અમલદારો પોત-પોતાનાં મુકામોપર આવ્યા. પૃથિરાજ પણ પોતાના મુકામે આવ્યા. કહેવત છે કે "વાત તો વાયરે ઉડીને જાય છે." તેમ આ દરબારમાં પાદશાહ અને પૃથિરાજ વચ્ચે થયલા સંવાદની હકિકત પણ તેમના આવતાં પહેલાં તેમનાં પત્નીએ જાણી હતી.

જેવી રીતે પૃથિરાજજી એક બાહોશ રાજનીતિજ્ઞ હતા તેવા જ તેઓ એક મહાન્ કવિ પણ હતા. વળી જેવા તેઓ કવિ હતા તેવાં જ તેમનાં પત્ની પણ તેમના સંબંધમાં આવવાથી કવિ બન્યાં હતાં. પતિને આવ્યા બાદ તેમણે કહ્યું કે,

પતિ જિદ કી પતશાહ સું, યહૈ સુણી મૈં આજ;
કહાં પાતલ અકબર કહાં, કરિયો બડો અકાજ.

ભાવાર્થઃ—હે નાથ! મેં આજે એવું સાંભળ્યું છે કે, આપે મહારાણાના સંબંધમાં પાદશાહથી વિવાદ આદર્યો છે. પરન્તુ આપ વિચાર કરો કે હાલના સમયમાં સમસ્ત ભારત વર્ષના રાજાઓ ઉપર સત્તા ચલાવવાવાળો અને ભારી સૈન્યવાળો અકબર ક્યાં? અને કોઇ સાથમાં નહીં એવી સ્થિતિમાં જંગલે જંગલ રખડનાર મહારાણો પ્રતાપસિંહ ક્યાં? માટે આપે પાદશાહ સાથે વિવાદ કરીને બહુ અનર્થ આદર્યો. આથી તો પાદશાહ નાખુશ થશે અને જંગલમાં પણ તે મહારાણાને કષ્ટ આપવા વિશેષ પ્રયત્નો કરશે. પ્રિય સાંભળો—

**કવિત:**—જબતૈં સુનેહૈં બૈન તબતૈં ન મોકો ચૈન;
પાતી પઢિ નેક સો બિલંબ ન લગાવેગો.
લૈકૈ જમદૂતસે સમસ્ત રાજપૂત આજ;
આગરેમેં આઠોં યામ ઉધમ મચાવેગો.
કહે પૃથ્વીરાજ પ્રિયા! નેક ઉર ધીર ધરો;
ચિરંજીવી રાનાશ્રી મલેચ્છન ભગાવેગો.
મનકો મરદ માની પ્રબલ પ્રતાપસિંહ;
બબ્બરજ્યોં તડફ અકબ્બરપૈં આવેગો.

ભાવાર્થઃ-હે પ્રિયે! તમો થોડી ધીરજ રાખો. મેં તો જ્યારથી સાંભળ્યું છે કે 'મહારાણો હવે મને પાદશાહ કહે છે' ત્યારથી મારા મનમાં સુખ થતું જ નથી. મને ખાત્રી છે કે મારો પત્ર વાંચીને વીર શિરોમણિ મહારાણો જરા પણ વિલંબ કરશે નહીં, પરન્તુ યમદૂતોના સમાન શત્રુઓના પ્રાણ લેવાવાળા પોતાના સોબતી રાજપૂતોને સાથે લઇને આવા સમયમાં પણ આગરામાં સર્વદા ઘોડા દોડાવશે જ. ચિરંજીવી રાણો મ્લેચ્છોને ભગાડી તેમની લક્ષ્મીને પણ વિચ્છિન્ન કરી દેશે. એ મનનો મરદ અને અભિમાનવાળો તથા બળશાળી છે એટલે તે પ્રતાપસિંહ ક્રોધાયમાન થઈ શેરની માફક અકબર ઉપર કુદિ આવશે.

આ પ્રમાણે કહી તેણે પોતાની પત્નીને રજા આપી અને પોતે મહારાણાને પત્ર લખવાની શરૂઆત કરી. તેમણે તમામ પત્ર કાવ્યમાં જ લખ્યો કેઃ-

ઘર વાંકી દિન પાધરા, મરદ ન મૂકે માણ;
ઘણાં નરિંદાં ઘેરિયો, રહૈ ગિરંદાં રાણ.

ભાવાર્થઃ-જેની ભૂમિ અતિ વિકટ છે, અને દિવસ અનુકૂળતાવાળા છે અને જે વીર પોતાના અભિમાનને છોડતો નથી તે મહારાણો બહુ રાજાઓથી ઘેરાયલો થકો પહાડોમાં વાસ કરે છે.

પાતલ રાણ પ્રવાડમલ, બાંકી ઘડા બિભાડ;
ખૂંદાડે કુંણ હૈ ખુરાં, તો ઉભાં મેવાડ.

ભાવાર્થઃ-હે વિકટ સેનાઓના વિધ્વંસ કરનાર અને યુદ્ધમાં મલ્લ મહારાણા પ્રતાપસિંહ! તારા ઉભા છતાં મેવાડને (હૈ-હય) ઘોડાઓની ખરીઓથી દબાવવાવાળો કોણ છે? અર્થાત્ કે તારી ભૂમિને કોઈ દબાવી શકે તેમ નથી.

માઇ એહા પૂત જાણ, જેહા રાણ પ્રતાપ;
અકબર સૂતો ઓધકે, ઝાણ સિરાણે સાપ.

ભાવાર્થઃ-હે માતા! પુત્ર જણે તો એવો જણ કે જેવો મહારાણો પ્રતાપસિંહ, કે જેની યાદ આવવાથી જ જેમ ઉશિકે સાપ પડ્યો હોય અને મનુષ્ય ઝબકી ઉઠે છે તેમ અકબર ઝબકી ઉઠે છે.

અઈરે અકબરિયાહ, તેજ તુહારો તુરકડા;
નમ નમ નિસરિયાહ, રાણ વિના સહ રાજવી.

ભાવાર્થઃ-હે પાદશાહ અકબર! તારો પ્રતાપ જોઇને બહુ આશ્ચર્ય થાય છે કે જેના સામે માત્ર એક મહારાણા વિના બીજા સહુ રાજાઓ નમી નિકળ્યા.

સહ ગાવાડયો સાથ, એકણ બાડે બાડિયો;
રાણ ન માની નાથ, તાંડૈ સાંડ પ્રતાપસી.

ભાવાર્થઃ-(હે અકબર!) તેં ગાયો રૂપી સર્વ રાજાઓને એક વાડામાં એકઠા કરી દીધા, પરન્તુ મહારાણા પ્રતાપસિંહરૂપી સાંઢ તારા નાથને નહીં માનતો ગાજી રહ્યો છે.

પરૂ ગોધલિયા પાસ, આલુધા અકબર તણી;
રાખૌ ખિમૈ નરાસ, પ્રબલો સાંડ પ્રતાપસી.

ભાવાર્થઃ-બીજા સહુ નાના બળદો-ગોધલીઓ-રૂપી રાજાઓ અકબરના પાશથી બંધાયા, પરન્તુ મહારાણા પ્રતાપસિંહરૂપી બળવાન સાંઢ એની રાશને સહન કરવાવાળો નથી.

પાતલ પાઘ પ્રમાણ, સાંચી સાંગાહર તણી;
રહી સદા લગ રાણ, અકબરસું ઉભી અણી.

ભાવાર્થઃ-મહારાણા સંગ્રામસિંહના પૌત્ર મહારાણા પ્રતાપસિંહની પાઘડી જ ગણત્રીમાં સાચી છે કે જે અકબરના સામે નમ્યા સિવાય ઉંચીજ રહી છે.

ચોથો ચીતોડાહ, બાંટો બાજંતી તણો;
માથૈ મેવાડાહ, થારૈ રાણ પ્રતાપસી.

ભાવાર્થઃ-હે ચીતોડપતિ મહારાણા પ્રતાપસિંહ! એક ઘડીનો ચોથો ભાગ એટલે પાઘડી અર્થાત્ મસ્તકે બાંધવાની પાઘડી હે મેવાડપતિ તારા શિર ઉપર જ છે.

બાહી રાણ પ્રતાપસી, બરછી લચપચ્ચાંહ;
જાણક નાગણ નીસરી, મુંહ ભરિયો બચ્ચાંહ.

ભાવાર્થઃ-મહારાણા પ્રતાપસિંહે પોતાની લચકતી બરછી ચલાવી. તે શત્રુઓના શરીરમાં પ્રવેશ કરી આંતરડાં લઇને બહાર આવી, બીજી બાજુ નિકળી તે એવી શોભતી હતી કે જાણે સાપણી પોતાનાં બચ્ચાંને મોંમાં લઇને નિકળી.

બારી રાણ પ્રતાપસી, બગતરમેં બરછીહ;
જાણક ઝીંગર જાલમેં, મુંહ કાઢચો મચ્છીહ.

ભાવાર્થઃ-મહારાણા પ્રતાપસિંહે પોતાની બરછી ચલાવી તે શત્રુઓનાં કવચોને ફોડીને પેલી તરફ નિકળીને એવી શોભવા લાગી કે જાણે ઝીંગર જાતની માછલીએ જાળમાં પોતાનું મોં બહાર કાઢયું.

પાતલ ઘડ પતસાહરી, એમ વિધુંસી આણ;
જાણ ચઢી કર બંદરાં, પોથી બેદ પુરાંણ.

ભાવાર્થઃ-મહારાણા પ્રતાપસિંહે પાદશાહની ફોજનો એવો વિધ્વંસ કરી નાંખ્યો કે જેમ વાંદરાના હાથમાં વેદ અથવા પુરાણનું પુસ્તક લાગવાથી તે તેને ફાડી નાંખે છે.

ગીત:—નર જેથી નિમાણા નિલજ નારી, અકબર ગાહક વટ અવટ;
આવે તિણી હાટે ઉદાઉત, વેચે કિમ રજપૂતવટ.
રોજાઇતાં તણે નવરોજે, જેથી મુસીજે જગત જણ;
ચૌહટિ તિણિ આવે ચીત્રોડો, પતૌ ન ખરચે ખત્રીપણ.
પડપંચ દીઠ વધલાજ ન કાપતિ, ખોટો લાભ કુલાભ ખરો;
રજ્જ વેચિવા નાયૌ રાણૌ, હાટિ હુરમ્મ હમીર હરો.
પિંડ આપરૈ દાખિ પુરસાતણ, રોહિણિયાસ તણૈ બલિ રાણિ;
ખત્ર વેચિયૈ જઠૈ વડખત્રિએ, ખત્ર રાખિયૌ જઠૈ ખુમ્માણિ.
જાસી હાટ બાત રહિસી જગિ, અકબર ઠગિ જાસી એકાર;
રહિ રાખિયૌ ખત્રી ધ્રમ રાણૈ, સગ લૌ બરતૈ સંસાર.

ભાવાર્થ:—જ્યાં આગળ માનહીન પુરૂષો અને લજ્જાહીન સ્ત્રીઓ છે અને અકબર જેવો ગ્રાહક છે, એવા ચોપટ બજારમાં જઇને ચિતોડનો સ્વામી રજપૂતોનો હિસ્સો શી રીતે વેચશે? મુસલમાનોના નવરોજાની જગ્યાએ દરેક વ્યક્તિ લુટાઈ, પરન્તુ હિન્દુઓનો પતિ પ્રતાપસિંહ એ દિલ્હીના બજારમાં પોતાના ક્ષાત્રવટને કેમ કરીને ખરચે? વંશની મર્યાદાની ભરેલી દષ્ટિ ઉપર બીજાનો પ્રપંચ ચાલી શકતો નથી. એથી પરતંત્રતાના સુખના લાભને ખરાબ અને સ્વતંત્રતાના નુકશાનને સારૂં સમજીને પાદશાહી દુકાન ઉપર 'રજ'—માન—વેચવાને માટે હમીરનો પૌત્ર મહારાણો પ્રતાપસિંહ કદાપિ પણ આવતો નથી. પોતાના પૂર્વજોનાં ઉત્તમ કૃત્યો જોતાં જોતાં મહારાણાએ ભાલાના બળથી ક્ષત્રિય ધર્મને અચલ રાખ્યો અને બીજા ક્ષત્રિયોએ પોતાના ક્ષત્રિયત્વનું વેચાણ કરી નાંખ્યું. ઠગરૂપી અકબર પણ એક દિવસ આ સંસારથી કૂચ કરી જશે અને આ દુકાન પણ ઉઠી જશે, પરન્તુ સંસારમાં આ વાત અમર રહી જશે કે ક્ષત્રિયોના ધર્મમાં રહીને એ ધર્મને કેવળ મહારાણા પ્રતાપસિંહે જ રાખ્યો, હવે પૃથ્વીમાં સહુને યોગ્ય છે કે એ ક્ષત્રિયત્વને પોતાના વર્તનમાં ચાલુ કરો અર્થાત્ **મહારાણા પ્રતાપસિંહની માફક આપત્તિ ભોગવીને પણ પુરૂષાર્થથી ધર્મની—સ્વતન્ત્રતાની—રક્ષા કરો.**

ગીત:—ઊગાં દન સૈંમૈં કરે અખાડા, ચોરંગ ભુવન હસત અણચૂક;
રોદાં તણા રગતસૂં રાણા, રંગિયો રહે તુહાલો રૂક.
મોકલ હરા મહા જુધ મચતૈ, બચતાં સર નત્રીઠ બહે;
પાતલ તુલ તણો પડિયા લગ, રૂધર ચરચિયો સદા રહે.
ખિન કારણૈં કરૈં નિત ખલવટ, એટે કટક તણા પુરસાણ;
પ્રસણાં સોણ અહોનસ પાતલ, ખગ સાવરત રહે ખૂમાંણ.
ઊગાં સૂર સમો ઊદાવત, બઢૈ બસૂ છલ બોલ બિરોલ;
અલુ અલ અરી તણૈં ચીતોડા, ચંદ્ર પ્રહાસ રહે નત ચોલ.

ભાવાર્થઃ—હે મહારાણા! તારા નહીં ચુકવાવાળા હાથ દિવસ ઉગતાં જ યુદ્ધભૂમિમાં યુદ્ધ કરવા લાગે છે, અને તારી તલવાર યવનોના લોહીથી રંગાયલી રહે છે. હે મોકલજીના પૌત્ર મહારાણા પ્રતાપસિંહ! મહાયુદ્ધમાં તારૂં ખડ્‌ગ બચી જતા શત્રુઓના શિરપર બહુ વેગથી ચાલવા માંડે છે અને એ જ કારણથી હમ્મેશાં રક્તથી રંગાયલું રહે છે. હે ખુમાણના વંશવાળા પ્રતાપસિંહ, તું પૃથ્વીના માટે નિત્ય યવનોના સૈન્યથી યુદ્ધ કરીને દુષ્ટોના ટુકડા ટુકડા કરી નાંખે છે અને ખળોના રક્તથી તારૂં ખડ્‌ગ સદા લાલ રહે છે. હે ઉદયસિંહના પુત્ર પ્રતાપ! સૂર્યોદયના સમયે જ પૃથ્વીના માટે યુદ્ધ થાય છે અને તારૂં ચન્દ્રપ્રહાસ—ખડ્‌ગ—સદા શત્રુઓના શોણિતથી રક્તવર્ણું રહે છે.

પાતલ જો પતશાહ, બોલૈ મુખ હૂંતાં બયણ;
મિહર પછમ દિશમાંહ, ઊગૈ કાસપ રાવવત;
પટકૂં મૂછાં પાણ, કૈ પટકૂં નિજ તન કરદ;
દિજૈ લિખ દિવાંણ, ઇણ દો મહલી બાત ઇક.

ભાવાર્થઃ—મહારાણો પ્રતાપસિંહ જો પાદશાહને પોતાના મુખથી પાદશાહ કહે તો કશ્યપજીના સંતાન ભગવાન્ સૂર્ય પશ્ચિમ દિશામાં જ ઊગે, અર્થાત્ કે સૂર્યનું કદાપિ પણ પશ્ચિમ દિશામાં ઊગવાપણું નથી તેવી જ રીતે આપ (મહારાણા)નું પાદશાહ કહેવાપણું પણ સર્વદા અસમ્ભવિત જ છે." હે દિવાન! હું આ બે પ્રશ્ન આપને લખી પૂછું છઉં તેનો ઉત્તર આપ લખી મોકલો કે, હું તે મારી મૂછો ઉપર હાથ નાંખું? અર્થાત્ મૂછો ઉપર હાથ ફેરવું કે મારા પોતાના શરીર ઉપર (કરદ) તલવાર નાંખું? અર્થાત્ કે આત્મઘાત કરૂં.

આ પ્રમાણે પત્રમાં મહારાણાની પ્રશંસાત્મક કવિતા, તેમ જ તેમને પોતાના સત્ય સ્વરૂપની ઓળખ કરાવનાર કવિતા લખી પોતાના માણસ સાથે મહારાણા પાસે મોકલાવી આપ્યો.

---

## પૃથિરાજજી સંબંધી કંઈ જાણવાજોગ ઇતિહાસ

[પૃથિરાજજી બિકાનેર મહારાજ રાયસિંહજીના ભાઈ હતા. રાયસિંહજી અને પાદશાહ અકબરનો વિવાહ એક જ દિવસે થવાથી તેમને પાદશાહ સાથે પરણવાનો મિથ્યા અભિમાન થયો, તેથી તેને ખોટો અભિમાન સમજી પૃથિરાજજીએ કહ્યુ કે "આજૂણો દીસૈ ઇસો, રાયૉસિંહ નરેશ; બપુતો સુવરણ ઢૌકિયો, શિર પાગડી ન કેશ." આ પૃથ્વીરાજજી એક સાચા સ્પષ્ટ વક્તા હતા. એઓ ધર્મના પક્ષપાતી હતા, અને મહારાણા પ્રતાપના સાચા ભક્ત હતા. એમણે એમના પિતાના અવસાન સમયે એક ગીત કહ્યુ છે તે તથા તેમણે

ગંગાજીની સ્તુતિમાં ઘણા દોહા કહ્યા છે તે પૈકી બે અત્રે આપ્યા છે. એમના પિતાનું નામ 'કલ્યાણસિંહજી' હતું.

**ગીત**—સુખ રાસ રમન્તા પાસ સહેલી, દાસ ખવાસ મોકળા દામ;
ન લિયા નામ પખૈ નારાયણ, 'કલિયા' ઉઠ ચલિયા બે કામ.
માયા પાસ રહી મુળકન્તી, સજિ સુઁદરી કીધૉ સિણગાર;
બહુ પરિવાર કુટમ ચૌ બાધૌ, હરિ વિણ ગયો જમારો હાર.
હાસ હસંતા રહ્યા ઘોળ હર, સુખમેં રાસત જ્યોં સંસાર;
લાખાં ધણી પ્રયાણે લાંબે, ઝાતાં નહ ભેજિયા જુહાર.
ભાઈબંધ કુટૂંબો હુવ ભેળો, પિડ ન રાખો હેક પુળ;
ચાપરિ કરૈ અંગ સિર ચાઢો, કાઢો કાઢો કહે કુળ.
અસિ પાયગા રહ્યા આફળતા, મદઝર ખળ હળતા મૈમંત;
બહલો ધણી સિગાસણવાળો, પાળો હોય હાલિયો પંથ.
દેહળી લગ મહલી પિણ દૌડી, ફળ સાલગમા બહણ ફિરી;
મડ હટ લાગો કુટુંબ ચોમેળો, કિણિયન સુખ દુખ વાત કરી?
કોમળ અઁગ ન સહતો કલિયાઁ, તાતી ઝળિયાઁ સહૈ તપ;
ઘડી ઘડી કર તડી ધ્રીવિયો, બડી બડી બાળિયો બપ.
કેસર ચંદન ચરચતો કાયા, ભણહણતા ઊપર ભમર;
રજિયો રાખ તણે પૂગરણે, ઘણાં મુસાણા બીચ ઘર.
બાટી સો દાટી ધર ખોદે, સાથ ન ચાલે હેક સિળી;
પવનજ જાય પવન બિચ પૈઠો, મૉટી મૉટી મહિ મિળી.

બળ ચડ બોલિયો પતસાહ બદીતો, મ્ડોવર રૂખ માણ મદીતો;
જો જમવાર લગૈ જસ જીતો, કલો ભલો રજપૂત કહીતો.
પુળિયા દળ પાધર પતસાહી, સિધ નરિયણ સૂઁ બીડો સાહી;
બકિયા બૈણ તિકા નિરબાહી, ગઢ સિમયાણ કલા પિડગાહી.
થટ ગાગરણ તળેટી થાંણો, રાવ અગ્રાજ કરૈ રિસાણોં;
કરડા બચન કહૈ કલિયાંણો, સિર પડિયૉ પલટૈ સુમિયાણોં.
વુટિ છમંછર બરસ તિયાઁળે, વેઢ પડ્યો ધર ખેધ વિચાળે;
ઊદો રાવ દુરઁગ રૂદ્રાળૈ, રાયમલોત દુરઁગ રૂખાળે.
સૂઝા હરા ડાંખિયાં સાબળ, ચાવા બઢે અણખલા નહ ચળ;
દીઠા કાળ રહાવે અરિદળ, ચઢિયા ગઢૉ જૂઝવા ચળ ચળ.
'ભારથસિંહ' જિસા ભૂપાલાઁ, માચિ કલહ ગઢ ઉપર માલૉ;
તૂ કહેતો આવૈ રવતાલાં, કલિયો જૂઝ મુવો કિરમાલાઁ.
જિમ રાવલ દૂદો જૈસાંણૈં, સાતલ સોમ મુવા સુમિયાણેં;
પાટણિ અરજણ જેમ પ્રમાણે, કીધો મરણ તિસો કલિયાંણે.
જુડિ ઘડ કાન્હ મુવો જાલંધર, થાટ વિડાર હમો રણથંભર;
અઁગતે લાજ અણખલા ઉપર, કલિયો જૂઝ મુવો ગજ કહેર.
પાવાગઢ જૂઝાર પતાઈ, સજિ જૈમલ ચિતોડ સવાઈ;
લાખ ભડાં સિર માંડિ લડાઈ, વાધ હરો રહિયો બરદાઈ.

હાથી સિંઘહર ભાણુ હઠાલો, આબુ સદન મુવો અડસાલો;
કૂંભ ગાગરણ મૉઝી કાલો, સમિયે તેમ કલો સુ પખાલો.
અચલ તિલોકસિંઘ રણ આગે, જુડિ ગાગરણ મુવા છલ જાગે;
લાજત કે ભડ અમ્બર લાગે, ખેડ નરેસ બાજિયો આગે.
છલ જૂનેગઢ ભીમ છ છોહે, 'લુદ્રવે' ભીમ મુવો ચઢિ લોહે;
રહિયો ભાણ મૅંડોવર રોહે, સિર સુમિયાણ કલો મૃત સોહે.
ભિઢિ ઘાયલ મોજ મુવો વીકાણે, નહ સે રાવ ચૂંડો નાગાણેં;
બરસલ પરખેં માલ બખાણૈ, કીધો મરણ જિસો કલિયાણેં.
નહ ચલ બાત કલે નિરબાણૈ, ચાવા રાવાઁ બોલ ચઢાવૈ;
રવિ સસિ હર લગ નામ રહાવે, અમર સભા બિચ બૈઠો આવૈ.

**દોહા:**—કાયા લાગ્યો કાટ, સિકલીગર સુધરે નહીં;
નિર્મલ હોય નિરાટ, તબ ભેટ્યાં ભાગીરથી.
પુલિયે મધ પુલિયા, દરશ હુવા અદરસ હુવા;
જડ પૈઠા જલિયા, મંદા કરમ મંદાકિની. (વિવિધ સંગ્રહ)

પ્રથિરાજીજનાં લગ્ન બે વખત થયાં હતાં, એમનાં પ્રથમ રાણીનું નામ 'લાલાદે' હતું. આ રાણી એમના સંબંધથી વિદ્વાન્ કવિ બન્યાં હતાં અને એમની સાથે મહારાણાના સંબંધમાં વિવાદ કરનાર પણ તે જ રાણીજી હતાં. આ લાલાદેનો સ્વર્ગવાસ ભર યુવાનીમાં થયો હતો. આથી પૃથિરાજજીને ભારે શોક ઉત્પન્ન થયો અને જે વખતે એમનું શબ ચિતામાં બળી રહ્યું હતું તે વખતે પ્રથિરાજજીએ આ દોહરો કહ્યો હતો:—

તો રૉંધ્યો નહિં ખાવસ્યાં, રે! બાસદે નિસડ્ડ;
મો દેખત તું બાલિયા, લાલરહંદા હડ્ડ.

અર્થાત, હે આગ! હું હવેથી તારાથી રધાયલો કોઈ પદાર્થ નહીં ખાઉં, કારણ કે તેં મારા દેખતાં જ લાલાદેને બાળી નાંખી અને એનાં હાડકાં જ બાકી રહ્યાં.

કહેવામાં આવે છે કે તે દિવસથી તેઓ આગથી રાંધવામાં આવેલો કોઈ પદાર્થ જમતા નહોતા, જ્યારે તેઓ બહુ દુર્બળ બની ગયા, ત્યારે લોકોએ એમને સમજાવીને જેસલમેરના રાવ લહરરાજજીની પુત્રી "ચમ્પાદે" સાથે તેમનું લગ્ન કરાવ્યું. ચમ્પાદે લાલાદે કરતાં પણ રૂપગુણમાં વિશેષ હતી, ઉપરાંત પતિની પ્રીતિપાત્ર બની હતી. વળી પતિના સસર્ગથી તે પણ કવિતા બનાવતાં શીખી હતી. એક દિવસ પૃથ્વીરાજજી વાળોમાં કાંસકો ફેરવી રહ્યા હતા તે વખતે તેમણે દાઢીમાંથી એક સફેદ વાળ લઈ ફેંકી દીધો. આ વખતે ચમ્પાદે પાછળ ઉભી હતી, તેણે મોં ફેરવ્યું અને હસવા લાગી. પૃથિરાજે દર્પણમાં તેની છાયા અને હસવું જોઈ લજ્જિત થઈ કહ્યું કે;

પીથલ ધોલા આવિયાઁ, બહુલી લાગી ખોડ;
મરવણ મત્ત ગયંદ જ્યાઁ, ઊભી મુખ મરોડ.
(પીથલ પલી ટમુક્કિયાં, બહુલી લગ ગઈ ખોડ;
પૂરે જોબન પદમણી, ઊભી મૅંહ મરોડ.

પીથલ પલી ટમુકિયાં, બહુલી લાગી ખોડ;
સ્વામીની હોંસા કરે, તાલી દૈ મુખ મોડ.)

ચમ્પાદેને લાગ્યું કે પતિને માઠું લાગ્યું છે, તેથી તેના મનનું સાંત્વન કરવા સારૂ તેણે કહ્યું કેઃ-

પ્યારી કહે પીથલ સુણો, ધોળાઁ દિસ મત જોય;
નરાઁ, નાહરાઁ, ડિગમરાઁ, પાકાઁહી રસ હોય.
ખેડ જ પક્કાં ધોરિયાઁ, પંથ જ ગઉઘાઁ પાવ;
નરાઁ તુરંગાં બનફળાં, પક્કાં પક્કાં સાવ.
(કવિતા-કૌમુદી ઉપરથી)]

## પ્રકરણ તેરમું

### મહારાણાનો દૃઢ વિચાર

રજપૂત કહેવો એહને, કુળ ધર્મની રક્ષા કરે;
પ્રેમે સમર્પણ પ્રાણ કરતાં, પગ ન પાછો જે ધરે.
પાળે પ્રતિજ્ઞા પ્રેમથી, વિચાર વિણ કરતો કદિ;
દૃઢ નિયમ રાખે નેહથી, યમ આવે જો સામો કદિ.
નામ રજપૂત જેહનું, રજપૂત માનો નાં કદિ;
કામનાં રજપૂતનાં, રજપૂત છે નહીં તે કદિ.

પૃથિરાજજીનો પત્ર લઈ નિકળેલો માણસ કેટલાક દિવસે જંગલે જંગલ અને પર્વતે પર્વત રખડી રઝળી, કેટલીક હેરાનગતી ભોગવી મહારાણાની પર્ણકુટીએ આવી પહોંચ્યો. તેણે આવીને વિવેકયુક્ત નમન કરી મહારાણાને પોતાના માલિકનો પત્ર આપ્યો. મહારાણાએ આદ્યંત પત્ર વાંચ્યો. હવે તો કહેવું જ શું? મહારાણાનાં રૂંવાડે રૂંવાડાં ક્રોધથી ફરફરી ઉઠ્યાં, તેમના ઓષ્ઠો ફરફરવા લાગ્યા. તેમના નેત્રો ક્રોધથી રક્તવર્ણાં બની ગયાં અને જાણે હમણાં જ તેમાંથી અગ્નિ ઉત્પન્ન થશે એમ ભાસ થવા લાગ્યો. અને થોડી વારમાં તો તે અગ્નિએ પોતાનું સ્વરૂપ બદલી પાણીનું સ્વરૂપ ધારણ કર્યું. એટલે મહારાણાનાં નેત્રોમાંથી ક્રોધનાં અશ્રુઓનું વહન થવા લાગ્યું. તેઓ પોતાના મૂળ સ્વરૂપને ઓળખી ગયા, એમના મગજમાં પોતાની પ્રતિજ્ઞા સંબંધી વિચારો થવા લાગ્યા. તેઓ મન સાથે વિચાર કરવા લાગ્યા કે, "અરે! મને આ શું સૂઝયું કે જેથી મેં મારા હસ્તાક્ષરથી સંધિ સારૂ પત્ર લખ્યો? શું તે વખતે મારૂં મગજ ફરી ગયું હતું કે સ્થિર હતું? શું રાજ ગુમાવ્યું તેનું ફળ આ હતું? શું જંગલે જંગલ રખડવાનું ફળ આ હતું? શું જંગલમાં ભૂખે મરી દિવસો વ્યતીત કરવાનું આજ પરિણામ હતું? શું માતૃભૂમિની સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાની પ્રતિ

જ્ઞાને તિલાંજલી આપવા સારૂ હું તયાર થયો? શું મારા કુળની મર્યાદા અને ક્ષત્રિ નામનું આ સંધિથી હું રક્ષણ કરી શકવાનો હતો? શું આ સમયમાં પણ મારૂં ચિત્ત ઠેકાણે લાવવાનો ઉપદેશ કરનાર પૃથિરાજજી સમાન ક્ષત્રિયોનું અસ્તિત્વ છે? જ્યારે મારવાડ, આમેર વિગેરે મોટાં મોટાં રાજ્યોના રાજ્યકર્તાઓ યવનોની ગુલામી સ્વીકારી બેઠા છે તેવા સમયમાં પણ આ ભારત ભૂમિ ઉપર પ્રથિરાજજી સમાન શુદ્ધ ક્ષત્રિયોનું અસ્તિત્વ તે શું ઓછા આનંદની વાત છે?" મહારાણો તો આ વિચારોમાં, આવનાર માણસ પાસે છે કે કંઈ ચાલ્યો ગયો છે તેના ભાનમાં પણ રહ્યા નહીં. છેવટે આવનાર દૂતે તેમને પ્રશ્ન કર્યો કે "અન્નદાતાર, મને શું આજ્ઞા છે?" આ પ્રશ્નથી રાણાજીના વિચારો તેમને છોડી ગયા, એમણે આવનાર દૂતને પ્રશ્ન કર્યો કે "પૃથિરાજજી ખુશી આનંદમાં તો છે ને?" દૂતે ઉત્તર આપ્યો "અન્નદાતાર, આપની કૃપાથી તેઓ આનંદમાં જ છે અને હમ્મેશાં માત્ર આપની જ ચિંતા કરતા રહે છે. બાદશાહના દરબારમાં પણ તેઓ તો સર્વદા આપની જ પ્રશંસા કરી આપની બહાદુરીનું વર્ણન કરે છે. અને તેથી જ જ્યારે મહારાણાશ્રીનો પત્ર પાદશાહના હાથમાં આવ્યો એટલે તેણે તેમને જ વાંચવા આપ્યો. પત્ર વાંચીને તેમને બહુજ ચિંતા થઈ, પરન્તુ પાદશાહને તેમણે તે પત્ર આપનો નથી એમ જણાવ્યું. પાદશાહે તેમને તે સંબંધી ખાત્રી કરવા ફરમાવવાથી આ પત્ર સાથે મને શ્રીજીની હજુરમાં મોકલ્યો છે. માટે આપ કૃપા કરી મને આ પત્રનો ઉત્તર લખી આપો." મહારાણાએ તુરત જ કાગળના ટૂકડા ઉપર ઉત્તર લખ્યો કેઃ-

તુરક કહાસી મુખ પતો, ઇણ તનસું ઇકલિંગ;
ઉગૈ જાંહી ઉગસી, પ્રાચી બીજ પતંગ.
ખુસી હુંત પીથલ કમધ, પટકો મૂછાં પાણ;
પછટણ હૈ જે તૈ પત્તો, કમલ સિર કેવાણ.
સાંગ મુડ સહ સીસકો, સમજસ જહર સવાદ;
ભડ પીથલ જીતો ભલાં, વૈણ તુરકસુ વાદ.

**ભાવાર્થઃ**-ભગવાન્ 'એકલિંગજી'ના સોગન લઇને હું જણાવું છું કે, આ શરીર છે ત્યાં સુધી પ્રતાપના મોઢેથી તો પાદશાહ તુર્ક જ કહેવાશે અને ભગવાન્ સૂર્યનો ઉદય તો જ્યાં થાય છે ત્યાં જ પૂર્વ દિશામાં જ થશે. હે વીર પ્રથિરાજ! આપ ખુશી થઇને આપની મૂછો ઉપર હાથ ફેરવો અર્થાત્ કે નિઃશંક રીતે આપના માનનું રક્ષણ કરો, જ્યાં સુધી પ્રતાપસિંહ છે ત્યાં સુધી કેવાણ-કૃપાણ-ખડ્ગને જ યવનોના શિરપર જાણો. પ્રતાપસિંહ પોતાના શિર ઉપર ભાલો સહન

કરશે, પરન્તુ પોતાના સમોવડીયા બરોબરીયાના જસને વિષ સમાન માનશે. માટે હે વીર પ્રથિરાજ આપ તુરકોથી જ વચનોના વિવાદમાં વિજય પ્રાપ્ત કરો.

હવે તો મહારાણાના સંધિના વિચારો, જેમ બકરીનાં ટોળામાં ઉછરેલું વાઘનું બચ્ચું પોતાના સ્વરૂપને ઓળખ્યા બાદ પોતાની જાતિનાં કામો કરવા ઉદ્યુકત બને છે તેમ ગુમ થયા અને પુનઃ તેઓ યવનોની શોધ કરી કરીને તેમનો નાશ કરવા લાગ્યા. તેમને વારંવાર પોતાના સંધિપત્ર સારૂ પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેઓ વારંવાર વિચાર કરવા લાગ્યા કે, "મને મારા મૂળ સ્વરૂપનું ભાન કરાવનાર પ્રથિરાજજીનું જો અત્યારે અસ્તિત્વ ન હત, જો તેઓ મારૂં ચિત્ત ઠેકાણે ન લાવત તો, આટલાં આટલાં કષ્ટો ભોગવવા છતાં પણ હું મારા કુળની મર્યાદા ઉપર પાણી ફેરવત!! ધન્ય છે વીરવર પ્રથિરાજજીને કે જે સમયમાં સમગ્ર રાજપૂતો પોતાના વંશની મર્યાદાને તિલાંજલી આપી, યવનોના ગુલામો બની બેઠા છે તે જ સમયમાં તેઓ પાદશાહના તાબામાં હોવા છતાં પણ ક્ષત્રિ નામને શોભાવે છે. અરે મને આ કેવી બુદ્ધિ આવી કે જેથી હું સંધિના વિચાર ઉપર આવ્યો. અને તેનું કારણ માત્ર એક નજીવું દશ્ય જ છે. મારી હિમ્મત તે વખતે કેમ મને છોડીને ચાલી ગઈ હશે?" હવે તો તેઓ યવનોને હેરાન કરવા સારૂ પુનઃ કમર કસીને તયાર બન્યા અને વિપત્તિ સામે ધૈર્યથી થયા.

---

## પ્રકરણ ચૌદમું

### પ્રથિરાજ અને ગંગ કવિ

> વૈ મરદાંરી જાત, માણ રખાવે આપણો;  
> નામરદાંરી બાત, કહે કવિ કથતા નહીં.  
> પાતલ રાણા પ્રતાપ, રાખી રજપૂતી પૂરી;  
> સત્ય શપથ કર આપ, કરી મર્યાદ કુળરી અચલ.  
> અકબર શમૅદ અથાહ, બૂડંતાં બાથો ભરે,  
> પાયો પૂરણ થાહ, પીથલ નાત્ર પ્રગટ મળે.

---

મહારાણાનો ઉત્તર લઈ નિકળેલો દૂત કેટલાક વખતે રખડતો રઝળતો પ્રથિરાજજીને આવી મળ્યો. તેણે મહારાણાએ લખી આપેલો ઉત્તર તેમને આપ્યો. જે વાંચવાથી પ્રથિરાજજીને અતિ આનંદ થયો. તેમનાં નેત્રોમાંથી અશ્રુઓ વહ્યાં, તેમનાં ઓષ્ઠો ફરક્યાં. તેઓ દરબારમાં જવાની ઊતાવળથી તૈયારી કરવા લાગ્યા. કારણ કે તેમણે પાદશાહ આગળ

કહેલી હકીકત સત્ય નિવડી હતી તેથી તેમને આનંદનો પાર નહોતો. પાદશાહનો દરબાર બરાબર ભરાયો છે. સીતેર ખાન અને બહોતર ઉમરાવો, મેહેતા, મુત્સદ્દીઓ, પટવારીઓ વિગેરે પોતપોતાનાં નિયત સ્થાનો ઉપર બેસી ગયા છે. પાદશાહ આવ્યો. તેણે પોતાના સિંહાસનને શોભાવ્યું. દરબારી કામકાજની શરૂઆત કરી પૂર્ણ કરવામાં આવ્યાં, અને તે કાર્યો અટોપાયા બાદ પાદશાહે વીર પ્રથિરાજજીને પ્રશ્ન કર્યો "કેમ પ્રથિરાજ, તમોએ રાણાને પત્ર લખ્યો હતો તેનો કંઈ ઉત્તર છે કે?" પ્રથિરાજજીએ આનંદ સાથે ઉત્તર આપ્યો કે "ખુદાવિંદ, મહારાણાનો ઉત્તર આવી ગયો છે અને તેમાં તેઓ પોતાના વિચારોથી કદાપિ પણ ચ્યુત થયા હોય એમ દેખાતું નથી. એટલે સંધિનો પત્ર તેમનો નથી જ."

પ્રથિરાજજીના ઉત્તરથી પાદશાહ ઝાંખો પડી ગયો, તેની મુખાકૃતિ ઉપર શ્યામતા છવાઈ ગઈ. કારણ કે તેના મનમાં તો એમ જ હતું કે પ્રથિરાજ જરૂર પોતાના પ્રયાસમાં નિષ્ફળ નિવડશે. તેને એમ ચોક્કસ ભરોસો હતો કે મારા પ્રબળ સૈન્યથી હેરાન થઈને જ રાણાએ સંધિની પ્રાર્થના કરી છે. પછી પ્રથિરાજ ચહાય તેવો કાગળ લખે તો પણ તેમાં તે ફાવી શકવાનો નથી. પરન્તુ આ તો ઉલટ પરિણામ આવ્યું. પ્રથિરાજજીએ દરબારમાં મહારાણાના દોહા પાદશાહને વાંચી બતાવ્યા. જે સાંભળી પાદશાહે પણ મહારાણાની દૃઢ પ્રતિજ્ઞા બાબત તેની પ્રશંસા કરી.

આ વખતે દરબારમાં નવ્વાબ ખાનખાના હાજર હતા. તેમણે પણ પાદશાહને જણાવ્યું કે "ખુદાવિંદ, પ્રતાપસિંહ અન્ય રાજપૂતો સમાન રાજપૂત નથી. તે સાચો ક્ષત્રિય છે અને અન્ય ક્ષત્રિયો તો માત્ર નામના જ ક્ષત્રિયો છે. એના સમાન મરદને વધુ સતાવવામાં સાર નથી. વીર પ્રથિરાજજી દરબારમાં મહારાણા સારૂ હમ્મેશાં જે વિચારો જણાવે છે તેમાં એક અક્ષર પણ અસત્ય નથી. તે રાણાએ ક્ષત્રિયોનાં બિર્દને એકલાને જ ધારણ કર્યાં છે. તેના શિર ઉપર જ સમસ્ત ભારતવર્ષના હિન્દુઓના ધર્મનું રક્ષણ કરવાનો બોજો તેણે ધારણ કર્યો છે. પછી આપ તેને ચહાય તેવી રીતે હેરાનગતિમાં મૂકો તો પણ તે શી રીતે સંધિ કરે?* ખુદાવિંદ, તેણે રાજ ગુમાવ્યું,

* **કવિત**—કોલ ખાનખાનાકે પ્રતાપસિંહ રાના પર;
બાના હિંદવાનાકો સુહાના તો ગયારીતૈં.
દાહકે કરન પાતસાહકે ઉરાહને પૈ;
ચાહકે મરન રન રાહકે જ્યારી તૈં.

ત્યારે સંધિ કરવાનો વિચાર ન કર્યો, જંગલે જંગલ ભૂખે મરી રખડતાં છતાં પણ સંધિનો વિચાર ન કર્યો, તે જ રાણો જે સમયમાં તે ક્યાં રહે છે તેની આપણને માલુમ સરખી નથી. આપણે તેને કંઈ ઉપદ્રવ કરી શકતા નથી તેવા સમયમાં સામા પગલે આપણી સાથે સંધિ માગવા પ્રાર્થના કરે તે શી રીતે માની શકાય તેમ હતું? આ તો બધો તેના કોઈ દુશ્મનનો પ્રપંચ હોવો જોઇએ." વળી નવાબે પાદશાહના રાજકવિ સુપ્રસિદ્ધ કવિવર ગંગજીને પ્રશ્ન કર્યો કે "કેમ કવિરાજ, આપનો શું અભિપ્રાય છે?" કવિરાજે જણાવ્યું કે "મારો અભિપ્રાય પણ એવો જ છે સાંભળો"

છપ્પય:-'ગુજ્જરેસ' ગંભીર, નીર નીરજ નિઝિયો;
અતિ અથાહ 'દાઉદ' બુંદ બુદન ઉબ્બરિયો.
ઘામ ઘૂટ 'રઘુરાય, જામ' જલધર લિન્હવ;
હિન્દુ–તુરક–તલાવ, કો ન કર્દમ બસ કિન્હવ.
કવિ ગંગ' અકબ્બર અક્ક ભન, નૃપ નિપાન સબ બસ કરિય;
રાના પ્રતાપ રયનાક મઝ, છિન ડુબ્બત છિન ઉચ્છરિય.

**ભાવાર્થ:**–ગુજરાતના પતિનું અતિ ઊંડુ જલ અર્થાત્ પરાક્રમરૂપી જલ હતું તેને કહાડીને ખાલી કરી નાંખ્યું, અને એ જ રીતે દાઉદખાનમાં પણ જેનો પાર પામી શકાય નહીં તેવું જલ હતું અને ટીપાં ટીપાં કરીને રહેવા ન દીધું. વળી ઘામ એટલે તાપના પ્રાબલ્યથી જામ દેશના–જલધર–મેઘરૂપી રાજા રઘુરાયનું પણ જલ હરી લીધું. અને હિન્દુ કિંવા મુસલમાનોનું કયું તલાવ રહ્યું છે કે જેના પરાક્રમ-રૂપી જલ ખેંચી લઇને અને કર્દમમય બનાવ્યું ન હોય. વળી અન્ય રાજાઓરૂપી જે તલાવડાં હતાં તેમને સર્વથી સુકાવી નાંખ્યાં. કવિ ગંગ કહે છે કે અકબરરૂપી–અક્ક, અર્ક–સૂર્યે સર્વ રાજા મહારાજાઓને એમના પરાક્રમ જળને સોષીસોષીને વશ કરી લીધા, પરન્તુ મહારાણા પ્રતાપસિંહરૂપી–રયનાક–રત્નાકર સમુદ્રમાં તે ઘડીમાં ડૂબી જાય છે અને ઘડીમાં ઉપર આવે છે અર્થાત્ કે મહારાણા પ્રતાપસિંહના પ્રતાપરૂપી જલને તે સોષી શકતો તો નથી, પરન્તુ ઉલટ તે જ ગોથાં ખાતો ખાતો બચી શકે છે.

મારો અભિપ્રાય પણ એ જ છે કે મહારાણો પ્રતાપ હાલના સંજોગો વચ્ચે સંધિ કરવા સારૂ પ્રાર્થના કરે તે બિલકુલ ન માની

---

પાતિ દૈકૈં સુચ્છન કૃપાન પુનિ પાનિ દૈકૈં;
પાનલૌં ઉડાવૈં મ્લેચ્છ બીરના બચારી તૈં.
સૂરનકે હાકે હોત કૂરનકે સાકે હોત;
કૂરન હલાકે હોત તૂરન તયારી તૈં.

શકાય તેવી વાત છે. તે સાચો ક્ષત્રિય છે. અન્ય ક્ષત્રિયોની માફક તે નામધારી ક્ષત્રિય નથી કે જેથી નમી પાસું આપી પ્રાર્થના કરે. એણે અત્યાર સુધી પોતાની પ્રતિજ્ઞા દ્રઢ રીતે પાળી છે. તેણે ક્ષત્રિય નામને અને મહારાણા બાપ્પાના વંશને તેમ જ પોતાના પૂર્વજોનાં નામોને દિપાવ્યાં છે એટલે તેને હલકો પાડવા તેના કોઈ પ્રતિસ્પર્ધિનો આ સંધિની પ્રાર્થનાનો ખોટો પ્રપંચ છે એમ મારૂં પણ માનવું છે."

મહારાણાના પત્રથી અને પોતાના દરબારના સભાસદોના વિચારોથી પાદશાહને પણ મહારાણાના સંધિપત્ર બાબત ચોક્કસ શંકા જ થઈ. તેથી તેણે સંધિના વિચારો માંડી વાળ્યા અને તે વાત ઉપર ઢાંકપિછોડો કરવામાં આવ્યો.

---

[ કવિ ગંગને નિચેના છપ્પય ઉપર નવાબ ખાનખાના ઉર્ફે અબ્દુલ રહીમ ખાને રૂપિયા છત્રીસ લાખ આપ્યા હતા.

**છપ્પય:**–ચકિત ભવર રહિ ગયો, ગૅવન નહ કરત કમલ બન;
અહિ ફ્નિ મનિ નહ લેત, તેજ નહ બહત પવન ધન
હંસ માનસર તજ્યો, ચક્ર ચક્રી ન મિલૈ અતિ;
બહુ સુંદરિ પદમિની, પુરૂષ ન ચહૈ ન કરૈ રતિ.
ખલ ભષિત શેષ કાવ ગંગ ભન, અમિત તેજ રવિ રથ ખસ્યો;
ખાનાનખાન બૈરમ સુવન, જદિન ક્રોધ કરિ તૅગ કસ્યો.

કવિરાજ ગંગજીનું નવ્વાબ ખાનખાના બહુ સારૂં માન રાખી સત્કાર કરતા હતા અને કવિરાજે પણ નવ્વાબજીનાં બહુ કાવ્યો કહ્યાં છે. તેના કેટલાક નમુના આ નીચે આપ્યા છે.

**કવિતા:**–

નવલ નવાબ ખાનખાના ભૂ તિહારે ત્રાસ, ભાગે દેશપતિ ધુનિ સુનત નિસાનકી;
ગંગ કહે તિનહૂકી રાની રજધાની છોડ, ફિરે બિલલાની સુધ ભૂલિ ખાન પાનકી.
તે ઊમિલિ કરિન, હરિન, મૃગ, બાનરન, તિન હૂતેં બલી ભઈ રચ્છાતિન પ્રાનકી;
સચી જાની કરિન ભવાની જાની કેહરિન, મૃગન કલાનિધિ કપિન જાનિ જાનકી.
પ્રબલ પ્રચણ્ડ બલી બૈરમકે ખાનખાના, તેરી ધાક દીપન દિસાન દહ દહકી;
કહૈ કવિ ગંગ તહાં ભારી સૂર વીરનકે, ઉપડિ અખંડ દંડ પ્રલૈ પૌન લહકી,
મચ્યો ધમસાન તહાં તોપ તીર બાન ચલે, મંડિ બળવાન કિરવાન કોપી ગહકી;
રૂંડ કાટી મુંડ કાટી જોસન જિરહ કાટી, નીમા જમાજીન કાટી જિમી આની ઠહકી.
ઝુકત કૃપાન મયદાન જયોં ઉદોત ભાન, એકનતેં એક મનો સુખમા જરદકી;
કહે કવિ ગંગ તેરી બલકી બયારિ લગે, ફૂટી ગજ ઘટા ઘન ઘટા જ્યોં સરદકી,
એ તે માન સોનિતકી નદિયાં ઉપડિ ચલી, રહી ન નિસાની કહૂં મહિમેં ગરદકી;
ગૌરી ગહ્યો ગિરિપતિ ગનપતિ ગહ્યો ગૌરી, ગૌરી પતિ ગહ્યો પૂંછલપકિ બરદકી.
રાજે ભાજે રાજ છોડિ રનછોડિ રજપૂત, રૌત છોડિ રાઉત રનાઈ છોડિ રાનાજૂ;
કહે કવિ ગંગ હૂલ સમુદકે ચહૂઁ કૂલ, કિયો ન કરૈ કબૂલ તિય ખસમાનાજૂ.

પાશ્ચિમ પૂરતગાલ કાશ્મીર અવતાલ, ખખ્ખરકો દેશ બાઢયો ભકખર ભગાનાનૂ;
રૂમ, સામ, લોમ, સોમ, બલક, બદ્દાશાન, બૈલકૈલ ખુરાસાન ખીઝે ખાનખાનાનૂ.

શાહાનશાહ જહાંગીરની પ્રશંસામાં તેમણે કહ્યું છે કે:

**છપ્પય:**–દલહિ ચલત હલ હલત,ભૂમિ થલ થલ જિમિ ચલદલ;
પલ પલ ખલ ખલભલન, બિકલ બાલા કર કુલ કલ.
જબ પટહધ્વનિ ગ્રુદ્ધ, ધું ધું ધુંધ્ધુબ ધુંધ્ધુબ હુવ;
અરર અરર કુટિ દરકિ, ગિરત ઘસમસનિ ધ્રુન ધ્રુવ.
ભનિ ગંગ પ્રબલ મહિ ચલત દલ,જહંગીર શાહ તુવ ભાર તલ;
ફું ફું ફનિન્દ ફન ફંકરત, સહસ ગાલ ઉગિલત ગરલ.

આ શિવાય કવિરાજે નીતિ વિષયક તેમ જ શૃંગારિ વિગેરે પણ બહુ જ કાવ્યો બનાવ્યાં છે. જે આ વાર્તામાં પ્રસિદ્ધ કરવાનો અવકાશ નથી. અમારા 'બ્રહ્મભટ્ટ કાવ્ય સંગ્રહ'માં એનો સંગ્રહ છે. અને જો તે ગ્રન્થ પ્રસિદ્ધ કરવાનો પ્રસંગ સદ્ભાગ્યે અમને પ્રાપ્ત થશે તો વિદ્વાન્ વાચક સમક્ષ તે રજુ કરવા શક્તિમાન્ બની શકીશું.]

## પ્રકરણ પંદરમું

### નવ્વાબ ખાનખાનાનો મહારાણાને મદદ કરવાનો વિચાર

સાચો હીરો જેહ, તે ન કદિ પાછો પડે;
ગ્રાહક તેના કહે, સાચા સોદાગર જડે.

પૃથિરાજજીનો પત્ર લઇને મહારાણા પાસે જે માણસ ગયો હતો તેને નવ્વાબ ખાનખાનાએ બોલાવ્યો અને મહારાણાની સ્થિતિ સંબંધમાં પૂછપરછ કરી. પેલા માણસે પોતાનાં નેત્રોમાં અશ્રુઓના વહન સાથે તેણે જે સ્થિતિ મહારાણાની જોઈ હતી તે સ્થિતિનું યથાર્થ વર્ણન કરવા માંડ્યું. તેણે જણાવ્યું, "નવ્વાબ સાહેબ, મહારાણાની દશાનું વર્ણન કરતાં મારૂં મન ધીરજ ધરી શકતું નથી. મારૂં હૃદય ફાટી જાય છે, સમગ્ર મેવાડવાસી જેના નામ ઉપર પ્રાણ નિસાર કરતા હતા, તે મહારાણાને પ્રથમ તો હું ઓળખી શકયો જ નહીં, કારણ કે, તેમનું શરીર બહુ કૃશ થઈ ગયું છે, તેમને પરિધાન કરવા સારૂ પૂરતાં કપડાં નથી, પેટ ભરવા સારૂ સૂકું અન્ન પણ વાપતસર મળતું નથી. કોઈ કોઈ વખત તો અનાજ તો શું પણ ફળ ફૂલ પણ મળી આવતાં નથી અને તેથી તે તથા તેમનું સમગ્ર કુટુંબ લાંઘણો કરીને દિવસ વિતાડે છે. હઝુર! જે મહારાણાનાં બાળકો રાજભુવનમાં, રાજ-કુટુંબમાં જન્મ લેનાર છે તેમને લાંઘણો ખેંચવી પડે છે તે કેટલા બધા દુઃખની વાત છે. મહારાણાને જોઇને તો તેમને પ્રથમ જોનાર કોઈ

પણ માણસ ભાગ્યે જ ઓળખી શકે કારણ કે અત્યારે તો તેઓ જંગલી ભિલ્લોના ભેળા એક ભિલ્લ સમાન જ છે. અને આવી વિપરિત દશામાં પણ તેઓ તેમનું ધૈર્ય છોડતા નથી. અત્યારે કયો ક્ષત્રી એના એક રૂંવાડા સમાન પણ ધીરજ ધારી શકે છે? અત્યારે તો પાદશાહ અને તેના અમલદારોની મહેરબાની ઉપર માત્ર એક પાળેલા શ્વાન સમાન સુખ ભોગવનાર ક્ષત્રિયો જ છે તેમને પોતાના પૂર્વજોનાં નામ અને કૃત્યોનો કંઈ પણ ખ્યાલ સરખોય નથી. અરે! આપ વિચાર કરો કે ક્ષત્રિયોએ તો એટલા સુધી પોતાની કુળની મર્યાદા ઉપર ગજબ ગુજાર્યો છે કે તેઓ પોતાની પુત્રીઓ પણ પાદશાહ અને બીજા યવનોને આપતાં અચકાયા નથી. તેવા કઠિન સમયમાં પણ પોતાના કુળની મર્યાદા સારૂ જંગલે જંગલ રખડવું તે શું એક સાધારણ મનુષ્યનું કામ છે? હજુર! હું તો મહારાણા પ્રતાપને મનુષ્ય નહીં પણ કોઈ દેવનો અવતાર હોવાનું માનું છું." આટલું વર્ણન કર્યા પછી તે માણસ શાન્ત રહ્યો.

નવાબ ખાનખાના એક નીતિજ્ઞ પુરુષ હોવા ઉપરાંત વિદ્વાન્ કવિ હતા. વળી તેઓ રાણાની સત્ય પ્રતિજ્ઞાથી તેને બહુ જ ચાહતા હતા. એટલે તેમનાં નેત્રોમાં પણ મહારાણાનું વર્ણન સાંભળતાં અસ્ખલિત જળપ્રવાહ ચાલૂ જ હતો. તેમણે કેટલીકવાર પછી પેલા દૂતને રજા આપી અને પોતે કંઇક મોટો વિચાર કરવાના ગુંચવાડામાં પડ્યા. તેઓ વિચાર કરવા લાગ્યા કેઃ—

"શું અત્યારે રાણાને સહાયની જરૂર નથી? અરે! આથી કઠિન પ્રસંગ તેના માટે બીજો કેવો આવશે કે હું તેના ઉપર સહાય કરવાનું બાકી રાખી શકું? મિત્રની પરીક્ષા સંકટના સમયમાં જ કરી શકાય છે અને મારે પણ મારી પરીક્ષા આપવાનો પ્રસંગ પરમાત્માએ વગર ઇચ્છાએ મેળવી આપ્યો છે. જો હું તેને ચૂકું તો હાથ લાગેલો અવસર ગુમાવનાર પાપી નિવડું. સહાય કરવાની જો પાદશાહને માલુમ પડે તો હું પાદશાહતનો વિરોધી રાજદ્રોહી ઠરૂં, માટે સહાય તે બીજી યુક્તિ શોધી કહાડીને પ્રતાપસિંહને મદદ તો જરૂર કરવી." આ પ્રમાણે વિચાર કરી તેમણે યુક્તિ શોધવા માંડી. છેવટ યુક્તિ શોધતાં શોધતાં એઓ એવા વિચાર ઉપર આવ્યા કે "કુટુમ્બનાં માણસોને દેશાટન કરવા સારૂ મોકલવાનો વિચાર જાહેર કરવો અને તેમની સાથે મુસાફરીમાં જરૂર પડશે એમ જણાવી બહુ ધન આપવું અને પ્રતાપસિંહને ખાનગી રીતે લખી જણાવું કે તે તમામ ધન તમારી સહાયાર્થે આવી રીતે મોકલવામાં આવ્યું છે માટે મારા કુટુંબનાં માણસોને લૂટી લઈ ધન તમામ હવાલે કરી લેવું."

તેમણે મહારાણા ઉપર એક પત્ર લખી કહાવ્યો અને તેમાં એ મતલબનું જણાવ્યું કે "મારાં પૂજ્ય માજી અને મારૂં કુટુંબ દેશાટ અર્થે બહાર ફરવા નિકળ્યાં છે. તેમની સાથે મેં પુષ્કળ ધન આપ્યું તે તમામ આપના માટે જ મોકલવામાં આવેલ છે. કારણ કે જો પ્રત્યક્ષ આપને મદદ કરવા સારૂ આગળ આવું તો રાજદ્રોહી ગણા માટે મદદ કરવા સારૂ આ રસ્તો મેં ગ્રહણ કર્યો છે. માટે કોઈ પ પ્રકારના વિચાર વગર જ આપ મારી ભલામણ સ્વીકારી મારા કુ બનાં માણસોને લુટજો." આ કાગળ તેમણે પોતાના ભરોસાવા માણસ સાથે મહારાણા પાસે મોકલાવ્યો, અને પોતાનાં માજી ત કુટુંબનાં અન્ય માણસોને સમજાવી પટાવી દેશાટન કરવા જવા સ તયાર કર્યાં. માજી પોતાની સાથે કેટલાક માણસો સાથે નવાબજી નક્કી કરી આપેલા રસ્તે થઈ મુસાફરીએ નિકળ્યાં. તેઓ નવાબજી આ ભેદને જાણતાં નહીં હોવાથી પોતાને જોવાનાં સ્થળોની રાહ જો લાગ્યાં અને આગળ વધવા લાગ્યાં, ત્યારે નવાબજી માજી લુટાયા સમાચાર મળવાની રાહ જોવા લાગ્યા.

નવાબજીનો પત્ર લઇ આગળથી વિદાય થયલો માણસ કેટલા દિવસે મહારાણાના આશ્રમે આવી પહોંચ્યો અને તેણે નવાબ ખા ખાનાનો પત્ર તેમના હવાલે કર્યો. રાણાએ તે પત્ર વાંચ્યો તેમને અ આનંદ થયો. તેમનાં નેત્રોમાં પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. તેઓ વિચ કરવા લાગ્યા કે "શું નવાબ ખાનખાના સમાન નીતિજ્ઞ પુરુ અદ્યાપ પણ ભારત વર્ષમાં છે? શું એક મુસલમાન છતાં પણ આ રીતની યુક્તિ કરીને પણ મને સહાય કરનાર હજુ છે? જરૂર હ પણ સર્વેશ્વર મારાથી પ્રતિકૂળ નથી. જો પ્રતિકૂળ હોય તો નવાબ મને મદદ કરવા શાના પ્રેરાય? પરન્તુ મારે આ તેમની મદદ સ્વીક રવી ખરી કે? શું હું નવાબજીનાં માતુશ્રીને લૂટું? નવાબજી માતુશ્રી તે મારાં પણ માતુશ્રી જ માની શકાય, પછી હું તેમને ક રીતે લૂટું અને છતાં પણ જો તેમને હું લૂટું તો વિદ્વાન્ કવિ નવાબજીના યશ સાથે મારા અયશોનું વર્ણન ન કરે કે? જરૂર કરે. માટે હું તેમને લુટીને મારા નામને કલંકિત નહીં કરૂં." આ પ્રમાણે વિચાર કરી તેમણે નવાબજીપર પત્ર લખી આપ્યો કે "વ્હાલ નવાબજી! આપ નીતિને ચાહનાર છો, એટલે આપે મારા સંકટ સમયમાં સહાય કરવા હાથ લંબાવ્યો છે. પરન્તુ આપ વિચાર ક કે આપનાં માજી તે મારાં માજી નહીં કે, જેથી હું તેમને લૂટવાનું ની કાર્ય કરૂં? મારાથી તેમ તો નહીં જ બને. હું માજીનાં દર્શનનો લા

જરૂર લઇશ. પણ લૂટવા સારૂ તો નહીં જ. માત્ર તેમની સેવા અને ચોકી પેહેરાના બંદોબસ્ત સારૂ જ. નવ્વાબજી જ્યાં સુધી અકબરના દરબારમાં આપ અને પ્રથિરાજજી સમાન મારા હિતૈષીઓનું અસ્તિત્વ છે, ત્યાં સુધી સર્વેશ્વર મારાથી પ્રતિકૂળ ન થતાં અનુકૂળ છે એમ હું માનું છું. હું તો અત્યારે એક જંગલી ભિલ્લની અથવા જંગલી જાનવરની સ્થિતિ અકબરના અત્યાચારથી ભોગવી રહ્યો છું. પરંતુ મને ભરોસો છે કે અખિલ બ્રહ્માંડોનો માલિક આપ જેવા હિતૈષિઓના આશીર્વાદથી મારી ટેક નેક રીતે પૂર્ણ કરશે જ. ઇશ્વર આપને સહ કુટુંબ સુખી રાખે એમ જોવા અને જાણવા ઇચ્છું છું. મેં તો પ્રતિજ્ઞા કરી છે કે, જ્યાં સુધી મારી પવિત્ર માતૃભૂમિનો ઉદ્ધાર કરી શકું નહીં ત્યાં સુધી રાજા પણ કહેવડાવવું નહીં અને તે પ્રતિજ્ઞા છોડવી પણ નહીં.

કદિ સૂર્ય ઉગે પશ્ચિમે, શશિ શિતળતા છોડે સહી;<br>
કદિ ક્રોડ ટૂકડા થાય તન, નિજ પ્રતિજ્ઞા પલટૂં નહીં.<br>
આકાશથી અગ્ની ઝરે, પાતાળથી ભાલા સહી;<br>
પૃથ્વી પતાળે જાય પણ, નિજ પ્રતિજ્ઞા પલટૂં નહીં.<br>
નિજ માતૃભૂમિની ધર્મની, મેં ધોંસરી ધારી સહી;<br>
તે ક્રોડ કષ્ટો પેખીને, નિજ પ્રતિજ્ઞા પલટૂં નહીં.

નવ્વાબજી! મારા કુળમાં વખે નિકળવાની ક્યાં નવાઇ છે? ભગવાન્ શ્રીરામચન્દ્રજી પણ જંગલે જંગલ ભટક્યા હતા અને તેમને પણ ભિલ્લોના રાજા ગૂહે જ મદદ કરી હતી. મારે પણ તેવો જ જંગલમાં રખડવાનો પ્રસંગ આવ્યો છે અને મને પણ ભિલ્લોના સરદાર 'દોલીયા'ની મદદ મળી છે. માત્ર તફાવત એટલો જ છે કે તેમને જંગલમાં સતાવનાર કોઇ નહોતું, તેમને કંદ મૂળ હમ્મેશાં જ મળી રહેતાં હતાં અને મારા શિરે અકબર સમાન પ્રબળ શત્રુ સતાવનાર છે અને કોઇ કોઇ વખત તો કંદ મૂળના અભાવે સહકુટુંબ લંઘન કરવું પડે છે. તે બધી ભાગ્યની જ બલિહારી છે. મને ખાત્રી છે કે દુઃખના અંતે સુખ આવે છે અને મને પણ તેમ જ સુખ મળશે જ. આપ આપના નીતિમય અને દયાળુ હૃદયમાં મારાં દુઃખોને સ્થાન ન આપશો. બની શકે તો યોગ્ય સમયે યોગ્ય મદદ કરશો તો બસ છે. આપના અંતઃકરણમાં મારા માટે જે લાગણીઓ ધરાવો છો તેના માટે હું આપનો ઉપકારી છું." આ પત્ર પેલા માણુસને આપી તેને વિદાય કર્યો અને પોતે નવ્વાબજીના કુટુંબની રાહ જોવા લાગ્યા.

કેટલાક દિવસે નવ્વાબ ખાનખાનાનાં માતુશ્રી પોતાના રસાલા સાથે મહારાણાનો જે ડુંગરોમાં મુકામ હતો, તેની પાસેના એક સ્થળે

આવી પહોંચ્યાં અને પોતાના માણસોને સખ્ત રીતે ચોકી કરવાની વરદી આપી રસોઇ પાણીનો બંદોબસ્ત કરાવી પોતે આરામ લેવા લાગ્યા. આ વખત મુસલમાનો માટે જંગલમાં બહુ જ ભયંકર મનાતો હતો. કારણ કે મહારાણો પોતાના ભિલ્લો સાથે દરેક સ્થળે વાવ્યા ઉગતા હતા અને યવનોનો નાશ કરી નિડર રીતે ચાલ્યા જતા હતા, એટલે હથિયારબંધ યવનોને પણ જંગલમાં પોતાના પ્રાણ બચાવવા તે એ વાઘની વચ્ચે બકરીએ પ્રાણ બચાવવા સરખું જ હતું. અને તેથી જ નવ્વાબજીનાં માજીએ પણ ચોકી પેરાનો બંદોબસ્ત સખ્ત રીતે કરાવ્યો હતો.

જ્યારે આ બધો રસાલો આરામ લેવાની તૈયારી કરતો હતો તે વખતે પોતાની સાથે કેટલાક ભિલ્લો લઇને હમ્મેશાં રસાલાની વરસાદની માફક રાહ જોનાર મહારાણો પ્રતાપસિંહ ત્યાં આવી પહોંચ્યા. જ્યારે ભિલ્લોને જોયા એટલે માજીના રસાલામાં ખળભળાટ શરૂ થયો, તેઓ હથિયાર સંભાળવા લાગ્યા. એમના તો બિચારાઓના પ્રાણ પંખેરૂ પીંજરામાંથી પલાયન કરી ગયા, તેમના હાથ પગ ધ્રૂજવા લાગ્યા. તેમને તો સોએ વર્ષ પૂરાં થઇ જવાના અનુભવ થવા લાગ્યા. આ તેમની દયાજનક સ્થિતિ જોઇ તેમને ગભરાતા અટકાવવા સારૂ મહારાણો પોતે જ મોખરે આવ્યા અને રસાલાના માણસોને જણાવ્યું કે "તમો કોઈ ગભરાતા નહીં, હું રાણો પ્રતાપ છું." પ્રતાપનું નામ સાંભળતાં તો થોડા થોડા પણ પ્રાણ તેમના શરીરમાં હતા તે નાસવા લાગ્યા. મહારાણાએ તેમને કહ્યું કે "ભાઇઓ, તમારે ગભરાવાનું કંઇ કારણ નથી. મને નવ્વાબજી તરફથી માજીના આવવાના સમાચાર છે અને તેથી હું તેમની ચોકી સારૂ આવ્યો છું. તમો માજીને વરદી આપો કે મારે માજીનાં દર્શન કરવાં છે." જ્યારે મહારાણાના મોઢામાંથી આ મુજબના શબ્દો સાંભળ્યા ત્યારે બિચારા સિપાઇઓના હોંશકોશ ઠેકાણે આવ્યા અને તેમનામાંથી એક મનુષ્ય માજીને વરદી આપવા સારૂ ગયો. તેણે જઇ માજીને વરદી આપી એટલે માજી પોતાના તંબુમાં ચક નાંખી બેઠાં અને વરદી લાવનાર માણસને મહારાણાને લઈ આવવા આજ્ઞા કરી. પેલો માણસ ગયો અને મહારાણાને લઇને માજીના તંબુ આગળ આવ્યો. મહારાણાએ માજીને પ્રણામ કરતાં જણાવ્યું કે "માજી, હું આપનો પુત્ર પ્રતાપ પ્રણામ કરૂં છું. માજી મારો આવી રીતે મલાજો હોય કે ? જેવા નવ્વાબજી છે તેવો હું પણ આપનો જ પુત્ર છું, માટે મારો મલાજો હોઇ શકે નહીં." માજીએ ચક છોડી નંખાવ્યો અને મહારાણાને પૂછ્યું કે "ભાઈ, મેં તો આપને કોઇ વખતે જોયા નથી એટલે શાની ઓળખી શકું ? પરન્તુ

શું ઉદયપુરના પ્રતાપી પ્રતાપ તે આપ પોતે જ છો ? ભાઇ હિન્દુ ધર્મનો સર્વ આધાર અત્યારે આપના ઉપર જ છે. અન્ય ક્ષત્રિયો તો બાયલા સમાન બની બાદશાહને નમી પડ્યા છે, એટલું જ નહીં પણ તે સર્વે પોતાની કન્યાઓ પણ અમને આપવા લાગ્યા છે. માત્ર આપે જ આપનાં માતા, પિતા અને આપની માતૃભૂમિને શોભાવી છે. ઇશ્વર આપના આ સત્કાર્યમાં જરૂર સહાય કરશે. ભાઇ, ધન્ય છે આપને ! રાજ્યસુખની પરવા ન કરતાં એક ભિલ્લની દશા ભોગવીને પણ કુલની મર્યાદા સાચવી રાખવા સારૂ તનતોડ મહેનત કરી રહ્યા છો."

"માજી મને પણ ભરોસો છે કે આપ સમાન વૃદ્ધ અને પૂજ્યોના આશીર્વાદથી મારાં આ દુ:ખોનો પણ અંત આવશે જ. માજી, આપ અહીં જેટલા દિવસ આરામ લેવાનું ઇચ્છતાં હોવ તેટલા દિવસ સુધી આરામ લો. અહિ કોઇ જાતની દહેશત નથી. ચોકી પેરા સારૂ પણ હું મારા ભિલ્લોને જ અહિં રાખીશ. કારણ કે આપની સાથેના સિપાઇઓ બિચારા લાંબી મુસાફરીથી આવે છે એટલે તેઓ પણ થાકી ગયા હશે, માટે ભલે તે બિચારા પણ આરામ લે." માજીએ જણાવ્યું કે "ભાઈ, તમારી દહેશતના કારણે માત્ર આજની રાત્રિ જ અહીં આરામ લેવાનો વિચાર રાખ્યો હતો, પરન્તુ જ્યારે તમો જ અમારૂં રક્ષણ કરવા સામા આવ્યા છો એટલે અમને બીજા કોની દહેશત છે ? હવે તો અમો અહીં બે ચાર દિવસ રોકાઇને પછી જ આગળ વધશું." પછી મહારાણો રજા લઈ ચોકી પેરાનો બંદોબસ્ત કરી પોતાના મુકામે ચાલ્યા ગયા. અને રસાલાના માણસો તથા માજી તેમની પ્રશંસા કરી ઇશ્વરે તેમના ઉપર આ મહાન્ સંકટ નાંખ્યું તે બાબત શોક પ્રદર્શિત કરતાં આંખમાંથી અશ્રુઓ વહેવડાવવા લાગ્યાં.

મહારાણાએ આપેલો પત્ર લઈ પેલો માણસ ખાનખાના પાસે આવ્યો અને તેમને મહારાણાનો પત્ર આપ્યો. તેમણે પત્ર વાંચ્યો અને વિચાર કરવા લાગ્યા કે "ધન્ય પ્રતાપ, તને ધન્ય છે ! તારા સિવાય આવી નેક ટેક કોણ સાચવી શકે ? શું આવા સંકટમાં પણ તેં મારી ભલામણ છતાં માજી પાસેથી ધન નહીં લેવાની ધીરજ રાખી છે ? અરે ! પ્રતાપ તારી ધીરજ આગળ મારી મેહેનત તેં વ્યર્થ કરી. પ્રતાપ, પ્રતાપ, તારી નીતિથી સર્વેશ્વર જરૂર તારી સહાયમાં જ રહેશે." આ પ્રમાણે વિચાર અને પ્રશંસા કરતાં કરતાં તેમનું હૃદય અને નેત્રો ધીરજ રાખી શકયાં નહીં, તેથી અધીરજ તેમના હૃદયમાં ન સમાઈ એટલે નેત્રો વાટે પ્રવાહી સ્વરૂપમાં બહાર આવી. પાસે ઉભેલા પત્ર લઇને આવનાર માણુસની પણ એવી જ દશા થઇ, અને થોડા વખત સુધી આ બન્ને જણની એવી જ દશા રહી.

કેટલીક વારે નવ્વાબે શાન્ત થઇ પેલા માણસને પોતાના કામે લાગવા જણાવ્યું અને પોતે માજીને આવવાની રાહ જોવા લાગ્યા.

અહીં જંગલમાં માજીએ ચાર દિવસ સુધી મહારાણાના આશ્રયમાં આરામ લીધો અને પછી પોતે ત્યાંથી આગળ ચાલ્યાં. મહારાણો કેટલાક દૂર સુધી પોતાના ભિલ્લો સાથે તેમને વળાવવા ગયા અને બહુ આગ્રહ થયાથી કેટલાક ભિલ્લોને તેમને શહેર સુધી પહોંચાડી આવવાનું કહી પોતે પાછા ફર્યા.

માજી મુસાફરી પૂર્ણ કરી કેટલાક સમય બાદ પાછાં ઘર આગળ આવ્યાં. નવ્વાબ ખાનખાનાએ તેમને રાણો મળ્યા હતા કે કેમ તે બાબત પ્રશ્ન પૂછયો. માજીએ જણાવ્યું કે "ભાઇ, પ્રતાપસિંહ મને મળ્યો હતો. તેણે આવીને મને કહ્યું કે 'માજી, જેવા નવાબજી છે તેવો જ હું પણ આપનો પુત્ર જ છું' અને પછી તેણે અમારી ચોકી પેરાનો બહુ સારી રીતે બંદોબસ્ત કર્યો. અમો નિકળ્યાં ત્યારે કેટલાક દૂર સુધી તે અમને વળાવવા સારૂ આવ્યો અને જ્યારે મેં બહુ આગ્રહ કર્યો ત્યારેજ તે પાછો ફર્યો. અને છતાં પણ શહેર સુધી તો તેની સાથેના ભિલ્લોને અમારી સાથે મોકલ્યા. ભાઇ, તે તો પ્રત્યક્ષ નીતિસ્વરૂપ છે, છતાં પાદશાહ તેને શા સારૂ સતાવે છે? આવા માણસને સતાવવો તે તો મહાન્ પાપ કર્યા સમાન છે. ભાઇ, તું કંઇ પાદશાહ સલામતને કહેતો નથી? આવો સારો રાજા, રાજા મટીને રંકની સ્થિતિ ભોગવે છે, છતાં શું પાદશાહને એની દયા નથી આવતી કે? એ તો એની ટેક આખર સુધી પણ નહીં જ છોડે, પછી ભલે તેમાં તેનો પ્રાણ પણ જાય." આટલું કહેતાં કહેતાં માજીનું દયામય હૃદય ધીરજ ન જ ધરી શક્યું, તેઓ રોઇ પડ્યાં. તેમને જોઇને નવાબ પણ રોવા લાગ્યા, અને તેમની સ્થિતિ જોનાર જાણનાર સર્વની પણ એ જ દશા થઈ. નવાબે ધીરજ રાખી માજીને જણાવ્યું કે "માજી, હું બાદશાહને શું કહું? તે તો અત્યારે અનીતિના રસ્તે ચડી હરેક ઉપાયે પ્રતાપસિંહને પાયમાલ કરવા ધારે છે. વળી પ્રતાપસિંહના ભ્રષ્ટ થયલા જ્ઞાતિ ભાઇઓ પણ પોતે ભ્રષ્ટ થયલા હોવાથી હરેક રીતે પણ પ્રતાપને ભ્રષ્ટ કરવા સારૂ પાદશાહને ઉશ્કેર્યા જ કરે છે. અકબરશાહ સમાન નીતિજ્ઞ પાદશાહના મનમાંથી પણ પ્રતાપની વાત સાંભળીને નીતિ નાસી જાય છે. હું તેને શું કહું? માજી, એની નીતિ તો જુઓ કે મેં તો આપને કંઇ દેશાટન સારૂ મોકલ્યાં નહોતાં, પરન્તુ આપની સાથે ધન આપી તેને સહાય કરવા સારૂ મોકલ્યાં હતાં અને એને પણ મેં એવી મતલબનો પત્ર લખ્યો હતો કે 'મેં તમને સહાયાર્થે માજી સાથે બહુ ધન મોકલ્યું

છે, માટે તમો તેને લૂટી લેજો. જો હું પ્રત્યક્ષ રીતે તમને મદદ કરવા બહાર આવું તો રાજદ્રોહી ઠરૂં, તેથી આ ઉપાય શોધ્યો છે.' છતાં તેણે તમને લૂટવાની ના પાડી અને મને જણાવ્યું કે 'શું તમારાં માજી તે મારાં માજી નહીં કે જેથી હું તેમને લૂટું, તેમ તો મારાથી કદાપિ પણ નહીં બને' એણે લૂટવાની વાત તો બાજુએ મૂકી, પરન્તુ ઉલ્ટી તમારી આવી સારી બરદાસ્ત કરી. માજી, સાચો ક્ષત્રિય તો અત્યારે સમગ્ર ભારતવર્ષમાં એકલો પ્રતાપ જ છે. બાકી તો બધાય પોતાની ક્ષત્રિવટને છોડી, પાદશાહના ગુલામો બની કન્યાઓ આપે છે. અરે! ધિક્કાર છે તેવા કુળ દ્રોહીઓને, તેમણે તો યાવત્ ચન્દ્ર સૂર્ય રહેશે ત્યાં સુધી પોતાનાં માતા પિતાને લજવ્યાં છે. તેવા કુળ દ્રોહીઓ ભારત ભૂમિ ઉપર ન હત તો શું ખોટું હતું? એમની દુષ્ટ-તાના પરિણામે જ પ્રતાપને હેરાન થવું પડે છે.'''

આ પ્રમાણે વાતચિત થયા બાદ સહુ કોઇ મહારાણાની પ્રશંસા કરતાં પોતપોતાના કામે લાગી ગયાં.

---

[ નવ્વાબ ખાનખાનાનું નામ અબ્દુલ રહીમખાન હતું, તેમના પિતાનુ નામ બૈરમખાં હતું. તેઓ બહુ દાની હોવાથી આગળ જતાં હાથ તંગીમાં આવી પડ્યો. એ દશામાં એમણે કહ્યું છે કેઃ—

દોહા.—યે રહીમ દર દર ફિરૈં, માંગિ મધુકર ખાહીં;
યારો યારી છોડ દો, વૈ રહીમ અબ નાહીં.

આવી રીતના પોતાના શબ્દો છતાં પણ તેમને યાચકો છોડતા નહોતા, એક વખતે એક યાચકના યાચવાથી તેમણે રીંવાના રાજાને નિચે લખેલો દોહો લખી એક લાખ રૂપિઆ મંગાવી યાચકને આપ્યા હતા.

દોહા—ચિત્રકૂટમેં રમિ રહે, રહિમન અવધ નરેશ;
જાપર વિપદા પરતિ હૈ, સો આવત યહિ દેશ.

મહારાણા અમરસિંહ ઉપર પાદશાહના હુકમથી નવ્વાબ ખાનખાનાએ ચડાઈ કરી, ત્યારે રાણાજીએ તેમને લખી જણાવ્યુ કેઃ—

કમધજ હાડા કૂરમા, મહલાં મૌજ કરંત;
કહજે ખાનાખાનનૈં, બનચર હુવા ફિરંત
ચહુવાણાં દિલ્લી ગઈ, રાઠોડાં કનવજ્જ;
રાણ પયપૈ ખાનનૈ, વો દિન દિસે અજ્જ.

આ દોહાઓ વાંચી ગુણગ્રાહક, નીતિજ્ઞ નવ્વાબજીએ નીચેના દોહામાં જવાબ આપ્યો હતો.

ધર રહસી રહસી ધરમ, ખપ જાસી ખુરસાણ;
અમર વિસંભર ઉપ્પરૈ, રાખ નહચ્ચો રાણ.

નવ્વાબજીએ ઘણા ગ્રન્થો પણ બનાવ્યા છે, પરંતુ તે સઘળાનો અત્યારે પત્તો પડતો નથી. તેમનાં ઇતર કાવ્યોના નમુના અહીં આપ્યા છે.

છપ્પય:—કબહુક ખગ મૃગ મીન, કબહુ મર્કટતનુ ધરિકૈ;
કબહુક સુરનર અસુર, નાગમય આકૃતિ કરિકૈ.
નટવત લખ ચોરાસિ, સ્વૉંગ ધરિ ધરિ મૈં આયો;
હે ત્રિભુવનકે નાથ, રીઝકો કછૂ ન પાયો.
જો હો પ્રસન્ન તો દેહુ અબ, મુક્તિદાન માઁગૂ બિહસ;
જો પૈ ઉદાસ તો કહહુ ઇમ, મન ધરરે નર સાંગ અસ.
સો૦—રહિમ ન મોહિ સુહાય, અમી પિયાવત માન બિન;
જો વિષ દેય બુલાય, પ્રેમ સહિત મરિબો ભલો.
પલહિચલી મુસુકાય, દુતિ રહીમ ઉજિઆત અતિ;
બાતીસી ઉસકાય, માનો દીની દીપકી.
દીપક હિયે છપાય, નવલ વધૂ ઘર લે ચલી;
કર બિહીન પછિતાય, કુચ લખિ નિજ સિસ ધુનૈ.
ગઈ આગિ ઉર લાય, આગિ લેન લોઆઈ તિય;
લાગી નહીં બુઝાય, ભભકિ ભભકિ બરિ બરિ ઉઠૈ.
કલિત લલિત માલા, વા જવાહિર જડા થા;
ચપલ ચખન વાલા, ચાંદનીમેં ખડા થા.
કટિતટ બિચ મેલા, પીત સેલા નવેલા;
અલિ બન અલબેલા, યાર મેરા અકેલા.
અબ રહીમ મુસકિલ પરી, ગાઢે દોઉ કામ;
સાંચેસે તો જગ નહીં, ઝુઠે મિલૈ ન રામ.
રહિમન કોઉ કા કરે, જ્વારી ચોર લબાર;
જો પતિ રાખન હાર હૈ, માખન ચાખન હાર.
રહીમ વિપદા તૂ ભલી, જો થોરે દિન હોય;
હિત અનહિત યા જગતમેં, જાનિપરત સબ કોય.
સાધુ સરાહૈ સાધુતા, જતિ જોખિતા જાન;
રહિમન સાંચે સૂરકો, બૈરિ કરે બખાન.
ભૂપ ગનત લઘુ ગુનિનકો, ગુની ગુનત લઘુ ભૂપ;
રહિમન ગિરિતેં ભૂમિલૌ, લખૌ તૌ એકૈ રૂપ.
છિમા બડેનકો ચાહિયે, છોટેન કો ઉતપાત;
કા રહીમ હરિકો ઘટ્યો, જો ભ્રગુ મારી લાત.

નવાબ ખાનખાના અરબી, ફારસી, તુરકી ઇત્યાદિ યાવની ભાષા ઉપરાંત સંસ્કૃત અને વ્રજ ભાષાના પણ સારા વિદ્વાન્ હોઇ અકબરશાહની આંખની પુતલી સમાન હતા. તેમના સંસ્કૃત શ્લોકનો નમુનો વાચકોના લક્ષ ઉપર આણવા સારૂ આ નીચે આપ્યો છે.

आनीता नटवन्मया तव पुरः श्रीकृष्ण या भूमिका
व्योमाकाशखखाबराब्धिवसवस्त्वत्प्रीतये यावधि ॥
प्रीतिर्यस्य निरीक्षणेहि भगवन्मत्प्रार्थितं देहि मे
नोचेद्ब्रूहि कदापि मानय पुनर्मामीदृशीं भूमिकाम् ॥

જાતિ હતી સખિ ગોહનમેં મન મોહનકો બહુતૈ લલચાનો;
નાગરિ નારિ નઇ બ્રજકી ઉન હૂ નંદલાલ કો રીઝિબો જાનો.
જાતિ ભઈ ફિરિ કે ચિતઇ તબ ભાવ રહીમ યહૈ ઉર આનો;
જ્યોં કમ નૈન દમાનકમેં ફિરિ તીર સોં મારિ લૈ જાત નિસાનો.

જ્યારે આ નવાબજી કાવ્યો બનાવી શકતા હતા ત્યારે તેઓ વિદ્વાનોની મહેનતની પરીક્ષા કરી સારી રીતે સંતોષતા હતા. અત્યારે રાજા નવાબો તે વિષયમાં પૂર્ણ રીતે અજ્ઞાનતા ધરાવતા હોવાથી તેઓ કવિઓથી અવડા રહે છે. વળી એક નાનકડી ઠકરાતના ઠાકોર, જો કે જાણતા કંઇ જ નથી, છતાં પણ કવિ કહેવડાવવાનો મિથ્યા અભિમાન ધારણ કરે છે. અને વળી વિદ્વાનોની કદર કરવામાં અસલ સુમના સરદાર હોવાની ખાત્રી આપે છે; છતાં પણ દાની કહેવડાવવાનો ખોટો દાવો કરે છે, એમ પણ અમારા અનુભવમાં આવ્યું છે. આવા સરદારો મિથ્યા અભિમાન કરતાં શરમાતા પણ નથી. વળી તેઓ ડાકલું વગાડી શકતા હોવાથી તે બાબતનો પણ અભિમાન દર્શાવે છે. અને પોતાના પૂર્વ નૃપતિઓને ચન્દ્ર અને પોતાને સૂર્ય તરિખે ઓળખાવે છે. ધન્ય છે એમની વિદ્વત્તાને !!]

## પ્રકરણ સોળમું

## શિકારમાં નિષ્ફળતા

કોટી ઉપાય કરો કદિ, વિધિ વિપરિત જો હોય;
તે સઘળા નિરર્થક બને, કાર્ય કદિ નાં હોય.
દુ:ખના અંતે સુખ સદા, સુખ અંતે દુ:ખ જાણ;
માટે દેખી દુ:ખને, કદિ તજો નહીં માણ.
એક અને પછી એક, આવે આફત અતિ ઘણી;
પણ જે રાખે ટેક, (તે) માનો સાચો નર મણી.

---

આજે ચોમાસાનો દિવસ છે. સારી રાત્રિ વરસાદ વિજળી અને ગર્જના સાથે વરસ્યા કર્યો છે. મહારાણો સવારમાં જાગ્રત થઇ નિશ્ચિત રીતે બેઠા બેઠા પોતાના ભવિષ્ય ઉપર વિચાર કરી રહ્યા હતા. તેમના મનમાં હજુ પણ પોતાને વિઘ્નોના વાદળાંવાળા કેટલા દિવસો જંગલમાં ભોગવવાના છે તે સંબંધી વિચાર ચાલી રહ્યા હતા.

જ્યારે તેમના મનમાં આ વિચારો ઘોળાતા હતા, ત્યારે મહારાણીના મનમાં આજે ઘરમાં કંઇ પણ ખાવાનું સાધન નહીં હોવાથી બાળકોને શું ખાવા આપવું? તે સંબંધી વિચારો ચાલી રહ્યા હતા. પરન્તુ દુ:ખથી કસાયલાં મહારાણીએ મહારાણાને દુ:ખી નહીં કરવાના વિચારથી તે હકિકત મહારાણાને જણાવી નહીં. આવી રીતે બપોરનો સમય થયો. અન્ય લોકો પોતાનાં પેટ ભરી પોત-

પોતાના કામે લાગી ગયાં, પરન્તુ રાણાજીને તો આજે રાણીજીએ જમવા જવા કહ્યુ નહી, તેથી રાણાજીએ જ પોતે જઇને રાણીજીને પૂછ્યું કે "કેમ, આજે જમવાની કંઇ જોગવાઇ નથી કે શું? કે જેથી હજુ સુધી મને તેના માટે બોલાવ્યો નથી?" રાણીજીએ જણાવ્યું કે "અન્નદાતાર, આજે ઘરમાં કંઇ પણ વસ્તુ નથી કે જે આપને જમવા આપી શકું" રાણાજીએ પૂછ્યું "ત્યારે બિચારાં બાળકોની શું દશા છે?" રાણીજીએ જણાવ્યું "તે બિચારાં પણ ભૂખ્યાં જ બેસી રહ્યાં છે." રાણાજીએ કહ્યું "ત્યારે મને લગાર વહેલી ખબર આપી હત તો જંગલમાંથી કંઇ શિકાર મળત તો લઇ આવત ને?" રાણીજીએ કહ્યું "પરન્તુ મારી જીભ મારા અન્નદાતારને અનેક દુ:ખોમાં આ સમાચાર આપવા ઉપડી શકતી નહોતી અને તેથી જ હું છાની માની બેસી રહી હતી." આટલું કહેતાં કહેતાં તેમનાં નેત્રોમાંથી અશ્રુઓ વહેવા લાગ્યાં. તેમ જ આ વખતે એમ થયું કે અરે રે! મહારાણાને અનેક પ્રકારનાં દુ:ખો ઉપરાંત અમારો નિર્વાહ કરવાનું પણ મહાન્ દુ:ખ છે. રાણીજીનાં નેત્રોમાં નીર જોઇ મહારાણાએ તેમનું સાન્તવન કરતાં જણાવ્યું કે "રાણીજી, તમો એમાં ચિન્તા શા સારૂ કરો છો? ક્ષત્રિયો દુ:ખો સહન કરવા સારૂ જ પૃથ્વી ઉપર જન્મે છે. ક્ષાત્રિયો સારૂ સુખમય રાજ્ય હોય જ નહીં. જેમ જેમ ક્ષત્રિયને વધૂ દુ:ખ પડે છે તેમ તેમ તે વધૂ કસાય છે અને તેની વધૂ સારી પરીક્ષા થઇ શકે છે. શું સાચા ક્ષત્રિય બચ્ચાને મેહેલનાં સુખો ભોગવવાનાં હોય છે? કદાપિ પણ નહીં. તેને તો પોતાના કુળની મર્યાદાનું રક્ષણ કરતાં અનેક પ્રકારનાં સંકટ વેઠવાં પડે છે, અને તો જ તે ક્ષત્રિય તરિખે ઓળખાય પણ છે. પ્રિયે! અત્યારના સમયમાં વિદેશીઓની ગુલામી કરી, તેમની મરજી મુજબ રાજ્ય સુખો ભોગવનાર ક્ષત્રિયો નામના ક્ષત્રિય છે ખરા! પરન્તુ તેઓ સાચા ક્ષત્રિય નથી જ અને માટે જ કહેવામાં આવ્યું છે કે "હોય રજપૂત ત્યાં તો એમ જ હોય! અને ન હોય રજપૂત તેની વાત કહેતા નથી" એટલે તમોએ પણ મારાં દુ:ખોનો કંઇ વિચાર કરવો નહીં. જો દુ:ખોનો વિચાર તમો મારા સારૂ કરો તો તમો ક્યાં મારા કરતાં વધૂ સુખો ભોગવી શકો છો કે મારાં દુ:ખોની તમો ચિતા કરો? જેટલાં દુ:ખો મને છે તેટલાં જ તમને પણ છે, માટે આવી ચિતા મન સાથે કરવી નહીં. હવે મારો કમાનીઓ લાવો જોઉં. હું જંગલમાં તપાસ કરૂં અને કંઇ મળે તો લઇ આવું." રાણીજીએ મહારાણાનો કમાનીઓ અને કેટલાંક તીરો બાણો લાવીને રજુ કર્યાં; જે લઇને મહારાણો જંગલમાં શિકારની શોધ સારૂ નિકળ્યા.

ખરેખર કહેવામાં આવ્યું છે કે "ભાગ્ય ચલે હૈ દુહું ડગ આગે" માણુસના ભાગ્યના પ્રમાણે જ સુખ દુ:ખ અને નફો નુકસાન થયા જ કરે છે અને તેથી મહાત્માશ્રી તુલસીદાસજીએ પણ કહ્યું જ છે કે,

સુનહુ ભરત ભાવી પ્રબળ, બિલખી કહેઉ મુનિ નાથ;
લાભ હાની જીવન મરન, જસ અપયસ વિધિ હાથ.

આટલી વસ્તુઓનો અધિકાર તો વિધિ બ્રહ્માએ પોતાના જ અખત્યારમાં રાખેલો છે. તેમાં મનુષ્યનો કંઇ પણ ઉપાય ચાલી શકતો નથી. જો કદાચ મનુષ્યના અધિકારમાં તે તે વસ્તુઓ રાખી હત તો પછી મનુષ્યમાં અને દેવોમાં કંઇ પણ તફાવત ન જ રહેત. વળી ભાવીમાં નિર્મિત થયલી વસ્તુનો કોઇ પણ કર્મથી નાશ થતો નથી. તે તો અનેક પ્રકારના પ્રયાસો કરતાં પણ થાય છે જ. અને માટે જ રાજર્ષિ ભર્તુહરિએ પણ કહ્યું છે કે:—

मज्जत्वम्भसि यातु मेरुशिखरं शत्रुञ्जयत्याहवे
वाणिज्यं कृषिसेवनादि सकला विद्याः कलाः शिक्षतु ।
आकाशं विपुलं प्रयातु खगवत्कृत्वा प्रयत्नं परं
नाभाव्यं भवतीह भाग्यवशतो भावस्य नाशः कुतः ॥

ભાવાર્થ:—ચહાય તો સમુદ્રમાં ડૂબો, ચહાયતો સુમેરૂ પર્વતના શિખર પર ચઢી જાઓ, ચહાયતો ઘોર સંગ્રામમાં શત્રુઓ ઉપર વિજય મેળવો, ચહાયતો વેપાર કરો, ચહાય તો ખેતી કરો અને ચહાય તો સેવા વિગેરે વિદ્યાઓનો અનેક પ્રકારે ઉપયોગ કરો અને ચહાય તો આકાશમાં પક્ષીની માફક બહુ યત્નપૂર્વક ઉડતા ફરો, પરન્તુ ન બનવાની વસ્તુ બનતી નથી અને કર્મના વશ થઇને જે વસ્તુ બનવાની છે તેને કોઇ ટાળી શકતું નથી.

મહારાણાને પણ અઘાપ દુ:ખો ભોગવવાનાં બાકી હતાં, એમ એમના ભાગ્યમાં લખાયલું હતું, એટલે જો આજે તેમને શિકાર મળે તો પછી તેમનું એક દુ:ખ ઓછું જ થાય. તેથી તેમના ભાગ્યે તેમનાથી આગળ જઇ એવો બંદોબસ્ત કરી રાખ્યો કે જેથી તેમને કંઈ પણ શિકાર મળી શકે નહીં. વરસાદ વરસી રહ્યો હતો એટલે તમામ પશુઓ પોતાનાં સ્થળોએ છુપાઈ રહ્યાં હતાં, અને પક્ષીઓ પણ પોતાના માળામાં છુપાઇને બેસી રહ્યાં હતાં. કદાપિ કોઇ કોઇ સ્થળે કોઇ ભૂલું ભટક્યું પશુ અથવા પક્ષી તેમ જ દેખાઇ આવતું અને મહારાણો તેના ઉપર પોતાના બાણનું નિશાન તાકતા હતા, તો પછી તેમનું કર્મ પેલા નિશાનવાળા શિકારના કાનમાં સમાચાર આપી આવતું હતું કે "નાસી જા, તને મારવા સારૂ પેલો પ્રતાપ આવ્યો છે."

એટલે તે પશુ પક્ષી નાસી જતાં હતાં અને મહારાણા નિરાશ થઇ આગળ શિકારની શોધ સારૂ વધતા હતા. આવી રીતે શિકારની શોધમાં એક પછી એક એમ કેટલાંક જંગલો વટાવ્યાં, પરન્તુ એક પશુ પક્ષી તેમને મળ્યું નહીં. અને સન્ધ્યાનો સમય થવા આવ્યો હતો. એટલે તેઓ પોતાની પર્ણકૂટીએ જવા સારૂ પાછા ફર્યાં. એઓ મન સાથે વિચાર કરવા લાગ્યા કે "અદ્યાપ પણ મારૂં ભાગ્ય મારાથી પ્રતિકૂળ છે. જો તેમ ન હોય તો આટલી મેહેનત અને રખડતાં છતાં પણ આજે મને કંઇ જ શિકાર ન મળે? અરે રે! બિચારાં બાળકો આજે આખા દિવસનાં લંઘન જ ખેંચ્યા કરે છે. સર્વેશ્વરે તે બિચારાં નિરપરાધીઓને મારા ત્યાં શા સારૂ જન્મ આપ્યો હશે કે બિચારાં પેટ ભરીને ખોરાક પણ મેળવી શકતાં નથી. હવે મારો પણ કંઈ ઉપાય નથી. આટલામાં નજીક કોઇ ફળાઉ જંગલ પણ નથી કે જેથી હું કંઇ ફળ પણ લેતો જાઉં" આ પ્રમાણે વિચાર કરતાં કરતાં તેઓ આગળ વધવા લાગ્યા

અહીં પર્ણકુટીમાં મધ્યાહ્ન સમય થયો, ત્યારે બાળકોને અતિ ક્ષુધા લાગી. તેમણે રાણીજી પાસેથી ખાવાનું માગ્યું, પરન્તુ તે બિચારાં શું આપે? કારણ કે પર્ણકૂટીમાં તો કંઇ જ હતું નહીં, તેથી તેમણે તેમના પિતા જંગલમાં કંઇક ખોરાક શોધવા સારૂ ગયા છે. તે આવે ત્યાં સુધી રાહ જોવાનું કહ્યું. બિચારાં બાળકો કેટલીક ઘડીઓ સુધી રાહ જોઇ જોઇને થાકર્યાં, પરન્તુ મહારાણા તો એક જંગલથી બીજા જંગલમાં શિકાર શોધતા શોધતા આગળ વધે જતા હતા એટલે જલ્દી શાના આવે? આમ રાહ જોતાં જોતાં થાકયાં. એમને પિતાની રાહે જોવાની લાલસા, વળી રાહ જોતાં જોતાં ત્રીજા પ્રહર જેટલો સમય વિતાવ્યો હતો અને વળી ચોમાસાનો દિવસ હોવાથી આંખ ઉપર વર્ષાદનો ભાર થયો એટલે બિચારાં ભૂખ્યાં જ સુઇ ગયાં. બાળકોના સુઇ ગયા બાદ રાણીજી મહારાણાની રાહ જોતાં બેસી રહ્યાં.

જંગલમાંથી રખડી રઝડીને લગભગ સન્ધ્યા સમયે મહારાણા ખાલી હાથે પર્ણકુટી પાસે આવ્યા. રાણીજીએ મહારાણાને ખાલી જોયા તેથી તેમની ધીરજ રહી નહીં અને તેમનાં નેત્રામાંથી અશ્રુ-પ્રવાહ વહેવા લાગ્યો. મહારાણાએ આવી રાણીજીને કહ્યું કે "રાણીજી, તમો શા સારૂ શોકાતુર થાઓ છો? અત્યારે આપણને સુખનો સમય ક્યાં છે કે જેથી હું ખાલી હાથે આવ્યો તેનો શોક કરો છો? અત્યારે તો કંઇ વધુ દુઃખો નથી આવતાં એટલો જ ઇશ્વરનો ઉપકાર માનો. બાકી દુઃખના સમુદ્રમાં છઇએ પછી તેની ગણત્રી શાની? કહ્યું છે

કે "બહુ દુઃખીઆને દુઃખ નહીં, અને બહુ રૂણીઆને રૂણ નહી" એમ આપણે પણ અત્યારે દુઃખનો તો કંઇએ વિચાર કરવા સરખું નથી. વળી હર વખત તમો મને ધ્રાડશ આપો છો છતાં આજે તો ખુદ તમો જ મને અધીર બનાવો છો એ શું? શું તમને માલુમ નથી કે

विधातारचिता या सा ललाटेऽक्षर मालिका ।
न तां मार्जयतुं शकताः स्वबुद्धयाप्यति पण्डिताः ॥

ભાવાર્થ–વિધાતાએ જે અક્ષરમાલા મસ્તકમાં લખી નાંખી છે, એને વિદ્વાન્ પુરુષો પણ પોતાની બુદ્ધિથી મટાડી શકતા નથી. પછી કહો તો ખરાં કે તમો કે હુ કોઇએ આપણા ભાગ્યમાં લખાયલી વિધાત્રાની રેખને શી રીતે મટાડી શકશું? વળી જુઓ કહેવામાં આવ્યું છે કેઃ

सम्पदिं यस्य न हर्षो विपदि विषादो रणे न भीरुत्वम् ।
तं भुवनत्रय तिलकं जनयति जननी सुतं विरलम् ॥

ભાવાર્થઃ–જે સમ્પત્તિમાં હર્ષ, વિપત્તિમાં દુઃખ અને રણભૂમિમાં કાયરતા નથી કરતા એવા મનુષ્યો ત્રણે ભુવનોના તિલક સમાન હોઇ એવા વિરલા પુત્રને તો કોઇક જ માતા જન્મ આપે છે. વળી કહ્યું છે કેઃ

एकस्य दुःखस्य न या वदन्तं गच्छाम्यहं पारमिवार्णवस्य ।
तावद्द्वितीयं समुपस्थितं मे छिद्रेष्वनर्था बहली भवन्ति ॥

ભાવાર્થઃ–સાગરના સમાન દુઃખોમાં જ્યાં સુધી એક દુઃખનો પાર પમાતો નથી ત્યાં સુધી તો બીજું દુઃખ આવીને ઉપસ્થિત થાય છે. બહુ કરિને દુઃખોમાં અનર્થ બહુ થાય છે. પરન્તુ હે રાણીજી! આપણા હાથે દુઃખના સમયમાં પણ કંઇ અનર્થ નથી બનતો એટલો પરમેશ્વરનો ઉપકાર માનો. માટે તમોએ આજના દિવસનો કંઇ શોક કરવો ઉચિત નથી."

આ વખતે સન્ધ્યા સમય વ્યતિત થઇ ગયો હતો એટલે મહારાણાએ પોતે આખો દિવસ રખડીને થાકી ગયા હતા તેથી સુવાની ઇચ્છા જણાવી, તેથી મહારાણીએ તેમના માટે પથારી તયાર કરી એટલે મહારાણો સુતા. મહારાણો સુતા એટલે આખા દિવસનાં ભુખ્યા રાણીજી તેમના પગ તળાંસવા લાગ્યાં.

રાણીજી સમજતાં હતાં કે રાણાજીના આ દુઃખના સમયમાં પોતે પોતાની પરિક્ષા આપવાનો પણ સમય છે. દુઃખમાં જે સ્ત્રી પતિને સ્હાય કરે તેનું નામ જ સ્ત્રી કહેવાય? બાકી તો રાક્ષસીઓ જ માની શકાય. શ્રીમાન તુલસિદાસજીએ કહ્યું છે કેઃ–

धीरज धर्म मित्र अरु नारी, आफत काल परखिये चारी ॥

ધીરજ, ધર્મ, મિત્ર અને સ્ત્રી એ ચારની પરીક્ષા સંકટના સમયમાં કરી શકાય છે. રાણીજી પણ સંકટના સમયનાં સોબતી સ્ત્રી હતાં. જેવી રીતે મહારાણા પ્રતાપ એક દૈવી પુરુષ હતા, તેવાં જ તેમનાં મહારાણી એક દૈવી સ્ત્રી હતાં. એટલે તેમણે આ ભયંકર દુઃખોમાં પણ પોતાને સહન કરવાં પડતાં દુઃખો સારૂ શોક કર્યો નહોતો. પરન્તુ પોતાના પ્રાણેશ્વર પ્રતાપી પ્રતાપને વખતો વખત આવતાં દુઃખોથી તેઓ પોતાની ધીરજ છોડી રડતાં હતાં.

શું આવી પતિપરાયણા ક્ષત્રાણીઓ અત્યારે પણ છે? અત્યારે તો પતિનાં દુઃખ એ જ એમનાં સુખો માનતી ક્ષત્રાણીઓ અને અન્ય સ્ત્રીઓ પણ છે. પ્રથમના સમયમાં જ્યારે મહારાણીજીના સમાન સ્ત્રીઓ આ ભારતવર્ષમાં ઉત્પન્ન થતી હતી ત્યારે દેશ સમગ્ર રીતે સમૃદ્ધિવાળો હતો, અને જ્યારે સ્ત્રીઓમાંથી સતીત્વપણાનો લોપ થયો, ત્યારે તેમનાથી ઉત્પન્ન થતી પ્રજા પણ અનર્થવાદિની ઉત્પન્ન થવા લાગી અને તેવી અનર્થવાદિની પ્રજાનાં પાપી કૃત્યોથી દેશની દુર્દશા થઈ છે. જે દેશ સમગ્ર સમૃદ્ધિઓનું નિવાસસ્થાન મનાતો હતો તે જ દેશ અત્યારે દુર્દશાનું નિવાસસ્થાન બન્યો છે. લોકોના ગૃહોમાં જ્યારે પ્રથમના સમયમાં ધન ધાન્યની પૂર્ણતા હતી, ત્યારે અત્યારે લોકોને પેટ પૂર ખાવા પણ મળતું નથી. પછી ધનની તો વાત જ શું કરવી? જે દેશમાં રાજા નીતિએ ચાલનાર હોઇ પુણ્ય દાન કરનાર હોય છે તે દેશની પ્રજા પણ તેવી જ રીતે નીતિએ ચાલનાર અને પુણ્યદાન કરનાર હોય છે, અને જે દેશનો રાજા અનીતિએ ચાલનાર હોય છે તેની પ્રજા પણ અનીતિએ જ ચાલનાર નિવડે છે અને તેથી જ કહેવામાં આવ્યું છે કે—

राज्ञि धर्मिणि धर्मिष्ठा पापे पापाः समे समाः ।
प्रजास्तदनुवर्तन्ते यथाराजा तथाप्रजाः ॥

ભાવાર્થ:—જેવો રાજા હોય છે તેવી જ તેની પ્રજા પણ થાય છે. જો રાજા સદ્દગુણી હોય તો એની પ્રજા પણ સદ્દગુણી જ થાય છે અને જો રાજા પાપી અથવા દુર્ગુણી હોય છે તો એની પ્રજાનાં પણ એવાં જ આચરણો બની જાય છે. વળી અત્યારની રાજનીતિ સારૂ તો કવિ જગતદાનજીએ કહ્યું છે કે:—

**કવિત:**—નૃપતેં કહેતેં કામદારકો બનાય દેત;
કહે કામદાર ખાત ફોજદારી જેશીહે.
કહેં ફોજદારકો તો દિવાની બનાય દેત;
કહેં જો દિવાની તો દિવાની અત એશીહે.

કહે હૈ દિવાન કોટવાલતેં બનૈગી બાત;
કહે કોટવાલ મોસેં બનૈ નહીં ઐશાહૈ.
દાદી ફરિયાદીકી સુનૈ ન કોઉ 'જગત' કવિ;
રાજનીતિ ઐશી તો અનીતિ ફીર કૈશીહૈ?

શું અત્યારે ઉપરના કવિતમાં જણાવવામા આવેલી રાજનીતિ રાજાઓએ ધારણ નથી કરી? તેમણે તો વણિક્ બુદ્ધિ ધારણ કરી અનેક રીતે પ્રજાને લૂટી લૂટીને પણ ધન એકઠું કરી ખજાનાઓ ભરવા માંડ્યા છે. અને પછી તે ધનને અનીતિના રસ્તે વાપરવામાં આવે છે. પ્રજા અનેક રીતે પીડાય છે તેનો તેઓ કંઇ જ વિચાર કરતા નથી. તેમજ તેનું કારણ પોતે જ છે તે તો તેમના સ્વપ્નમાં પણ આવતું નથી. ખરેખર મહાત્મા તુલસીદાસજીએ ઠીક જ કહ્યું છે કેઃ—

जहां सुमति तहां संपति नाना, जहा कुमति तहां विपति निदाना.

જ્યાં આગળ સદ્‌બુદ્ધિ હોય છે ત્યાં આગળ અનેક પ્રકારનાં સુખો હોય છે અને જ્યા આગળ દુર્બુદ્ધિ હોય છે ત્યાં આગળ ખાત્રીપૂર્વક અનેક પ્રકારનાં દુઃખોનો નિવાસ હોય છે. આપણા હાલના રાજા સાહેબોએ સદ્‌બુદ્ધિ સાથે ભયંકર યુદ્ધનો આરંભ કર્યો છે અને દુર્બુદ્ધિની સાથે મિત્રતા બાંધી છે કે જેના પરિણામે પ્રજા પાયમાલ થાય છે.*

* અવતાર ચરિત્ર નામના ગ્રન્થમાં જ્યારે રાવણે કુંભકર્ણને જાગ્રત કર્યો ત્યારે તેણે રાવણને રાજનીતિનો ઉપદેશ કર્યો છે તેમાંથી કેટલોક ભાગ આ નીચે આપવામાં આવ્યો છે.

છપ્પયઃ-રાજા અરૂ યુવરાજ, પ્રગટ પ્રોહિત મંત્રી વર;
ઇનહિં કુલચ્છન ઇતે, સુનહુ શ્રુત હૈ લંકેશર.
કામી કુટિલ કુસંગ, કૃપન કૃત હતક કુબોધી;
સો દુખદાયક, નહિન સેવ્યજન, વેદ વિરોધી.
પાવૈ ન જગત સોભા સુપૈ, કારન સંપતિ નાશકે;
સુર અસુર જદપિ નરહર સુકવિ, એ ભાજન ઉપહાસકે.

નૃપદોષઃ—છન્દ દ્વિ અક્ષરી

કામી, વામ, મૂઢ, કુલ દ્રોહી, ક્રોધી, કુપુરૂષ, હઠહિ, અરોહી;
કૃતઘન, કાતર, કલહ, કુસંગી, ક્રૂર, કુટિલ અલશી એકંગી.
દેવ દોષ, દ્વિજદોષ, અદાતા, દુર્વચ, દારૂન વ્યસન વિખ્યાતા;
શઠ, ક્રૂર, ખલ, નિલજ, નિમોહી, વાદી દઇવ, કુવાદી, દ્રોહી.
પ્રકૃતિ છલી, ઝુઠૌ, જડ, પાપી, અજસી, લોભી, આતમ થાપી;
સર્વ ભખી, અવિવેક, અસોચી, અજપી, અદયી, પ્રતિમા પોચી.
વાતુલ, બધિર, ગુંગ, તન વામન, અંગહીન, કોઢી, અનપાવન;
અંધ, અવિદ્યા, અધમ, અમાની, જ્ઞાતિ, ભ્રષ્ટ, ગર્વિષ્ટ, અજ્ઞાની.
ઇતે અલચ્છન નૃપ જો આહી, તિરસ્કાર સબ કરહી તાહી;

અત્યારે તો રાજાઓ અને રાજકુંવરો લગભગ આ તમામ દુર્ગુણોનો સંગ્રહ કરી રાખે છે. પછી શું કહેવું જ રહ્યું?

ચોમાસાનો દિવસ, અંધારી રાત્રિ અને વળી વર્ષાદ અંધારેલો એટલે રાત્રિ તો હબસીભાઇના મોં સમાન બરાબર મળી હતી. તેમાં વળી કોઈ કોઈ ઠેકાણે સિંહ, વાઘ, ચિત્તાના ભયંકર અવાજો સંભળાતા હતા. કોઈ કોઈ ઠેકાણે રાત્રિચર પક્ષીઓ ઘૂવડ વિગેરેના પણ દેહેશત ઉત્પન્ન કરનાર અવાજો ડરપોક મનુષ્યોનાં હૃદયો વિદીર્ણ કરી રહ્યા હતા અને વરસાદના પાણીમાં દેડકાં ડરાં ડરાંના અવાજો કરી રહ્યાં હતાં, તેમ જ તેમનો આહાર કરનાર સર્પો વિગેરે ઝેરી જંતુઓ ડક ડક, ડક ડક પોતાની ડાકલીઓ વગાડી રહ્યા હતા અને કોઈ કોઈ સ્થળે તમરાંના તમ તમ, તમ તમના અવાજ અંધારાને પોકારી રહ્યા હતા. આવા સમયમાં માત્ર ધીરવીર પુરૂષોની જ ધીરજ પોતાના ઠેકાણે કાયમ રહી શકે છે. તેવા ભયંકર સમયમાં ઉદયપુરના ભિલ્લ વેષધારી મહારાણા પ્રતાપી પ્રતાપની પર્ણકુટીમાં પવન આવવા સારૂ દ્વારમાં પાથરણું નાંખ્યા સિવાય એકલાં જ મહારાણીજી જાગૃત હોઈ પોતાના પવિત્ર પતિના પગ તળાસી રહ્યાં હતાં. તેમની દષ્ટિ બારીમાંથી બહારની બાજુ તરફના દેખાવો જોવામાં હતી. કારણ કે વર્ષાદમાં વચ્ચે વચ્ચે વિજળી બળબળ ઝબ્બ કરતી અજવાસ મારી રહી હતી. કોઈ વખતે કાટકા સાથે વિજળી પડી મોટાં મોટાં વૃક્ષોને બાળીને ભસ્મીભૂત કરી રહી હતી. આ વિજળી જાણે દુ:ખી મનુષ્યોને દિલાસો આપી ઉપદેશ કરતી ન હોય કે 'તું દુ:ખથી દુ:ખી શા સારૂ થાય છે, મારી અસ્થિરતાની માફક તારાં દુ:ખોની પણ અસ્થિરતા સમજી દુ:ખી ન થા! વળી ઘડી પહેલાં જે વૃક્ષ લીલુંછમ જેવું હતું તેને મેં મારા અગ્નિથી બાળીને ભસ્મ કરી નાંખ્યું તેમ તારાં દુ:ખો પણ બળીને ભસ્મ થઈ જશે.'

રાણીજી આ બધો દેખાવ જોઈ પોતાના મન સાથે પોતાનાં સંકટો સંબંધમાં તર્કવિતર્ક ચલાવી રહ્યાં હતાં તે સમયે વિજળી થઈ; અને વિજળીના અજવાળામાં તેમણે બારીના સામેના એક ઝાડના થડમાં યમરાજાના દૂત સમાન એક માણસને હાથમાં હથિયાર લઈ ઉભેલો જોયો. તેથી તેમણે તે કોણ છે તે જાણવા સારૂ તેને પ્રશ્ન કર્યો કે, "અરે! આવી ભયંકર ચોમાસાની રાત્રિમાં કોણ ઉભો છે?" સામા ઉભેલા માણસે ઉત્તર આપ્યો કે, "હું દોળીયાનો ભાણેજ કાળીયો છઊં." રાણીજીએ કહ્યું કે, "હરામી, અત્યારે શા સારૂ પર્ણકુટી સામો આવીને ઉભો છે? ચાલ દૂર ચાલ્યો જા." કાળીયાએ જણાવ્યું કે, "હું દૂર જવા સારૂ આવ્યો નથી." તેથી રાણીજીએ તેને પ્રશ્ન કર્યો કે "દૂર જવા નથી આવ્યો ત્યારે તું શા વિચારથી આવ્યો છે?" તેણે જણાવ્યું "મારે અને મારી સ્ત્રીને તકરાર થઈ છે. તેણે મને કહ્યું છે

કે 'રાણીજીનાં વસ્ત્ર અને દાગીના લાવી આપે તો જ તારૂં ઘર માંડીશ, નહિ તર હું તારા ઘરમાં નહીં રહું અને તેથી આપનાં વસ્ત્ર અને ઘરાણાં લેવા સારૂ માતાને પાડો ચડાવવાની માનતા માની અહીં આવ્યો છું અને આપનાં વસ્ત્ર અને ઘરાણાં લીધા સિવાય પાછો જવાનો નથી" રાણીજીએ તેને કહ્યું કે, "પણ કુત્રા, હમણાં મહારાણાજી નિદ્રામાં છે તે જાગ્રત થશે તો પ્રાણ ગુમાવીશ, માટે ચાલ્યો જા." એણે ઉત્તર આપ્યો કે "જો એમ થશે તોપણ મારાં અહોભાગ્ય કે મહારાણાના હાથે મારૂં મૃત્યુ નિવડે? પરન્તુ કપડાં અને દાગીના લીધા સિવાય તો નથી જ જવાનો." હવે મહારાણીએ "વિચાર કર્યો કે આ પાપી સાથે વધૂ વખત સુધી બોલવામાં કદાચ મહારાણાજીની નિદ્રાનો ભંગ થશે, માટે એને કંઇક આપીને વિદાય કરૂં" આ પ્રમાણે વિચાર કરી તેમણે પોતાની એક સાડી અને પગનો એક દાગીનો પેલા ભિલ્લને આપીને કહાડી મૂકયો.

જેણે પોતાના કુળની મર્યાદા સારૂ રાજ્ય ગુમાવ્યું હતું, જેણે કુળની મર્યાદા સારૂ જંગલેજંગલ રખડવાનું પસન્દ કર્યું હતું, તે પ્રતાપી પ્રતાપ અત્યારે ભર નિદ્રામાં સંસારી દુઃખોમાંથી નિવૃત્તિ મેળવી સુતો છે. તે વખતે એને સ્વપ્ન આવ્યું કે "જાણે જંગલમાં કોઈ હરામીએ રાણીજીને લૂટયાં." આથી તે એકાએક 'ખબરદાર' કરીને જાગ્રત થયો. આ વખતે રાણીજી પાસે જ હતાં. તેમણે "ઘણી ખમ્મા અન્નદાતાર! કેમ એકાએક ઝબકીને જાગ્રત થવાયું?" એમ પૂછ્યું. રાણાએ જણાવ્યું કે "પ્રિયે! મને અત્યારે એવું સ્વપ્ન આવ્યું કે જાણે કોઈ હરામીએ તમને લૂટયાં!" શું તેવો કંઈ પ્રસંગ બન્યો છે? કારણ કે મારૂં સ્વપ્ન બનતાં લગી ખોટું પડતું નથી એટલે મારા માનવા મુજબ મારૂં સ્વપ્ન સાચું જ હોવું જોઇએ. માટે કહો જોઇએ, મારા ઊંઘ્યા પછી એવો કંઈ પ્રસંગ બન્યો છે." હવે રાણીજી બીજો શું ઉત્તર આપે? તેમને સાચું કહ્યા સિવાય બીજો ઉપાય જ નહોતો, તેથી તેમણે મહારાણાને સત્ય હકિકત કહેતાં જણાવ્યું કે "હા, અન્નદાતાર! આપ ભર નિદ્રામાં હતા તે વખતે દોલીયાનો ભાણે જ કાળીયો અહીં આવ્યો અને સામા ઝાડ પાસે ઉભો રહ્યો હતો. મેં તેને પૂછ્યું કે તે કેમ આવ્યો છે? ત્યારે તેણે જણાવ્યું કે એની બૈરીએ મારાં કપડાં અને દાગીના લેવાની હઠ પકડી, તે લાવે તો જ તેનું ઘર માંડવા જણાવ્યું છે અને નહીં તો નાસી જવા કહ્યું છે. મેં તેને બહુએ સમઝાવ્યો, પરન્તુ તે પાપી જવાની ના પાડવા લાગ્યો. મને લાગ્યું કે જો આ પાપી સાથે ઘણો વખત હું વાતચિત કરીશ તો આપની *નિદ્રાને*

ભંગ થશે તેથી મેં તેને મારી એક સાડી અને પગે પહેરવાનો એક દાગીનો આપી હાલ જ વિદાય કર્યો અને આપ પોઢ્યા થયા." રાણાજીએ કહ્યું કે "રાણીજી! રાણીજી! તમોએ બહુ જ ખોટું કામ કર્યું; તમારી ઇજ્જત અને મર્યાદા સારૂ તો હું જંગલે જંગલ રખડતો ફરૂં છું. લાંઘણો ઉપર લાંઘણો ખેંચી કહાડવામાં આવે છે અને છતાં પણ તમોએ આપણા કુળની મર્યાદાનો વિચાર કર્યા વગર તે નિચ ભિલ્લને સાડી અને દાગીના આપ્યા. આ સારૂ મારી બહાર લોકો કેવી વાતો કરશે તેનો વિચાર કરો. આ વાત બહાર પડવાથી બીજા તો ઠીક પણ મારા જાતિ ભાઇઓ જ પ્રથમ વાતોની શરૂઆતો કરશે કે "રાણો, જંગલે જંગલ રખડ્યો છતાં પણ તેની રાણીને એક ભિલ્લે લૂટી લીધી. એ કરતાં બાદશાહને નમી પડવામાં શું ખોટું હતું? ખેર હવે વધુ વિલંબ કરવાનો સમય નથી, માટે મને કહો કે તે પાપી કઈ બાજુએ ગયો છે?" રાણીજી બિચારાં લાચાર પડી ગયાં. તેમને પણ મહારાણાનું કહેવું સાચું લાગ્યું. તેઓ મનમાં પશ્ચાત્તાપ કરવા લાગ્યાં અને રાણાજીને જે રસ્તેથી કાળીઓ ગયો હતો તે રસ્તો તેમણે બતાવ્યો. મહારાણો હાથમાં કબાનીઓ તીરનો ભાથો અને તલવાર લઈ તે બાજુ ચાલ્યા. રાત્રિ તો આપણે આગળ વર્ણવ્યું તેમ હબશી ભાઈના મોઢા સમાન બની રહી હતી, છતાં પણ જેમ જેમ વિજળી થતી હતી તેમ તેમ વિજળીના અજવાળે રસ્તો જોઈ લઈ આગળ વધે જતા હતા.

મહારાણો ડુંગર ઉપર જ્યાં પોતાના આશ્રયદાતા દોલીયા ભિલ્લના દરબાર માટે છાપરૂં બાંધવામાં આવ્યું હતું, ત્યાંથી વિજળીના અજવાસમાં થોડા આગળ ચાલ્યા એટલે ભિલ્લોની કુળદેવી મહાકાળીનું ડુંગરમાંથી કુદરતી રીતે કોરી કઢાયલું એક મંદિર આવ્યું. આ મંદિરમાં કાળીઓ અને તેની બઇરી એક પાડાને લઇને બળીદાન આપવા સારૂ આવી પહોંચ્યાં હતાં. તેમનો બોલવાનો અવાજ સાંભળી મહારાણાને લાગ્યું કે અહિં કોઈ મનુષ્ય છે, તેથી તે કોણ છે? એમ ઓળખવા સારૂ તેઓ ત્યાં રોકાયા, તો તેમની બન્ને જણની વાતચિત ઉપરથી તેઓ સમજી શકયા કે આ જ હરામી કાળીઓ છે. ઠીક તાકડો મળી ગયો છે, માટે તે બિચારા પાડાને મારે તે પહેલાં જ એને મારવો કે જેથી મારૂં કામ થવા ઉપરાંત એક અબોલા પ્રાણીનો પણ પ્રાણ બચી શકશે. હવે તેઓ તેને બરોબર ઓળખવા તથા તેની ઉભા રહેવાની સ્થિતિ જોવા સારૂ તેઓ વિજળીની રાહ જોતા ઉભા રહ્યા, એટલામાં વિજળીનો પ્રકાશ થયો, તેમાં તેમણે તેને બરાબર ઓળખી

પણ લીધો અને તેની ઉભા રહેવાની સ્થિતિ પણ જોઈ લીધી. આ વખતે કાળીઓ દેવીને વિનંતિ કરી માનતાવાળા પાડાને તેલ સિંદુર ચડાવતો હતો. એટલે તેનું મોં દેવી સામું હતું અને પીઠ મંદિરમાં આવવાના દરવાજા તરફ હતી. એવામાં મહારાણાએ પોતાની તલવાર ખુલ્લી કરી તેને પડકાર્યો કે "હરામી ભિલ્લના ઘરાં ઉપર ભાલા નાંખીને અને ગોખરૂના મૂળાડાંમાં હાથ નાંખીને નિશ્ચિન્ત આવી કામ કરે છે કે? થા તયાર અને માતાનું સ્મરણ કર." બિચારો કાળીઓ રાણીજી આગળ તો મરવા તયાર થયો હતો, પરન્તુ મોતને પ્રત્યક્ષ સામું આવેલું જોઈ થરથર ધ્રુજવા લાગ્યો. તેના મોંમાંથી આજીજીનો પણ એકે શબ્દ ન નિકળી શકયો, તેમ હાથમાં હથિયાર પણ ન પકડી શક્યો. મહારાણાએ તેને પડકારતાંની સાથે જ તલવારનો ઝપાટો માર્યો કે જેથી "ઘોરી શાહના ઘાવથી બખતર કટકા બે." જેમ 'કુંભારના ચાકડા ઉપરથી દોરી પીંડો કાપી નાંખે છે' તેમ ધડ ઉપરથી શિર જઈને દૂર પડ્યું. એટલે રાણાજીએ દેવીને કહ્યું કે, 'માની લેજે માતા આ તારૂં બળીદાન, અબોલ પશુ કરતાં શ્રેષ્ઠ બોલતું મનુષ્ય મેં તને બળીદાનમાં આપ્યું છે.' પછી તેમણે પેલી પાસે થરથર કાંપતી ઉભેલી ભિલ્લડીને કહ્યું કે "રાંડ, હરામજાદી, લાવ એ સાડી અને દાગીના." ભિલ્લડી બિચારીએ ભિલ્લ કાળીઆની દશા રૂબરૂમાં જ જોઈ હતી એટલે શાની અરજ કરી શકે. તુરત જ તેણે પણ સાડી અને દાગીના આપ્યા એટલે મહારાણાએ તેને નિચે બેસી જવા કહ્યું, અને ફરીને બીજાનું ઘર ઘાલે નહીં તે સારૂ તેનું નાક તલવારથી કાપી નાંખ્યું અને પોતે ચાલતા થયા.

## પ્રકરણ સત્તરમું

### પાદશાહનો પ્રપંચ અને દોલીયાનો ઘાત

પિતૃ, ભ્રાત, સુત, મિત્રને, સ્ત્રી પણ દ્રોહ કરનાર;
તેવા જનને મારતાં, 'છગન' ન પાપ લગાર.
વિપદા જ્યારે આવતી, હિતૂ પણ બદલાય;
વચ્છ બાંધવા થાય છે, ખીલો માતા પાય.

જ્યારે હદ ઉપરાંતનાં સુખો આવે ત્યારે એમ સમજવું કે હવે દુઃખોનો વારો નજીકમાં જ આવેલો છે અને જ્યારે હદ ઉપરાંતનાં દુઃખો આવે ત્યારે એમ સમજવું કે સુખો આવવાનો સમય નજીકમાં જ આવ્યો છે અને તે જ સત્ય હકિકત છે માટે જ કહેવામાં આવ્યું છે કે, 'સુખના અંતે દુઃખ અને દુઃખના અંતે સુખ.' જો કે સુખના અંતે દુઃખ

આવે છે અને દુઃખના અંતે સુખ આવે છે, પરન્તુ સુખના અંતે દુઃખ આવવાથી ધીરજથી સહન કરનાર અને દુઃખના અંતની રાહ જોઈ નીતિમય જીવન વ્યતીત કરનાર બહુ જ ઓછી વ્યક્તિઓ આપણને દૃષ્ટિગોચર થાય છે. બાકી તો દુઃખના અંતની રાહ જોયા સિવાય તુરત જ સુખની લાલસાએ એક પાપ પછી બીજું પાપ અને બીજા પછી ત્રીજું પાપ કરનાર ઘણા મનુષ્યો દેખાય છે કે, જેમના પાપનો પાર આવતો નથી અને પુનઃ દુઃખમાંથી સુખ ભેળા બની શકતા નથી. તેમાં ખરા દોષિત તેવા મનુષ્યો જાતે જ હોય છે તેનો તેઓ કંઈ જ વિચાર કરતા નથી. પાપ, અનીતિ એ જ અનેક પ્રકારનાં દુઃખોના માતાપિતા છે અને તેવી જ રીતે પુણ્ય અને નીતિ એ પણ અનેક પ્રકારનાં સુખોનાં માતાપિતા છે એમાં કંઈ જ શંકા નથી.

મહારાણો પ્રતાપ સારી રીતે સમજતા હતા કે, 'વિપત્તિ એ જ સંપત્તિનું મૂળ સ્થાન છે.' અને તેથી તેઓ ધીરજથી અનેક પ્રકારનાં સંકટો સહન કરતા હતા.

આજનો દિવસ એ એમનાં દુઃખોનો અંતિમ દિવસ હતો અને તેથી બાકી રહેલાં તમામ દુઃખોએ આજે એક પછી એક એમના ઉપર આક્રમણ કરી એમને થકાવવાનો નિશ્ચય કર્યો હતો. આપણે જાણી ચૂક્યા કે આજે એમને ભુખનું દુઃખ તો હતું અને તે ઉપરાંત કાળીયાનુ બીજું દુઃખ આવી પડ્યું, પરન્તુ પ્રતાપી પ્રતાપે તે બન્ને દુઃખોને એક પછી હઠાવ્યાં, પરન્તુ પોતે લગાર પણ તે દુઃખોથી હઠ્યા નહીં. છતાં પણ એમના ઉપર આજે દુઃખો આવવાનાં બાકી હતાં. કારણ કહેવામાં આવ્યું છે કેઃ—

સૉંઈ ટેઢી અકિખયાઁ, બૈરી ખલક તમામ;
ટુકેક ઝોલા મહેરકા, (વાં) લકખૂ કરે સલામ.

જ્યારે ઈશ્વરની વાંકી નિગાહ થાય છે અર્થાત્ ઈશ્વરની અકૃપા સાથે જ સમગ્ર જગત્ દુશ્મન બની જાય છે, પરન્તુ જ્યારે તે જ વ્યક્તિ ઉપર તે પરમ કૃપાળુ પરમાત્માની સહજ પણ મહેરબાની થાય છે, ત્યારે તો લખ્ખો મનુષ્યો સલામો કરવા મંડી પડે છે. રાણાજીને પણ હજુ સુધી ઈશ્વરની અકૃપાના દિવસો વિતાડવાના બાકી હતા.

અનેક પ્રકારે હેરાન કર્યાં છતાં પણ મહારાણો પકડાયા નહીં, કિંવા પાદશાહને નમ્યા નહીં, તેમ જ સંધિની હકિકત પણ વીર પ્રથિરાજજીના પત્રથી ઉડી ગઈ. વળી શંકર કવિએ પણ અકબરના દરબારમાં આવી મહારાણાની પ્રશંસા કરી તેથી અકબર ચિઢાયો. તેણે કોઈ પણ પ્રકારનો ઉપાય મહારાણાને કબજે લાવવાનો જોયો નહીં,

તેથી છેવટે થાકીને એણે એક એવા પ્રકારનું જાહેરનામું બહાર પાડ્યું કે "જે કોઈ રાણા પ્રતાપને જીવતો પકડી પાદશાહ હજુર રજુ કરશે અથવા તો તેનું શિર કાપી લાવી પાદશાહ હઝુર રજુ કરશે, તેને દશ લાખની ઉત્પન્નવાળો ઝાલોર જીલ્લાનો વંશ પરંપરા સારૂ પટ્ટો આપવામાં આવશે અને તે ઉપરાંત તેને વંશ પરંપરા સારૂ જાલોરના રાણાનો ઇલ્કાબ આપવામાં આવશે." આ જાહેરનામું તેણે તમામ દેશોમાં અને જંગલો તથા પર્વતોમાં પણ પ્રસિદ્ધ કરાવ્યું.

અહા! દુષ્ટ લાલચ કેવી ભયંકર છે કે, જેણે પાપી દોલીયા ઉપર વિજળીની માફક અસર કરી. દુષ્ટ દોલીયો પાદશાહની આ પ્રપંચી જાળમાં સપડાયો. અને તેણે પોતાની પ્રતિજ્ઞા છોડી, પ્રાણ પણ ગુમાવ્યો. જે દોલીયો મહારાણાને આશ્રય આપતાં પ્રતિજ્ઞા કરનાર હતો કેઃ—

તન, મન અને ધનથી પ્રભૂ, રક્ષા કરીશ હું પ્રેમથી;
કદિ થાય ટૂકડા ક્રોડ તન, ચૂકું નહીં નિજ નેમથી.

તેજ દોલીયો. મહારાણાએ તેને ભવિષ્યમાં પાદશાહ તરફથી લલચાવવામાં પણ આવશે એમ જણાવેલું હતું, અને છતાં પણ તેણે ઉપર મુજબ પ્રતિજ્ઞા કરી આશ્રય આપ્યો હતો, તે જ દોલીયો પાદશાહના પ્રપંચમાં સપડાયો અને તેણે પોતાના પાપી પ્રાણને પ્રતાપી પ્રતાપના હાથે જ ગુમાવ્યો. કહેવામાં આવ્યું છે કેઃ—

જીવ્હા લાલચ વશ થયે, પ્રાણ તણું નુકશાન;
જેમ માછલી જળ રહે, લાલચ ખાવે પ્રાણ.

આપણી વાર્તાના નાયક મહારાણા પ્રતાપના આશ્રયદાતા દોલીયાની પણ તે જ દશા થઇ. દોલીયો લાલચમાં ફસાયો. તે તેની જાત ઉપર ગયો. ખરૂં જ કહેવામાં આવ્યું છે કે "મીઠું ત્હોયે તેલને" ચહાય તેટલો સારો હોય તોપણ ભિલ્લ તે ભિલ્લ જ. અને માટે જ કવિ શિવલાલે કહ્યું છે કે,

"ભણેલો ત્હોય ભિલડો, બણેલો ત્હોયે બૂચ;
રૂડો ત્હોયે રબારી, (અને) ડાહ્યો ત્હોયે ડૂચ."

અર્થાત્ કે ચહાય તેટલો વિદ્વાન્ અને ડાહ્યો છતાં પણ ભિલ્લ તે ભિલ્લ જ અને ચહાય તેવી રીતે સુધારવામાં આવ્યો હોય તો પણ (બાટલીઓ ઉપર બંધ કરવાનો) બૂચ તે બૂચ જ અને તેવી જ રીતે ભલો હોય તો પણ રબારી તે રબારી જ અને ચહાય તેટલો ડાહ્યો હોય તો પણ ડૂચ (એટલે કણબી) તે ડૂચ જ. અને તેથી જ કહેવામાં પણ આવ્યું છે કે 'ભણ્યો કણબી કુટુંબ બોળે'? તેમ આપણો ભિલ્લભાઇ દોલીયો દસ લાખના ઝાલોરના પટ્ટાનો રાણો થવા તયાર થયો. અને મહારાણા પ્રતાપને જીવતો પકડી શકવાની શક્તિ નહીં હોવાથી,

તેને મારીને તેનું માથું પાદશાહ હજુર રજુ કરવાના વિચાર ઉપર આવ્યો. તેણે હિન્દુ ધર્મનો અસ્ત કરવાનો અરે! રાજપૂત નામનો લોપ કરવાનો વિચાર કર્યો, પરન્તુ હિન્દુ ધર્મનાં મૂળ બહુ જ ઉંડા રોપાયલાં છે. તેનું રક્ષણ કરવા સારૂ સર્વેશ્વર ચહાય તે વ્યક્તિને પોતાની દિવ્ય શક્તિ આપી આ મૃત્યુ લોકમાં મોકલે છે, અને હિન્દુ ધર્મનું યથાર્થ રીતે રક્ષણ કરે છે. જો તેમ ન હોય તો જે સમયમાં સમગ્ર ભારત વર્ષના હિન્દુ રાજાઓ પોતાનું માન છોડી પાદશાહને નમી પડ્યા હતા, તે સમયમાં મહારાણા પ્રતાપનું અસ્તિત્વ જ શાનું હોય? અને પાપના મૂદ્‌ગળ સમાન ઔરંગઝેબ જેવા રાક્ષસના રાજત્વ કાળમાં, મહારાષ્ટ્ર કેશરી વીર શિવાજી શાનો ઉદ્ભવ થાય?* શું એ ઈશ્વરી સંકેત માનવા સરખું નથી કે? અત્યારે પણ અનેક કહેવાતા સુધરેલા (ખરી રીતે બગડેલા) મનુષ્યો હિન્દુ ધર્મનો લોપ કરવા મથી રહેલ છે. પરંતુ હ્હેમાંય તેનું રક્ષણ કરનાર વ્યક્તિઓનું અસ્તિત્વ હોય છે જ.

આજે દોલીયાના આનંદનો પાર નથી. જાણે તેને ઝાલોરનો પટ્ટો હાથમાં જ આવી ગયો હોય તેમ તે આનંદ માનવા લાગ્યો. તે માનવા લાગ્યો કે રાણો અત્યારે એકલો જ મારા આશ્રયમાં છે એટલે તેને પકડવો અને સોપારીનો ટૂકડો ખાઈ લેવો તે સમાન છે. તેના મનમાં લગાર પણ મહારાણાને પકડવાની દેહેશત નથી. તેણે એમ માન્યું નહીં કે, મહારાણાને પકડવો તે વિષધરના રાફમાં હાથ નાંખી તેને પકડવાની તયારી કરવા સમાન ઉદ્ધતાઈ છે, તેને પકડવાનો વિચાર કરવો તે સિંહને તેની ખોળમાંથી પકડી લાવવા સમાન છે. મહારાણો એક સાધારણ વ્યક્તિ નથી, પરન્તુ જેમ અમારા તરફથી કહેવામાં આવ્યું છે કે—

---

* મહારાજા શિવાજીના માટે ભૂષણે કહેલું છે કે,

કવિતઃ—સાચકો ન માને દેવી દેવતા ન જાને અરૂ;
ઐસી ઉર આને મૈં કહત બાત જબકી.
બબ્બર હુમાયુ અકબ્બર હદ બાંધિ ગયે;
હિન્દુ ઔ તુરકકી કુરાન વેદ કબકી.
આગે બાદશાહનકો ચાહ હતી હિન્દુનકી;
જહાંગીર શાહજહાં પૂરે શાખ તબકી.
કાશીહૂકી કલા ગઈ, મથુરાં મસીદ ભઈ;
શિવાજૂ ન હોત તો સુનત હોત સબકી.

ભૂષણનાં કાવ્યો, અમો શિવાજીના ચરિત્રમાં લખવા વિચાર રાખીએ છઇએ, કે જેથી શિવાજીના ચરિત્ર સાથે શિવાજીની પ્રશંસાનાં કાવ્યો પણ વાંચકોને વાંચવા મળી શકે, પરન્તુ તેનો આધાર વિદ્વાન્ વાંચકોની કૃપા દૃષ્ટિ ઉપર જ છે.

કવિત:-સકલ જહાનકે સુછીતિપતિ છોડ ધર્મ;
બિક્રમ બિહાય શિર શાહકો ન માયે હૈં.
અતિ અંધકાર રાજલોભકો ધરીકૈં મન;
વિવિધ વિધાન નિજ સેવાકો ઉઠાયે હૈં.
'છગન' યા છત્રી ધર્મ ધીર છોડ જાતો ધસી;
ધરનીતલ રચ્છક ન અન્યકો સુહાયે હૈં.
તાહી સમૈ છત્રી ધર્મ ઇચ્છબેકી કૃપા કરી;
'પંચાનન' રૂપ શ્રી 'પ્રતાપ' ધરી આયે હૈ.

તેમ મહારાણો પ્રતાપ સાક્ષાત્ શંકરનો અવતાર હતો. તેની જ માર્ફત ક્ષત્રિય નામનું રક્ષણ, અને હિન્દુ ધર્મનું રક્ષણ કરવાનું સર્વેશ્વરે નિશ્ચિત કર્યું હતું. છતાં પણ તે પાપી આ પાપી કાર્ય કરવા સારૂ ઉદ્યત થયો.

તેણે પોતાના સરદારોને મધ્ય રાત્રિના સમયે પોતાના દરબારમાં આવવા કહેવડાવ્યું હતું અને તે મુજબ તેના સમગ્ર સરદારો પર્વત ઉપરના તેના દરબારના છાપરામાં એકત્ર થયા. વચ્ચે એક માંચડા ઉપર દોલીયો હાથમાં હોકો લઈ બેઠો હતો. આજુ બાજુ તેના ભિલ સરદારો બેઠા હતા. દોલીયાની આજ્ઞા થવાથી દારૂની માણો વચ્ચે હરવા ફરવા લાગી. સ્વાર્થી-લાલચુ દોલીયાએ મનવારો અને પોતાના સોગન સાથે સરદારોને ખૂબ દારૂ પાયો અને પોતે પણ તેજ પ્રમાણમાં દારૂ પી બધા ભિલ્લો મસ્ત બની ગયા. તેમને આજુ બાજુનું ભાન પણ રહ્યું નથી. માત્ર સરદારોના મનમાં એ જ લક્ષ બિન્દુ હતું કે આપણા સરદારે આપણને કેમ બોલાવ્યા છે? અને દોલીયાના મનમાં એ લક્ષ બિન્દુ હતું કે હું આ સરદારો આગળ વાત છેડીને મારો વિચાર ક્યારે મંજુર કરાવી લઉં!

રાત્રિ તો આપણે ઉપર વર્ણવ્યું તેમ અંધારી છે. મધ્ય રાત્રિનો સમય છે, મહારાણો કાળીઆનો વધ કરી હાથમાં સાડી તથા દાગીના અને હથિયાર સાથે આ દોલીયાના દરબારના છાપરા પાસેથી પસાર થતા પોતાના રસ્તે આવે છે. તે વખતે તેમને દરબારના છાપરામાં ભિલ્લો એકઠા થયાનો અને એક બીજાને દારૂની મનવારો કરતા હોવાનો અવાજ સંભળાયો, એટલે એક ઝાડની ઓથ લઈ તેઓ શા સારૂ એકઠા થયા છે અને શું વિચાર કરે છે તે જાણવા સારૂ ઉભા રહ્યા.

જ્યારે બરાબર નિશામાં ચકચૂર થયા એટલે દોલીયાએ વાતની શરૂઆત કરતાં જણાવ્યું કે, "સરદારો! પાદશાહનું એક એવું જાહેરનામું બહાર પડ્યું છે કે, 'જે કોઈ રાણા પ્રતાપને જીવતો પકડી પાદશાહ હજુર રજુ કરે અથવા તેને મારીને તેનું શિર પણ પાદશાહ સમક્ષ રજુ

કરે તેને દશ લાખની ઉપજવાળા ઝાલોર જીલ્લાનો પટ્ટો વંશપરંપરા આપવામાં આવશે, અને તેને વંશપરંપરાના માટે ઝાલોરના રાણાનો ઇલ્કાબ આપવામાં આવશે.' આ સારૂ મેં આજે તમો સર્વને બોલાવ્યા છે માટે તમે વિચાર કરીને મને કહો કે આપણે આ બાબતમાં શું કરવું?" પોતાના સરદારના પ્રશ્ન ઉપર તમામ સરદારોએ વાટાઘાટ કરીને જણાવ્યું કે, "ઠાકોર, તમારો વિચાર બરાબર છે, આપણે ક્યાં રાણાને શોધવા જવો છે? તે તો આપણા તાબામાં જ છે, માટે જ્યારે તમારી આજ્ઞા થાય ત્યારે તુરત જ રાણાનું શિર લાવીને તારા પગોમાં રજુ કરીશું. એમાં આપણે કંઈ વધારે જોર મારવું પડે તેમ નથી." દોલીયો પોતાના સરદારોને પોતાના વિચારો સાથે સમ્મત થયલા જોઇને આનંદમગ્ન બની ગયો અને તે તેમને કહેવા લાગ્યો કે, "સરદારો, જો મને કાલે જ તમો રાણાનું શિર લાવી આપો તો હું પાદશાહ હજુર જઇને તેને રજુ કરૂં અને હું ઝાલોરનો રાણો બનું." જો તેમ બને તો મારી ભિલડી ભિલારાણી કહેવાય અને તમો બધા મારા ભિલ સરદારો બની શકો, અને કોઈ ઠેકાણે આપણું મોટું રાજ્ય નથી, માટે આપણે એક દશ લાખની ઉત્પન્નવાળા મોટા રાજ્યના રાજ્યકર્તા બની પાદશાહના દરબારમાં બેસતા થઇએ." ભિલ્લોએ જણાવ્યું કે, "જો તમારી એવી જ ઇચ્છા છે તો ઉગતા સવારમાં જ રાણાનું શિર લાવી રજુ કરીશું."

આ શબ્દો પોતાના મહારાણાએ કાનોકાન સાંભળ્યા. તેઓ વિચાર કરવા લાગ્યા કે, "અરે! અત્યારે મારો દિ કેવો છે? જે ઝાડના નિચે જઇને હું ઉભો રહું છું તે ઝાડ પણ મારૂં થતું નથી. જે મનુષ્યો પાસે આશ્રય માગું છું તે જ મારા દુશ્મનો બની દગો કરવા તયાર થાય છે. અરે આજના આ બધા દાખલા તેની કેવી પ્રત્યક્ષ સાક્ષી પૂરે છે કે આજે હું આખો દિવસ રખડ્યો છતાં કંઈ શિકાર ન મળ્યો, બાળકો પણ બિચારાં ભૂખ્યાં જ સૂતાં, દુષ્ટ કાળીયાએ રાણીજીને લૂટ્યાં અને આ દુષ્ટ દોલીયો મને આશ્રયમાં રાખી મારવા તયાર થયો છે. હે સર્વેશ્વર! હે એકલિંગજી! તને આ બધું શું ગમે છે? શું તને હિન્દુ ધર્મની રક્ષા કરવાનું વ્યાજબી લાગતું નથી? શું ક્ષત્રિયનું નામ રહેવું તે તને યોગ્ય નથી લાગતું? શું હિન્દુ ધર્મની રક્ષા કરતાં, ક્ષત્રિય નામની રક્ષા કરતાં અને કુળની મર્યાદાનો બચાવ કરતાં આવાં આવાં વિઘ્નો આવે છે? જો એમ જ છે તો મારા જીવિત જીવને ધિક્કાર છે! કે જે આટલા કષ્ટોમાં પ્રયાણ કરતો નથી. અરે, મને કુળની રક્ષા કરવામાં કેટલાં કેટલાં કષ્ટો ભોગવવાં પડે છે! મેં રાજ્ય ગુમાવ્યું, ભિખારી સમાન બન્યો, રહેવાને માટે એક પણ સુરક્ષિત સ્થળ નથી. વળી આ કષ્ટો ભોગ-

વવા સારૂ વિના કારણે હજારો રાજપૂત વીરોનો અંત કરાવ્યો, અને આખરે સૂર્ય વંશમાં ઉત્પન્ન થયા છતાં એક દુષ્ટ ભિલ્લનો આશ્રય લેવો પડ્યો કે, જે દુષ્ટ મારો આશ્રયદાતા બની વિશ્વાસઘાત કરવા તયાર થઈ મને મારવા તયાર થયો છે! હવે જો સવાર સુધી હું આ દુષ્ટને જીવતો રાખીશ તો જરૂર સવારમાં મારા ઉપર એક ભયંકર વિઘ્નોનું વાદળ આવશે, માટે અત્યારે જ તેને પૂરો કરી આગળ વધવું તેમાં જ સાર છે કે જેથી નવાં વિઘ્ન વાદળો તે દુષ્ટની સાથે જ વિખરાઈ જાય."

ઉપર પ્રમાણે વિચાર કરી તેમણે એકદમ દુષ્ટ દોલીયાને પડકાર્યો કે "દુષ્ટ, નરાધમ, કુત્રા, દોલીયા જો એમ તો માથું લઈ શકાય નહીં, પણ આ રીતે લઈ શકાય? થા તયાર અને કર યાદ તારા ઈષ્ટને. પાપી વિશ્વાસઘાત કરી ભિલ્લો રાણો બનવું છે કે?" એમ કહેતાં જ જેમ ભૂખ્યો સિંહ પોતાના શિકાર ઉપર કૂદી પડે છે તેમ તે દોલીઆના માચડા ઉપર ખુલ્લી તલવાર સાથે જઈ પહોંચ્યા.

દોલીયાનો અને તેના સરદારોનો નિશો નાસી ગયો. તેઓ ધ્રુજવા લાગ્યા, કંઈ પણ ઉત્તર આપી શકયા નહીં. રાણાજીએ તો કૂદકો મારતાની સાથે જ જેમ કુંભાર ચાક ઉપરથી પીંડો ઉતારી નાંખે છે તેમ ધડ ઉપરથી દોલીયાનું શિર અલગ કરી દીધું. મહારાણા પ્રતાપના ઝટકા માટે તો કહેવામાં જ આવ્યું છે કેઃ—

> તેં વાહી રાણ પ્રતાપશી, કુંજરરા શિર ખગ;
> એકેં ઝટકે ત્રણ હણ્યાં, સુંઢ દંતુશળ પગ.

પછી તે ખાલી તો શાનો જ જાય? દોલીયાનું માથું જૂદું કરી, બીજા ભિલ્લોને તે કહેવા લાગ્યા કે "સાંભળો, અલ્યા હરામી ભિલ્લો, જો હવે તમો પણ મને મારવાનો કંઇ પ્રપંચ કરશો તો જેવી રીતે આ પાપી દોલીયાનું શિર ધડથી જૂદું થયું તેમ તમારાં પણ સમઝી લેજો. એકને પણ નહીં છોડું." બિચારા ભિલ્લોએ આ દોલીયાનું મરણ, રાણાજીનું ઓચિંતા આવવું એ બધું પોતાની નજરે જ જોયું હતું, તેથી તે તો બિચારા એમ જ માનતા હતા કે "આ રાણો તો મનુષ્ય નહીં પણ કોઈ દેવ જ છે. જો તેમ ન હોય તો મધ્યરાત્રિએ આપણે ખાનગી વાતચિત કરતા હતા તેમાં તે ઓચિંતો આવી કયાંથી ઉભો રહે? માટે આપણે તેનાથી બગાડવામાં સાર નથી." તેથી તેમણે મહારાણાને જણાવ્યું કે "અન્નદાતાર, અમો તો આપના ગુલામ છઈએ, અમારાથી તે કાર્ય કંઇ બને કે? આ તો આ હરામખોર દોલીયાની ઉશ્કેરણીથી અમો તયાર થયા હતા. આપ હવે બેફીકર રહો. અમારામાંથી કોઈ આપની સાથે કોઇ પણ પ્રકારનો દગો

કરીશું નહી." અમો વચ્ચે અમારી માતાને રાખી સોગન લઇએ છઇએ કે "અમો આપની સાથે કાઈ પણ પ્રકારનો દગો કરીશું નહીં." મહારાણાને આ પ્રમાણે ઉત્તર મળ્યો એટલે તેમણે તેમને વેરાઈ જવા હુકમ કર્યો, બિચારા ઉકાંચળીના ધાવનાર ભિલ્લોને તો પ્રાણુ બચાવવા સારૂ એટલું જ જોઇતું હતું એટલે ચડપો ચડપ પોતાનાં ઝુપડાંમાં જઇને પેશી ગયા. તેમનામાંથી કાઈ એક પણ દોલીયાની ભિલારાણીને દોલીયાની કાળોતરીના સમાચાર કહેવા પણ ગયા નહીં. ભિલ્લોના ગયા પછી મહારાણો પણ પોતાની પર્ણકુટી તરફ જવા સારૂ છાપરામાંથી નિકળી ચાલતા થયા.

## પ્રકરણ અઢારમું

### મહારાણી ઉપર આફત

તુલસિ જૈસી ભવતવ્યતા, તૈસેઈ મિલે સહાય;
આપુન જાવે તાહિ પૈ, (કે) તાહિ તહાં લે જાય.
ઉજડ ખેડા ફિર બસે, નિરધનિયાઁ ધન હોય;
બીતા દિન નહ બાહુડૈ, મુવા ન જીવે કોય.
જાકો રખ્ખે સાંઇયાઁ, માર ન શકકે કોય;
બાલ ન બાઁકા કર શકે, જો જગ વૈરી હોય.
સુખ બીતૈ દુખ હોત હૈ, દુખ બીતૈ સુખ હોત;
દિવસ ગયે જ્યાઁ નિસિ ઉદિત, નિસિગત દિવસ ઉદોત.
સાઁઈ તોસો બિનતી, યે દુઈ ભેળા રખ;
જીવ રખૈ તો લાજ રખ, લજ બિન જીવ ન રકખ.
રાણી દેખે બાટ, રાણા ક્યું ન આયા નહીં;
સિંહ સમાળ્યો ઘાટ, પકડી રાણી પૂંઠ શું.

---

મહારાણો કાળીઆને મારી પર્ણકુટી તરફ આવતા હતા, ત્યાં રસ્તામાં આ દોલીયાની બલા વળગી અને તેનો પણ વચ્ચે જ નિકાલ કરી, તેઓ હવે આ સ્થળે રહેવું કે કેમ? તે સંબંધી પોતાના મન સાથે વિચાર કરતા કરતા પર્ણકુટી તરફ ચાલ્યા.

જ્યારથી મહારાણો કાળીઆને મારવા સારૂ ગયા ત્યારથી મહારાણી કેટલોક વખત સુધી તો પથારી પાસે રાહ જોઇને બેસી રહ્યાં, પરન્તુ જ્યારે મહારાણાને ગયાને બહુ સમય થયો અને તેઓ આવ્યા નહીં, ત્યારે તેઓ ઉઠી દ્વારમાં ઉભાં રહી મહારાણાની રાહ જોવા લાગ્યાં. પરન્તુ તેમને મહારાણાના વિજળીના પ્રકાશમાં કાઈ ઠેકાણે દર્શન થયાં નહીં.

મધ્યરાત્રિ વ્યતીત થઈ અને ઉપરાંત થોડો વખત ગયા બાદ બે ત્રણ દિવસનો ભુખ્યો એક સિંહ શિકારની શોધ સારૂ પોતાની ગુફામાંથી બહાર નિકળ્યો. રાત્રિ અંધારી અને વળી વર્ષાદ વધૂ અંધારેલો હોવાથી જાણે અંધારા ઉપર અંધારાનો ઓથ ચઢાવ્યો હોય તેવી મળી રહી હતી એટલે આ સિંહ શિકારની શોધમાં ફરતો ફરતો છેક મહારાણાની પર્ણકુટીની નજીકમાં આવ્યો, છતાં પણ મહારાણી તેને જોઈ શકયાં નહી! જ્યારે તે સિંહ થોડો જ દૂર રહ્યો ત્યારે વિજળીએ પોતાનો પ્રકાશ પૃથ્વી ઉપર નાંખ્યો. આ વખતે રાણીજીનું ચિત્ત તો રાણાજીની રાહ જોવામાં જ પરોવાયલું હતું એટલે તેઓ તો સિંહને જોઈ શકયાં નહીં, પરન્તુ શિકારની શોધ સારૂ તમામ બાજુ દૃષ્ટિ ફેરવતા સિંહે મહારાણીને જોયાં. તેણે પોતાને તુરતમાં જ શિકાર મળ્યો તેથી બહુ આનંદ માન્યો અને કૂદકો મારી મહારાણીને કમ્મરમાંથી પકડી લઈ ચાલતો થયો. સિંહને આ જંગલમાં અને પર્વતોમાં કોઇની પણ દેહેશત નહોતી અને તેમાં પાછી ચોમાસાની ભયંકર કાળી રાત્રિમાં તો તે કોઇથી પણ શાનો ડરે? એટલે તે પણ કોઈ પ્રકારની દેહેશત રાખ્યા સિવાય જે રસ્તેથી મહારાણો આવતા હતા તે રસ્તે ચાલ્યો.

મારવાડ, મેવાડમાં અને ખાસ કરીને રાજપૂતોમાં ચરણીઆ બહુ ભારે પહેરવાનો રિવાજ છે. એટલે મહારાણીજીએ પણ બહુ ઘેરવાળો ભારે ચરણીઓ પહેર્યો હતો. તેથી સિંહના વિકરાળ, પ્રાણઘાતક દંતની તેમના અંગને કોઇ પણ પ્રકારની અસર થઇ ન હોતી, પરન્તુ વરસાદમાં પલળવાથી અને ઉપર સુસવાટ કરતો પવન વાવાથી તેઓ શરદીના કારણે મૂર્છિત બની ગયાં હતાં. સિંહ તેમને મોંમાં ઘાસના પૂળાની માફક પકડીને જે વખતે ચાલતો હતો તે વખતે રાણીજીના પગ આજુ-બાજુ ડુંગરો સાથે અથવા વૃક્ષો સાથે અથડાતા હતા અને તેથી તેમણે પગમાં પહેરેલાં ઝાંઝર અથડાઈ તેમાંથી ઝણુણુ, ઝણુણુનો અવાજ થતો હતો. આ ઝાંઝરનો અવાજ મહારાણાના કર્ણ ઉપર પડ્યો. તેથી તેમને એમ લાગ્યું કે આ ભયાનક જંગલમાં કોઈ ભૂત, પ્રેત, કિંવા ડાકણ, સાકણ મને ડરાવવા આવે છે, તેથી તે તેને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે "તું જે હોય તે મારા સામે જ આવ, હું ઉદયપુરનો રાણો પ્રતાપ છું અને હું તારાથી ડરવાનો નથી. તું કોણ છે એ પણ મને જલ્દી જણાવ. જો તું ન જણાવે તો તને ઉદયપુરના રાણા પ્રતાપની દુહાઈ છે." પરન્તુ આ મહારાણાના શબ્દોની તેના ઉપર શું અસર થાય? તે તો (સિંહ) મહારાણાના સામો જ આવવા લાગ્યો. આથી મહારાણાને શંકા થઈ કે આ કોણ છે કે જે મ્હારૂં કહેવું ન માનતાં

મારા જ સામું ચાલ્યું આવે છે? આ પ્રમાણે વિચાર કરી મહારાણા-એ પોતાની તલવાર ખુલ્લી કરી. આ અરસામાં વિજળીનો ઝબકારો થયો અને તેના ઉજાસથી મહારાણાને જણાયું કે એક સિંહ પોતાના મોંમાં એક સ્ત્રીને પકડીને પોતાના સામો ચાલ્યો આવે છે. હવે મહા-રાણાને વિચાર થવા લાગ્યો કે 'જો હું આ સ્ત્રીને છોડાવીશ નહી તો મને સ્ત્રીહત્યાનું પાપ લાગશે માટે એને છોડાવવી તો ખરી. આ પ્રમાણે વિચાર કરી તેમણે સિંહને સચેત કરવા સારૂ કહ્યું કે "અરે કુત્તા ! હું ઉદયપુરનો મહારાણો તને આજ્ઞા ફરમાવું છું કે આ નિરપ-રાધી વૈરીને છોડી દે." આ રાણાજીનું કહેવું કંઈ આ જંગલી ધાતકી પ્રાણી સાંભળે ખરૂં કે? તે તો રાણીજીને ઉંચકીને છેક મહારાણાની નજીકમાં આવી પહોંચ્યો. મહારાણાએ પણ તેને મારવાનો વિચાર કર્યો અને વિજળીના ઝબકારામાં તેના ઉપર તલ-વારનો ઘા કરી તેનું ધડ અને શિર જુદું કરી નાંખ્યું. ધડ ઉપરથી શિર જુદું થયું એટલે સિંહનું ડાચું ફાટી ગયું અને દાંત ઢીલા થવાથી મહારાણી પણ મોંમાંથી છૂટાં થઈ ગયાં. રાણીજી સિંહના મોંમાંથી છૂટાં પડ્યાં છતાં પણ ત્વરિત તેમની મૂર્છા છૂટી શકી નહીં.

હવે તો રાણાજીને વિશેષ આફત આવી પડી. તેઓ વિચાર કરવા લાગ્યા કે "હું આ ઓરતને ઓળખતો નથી એટલે તેનો સ્પર્શ શી રીતે કરી શકું? તેમ જ તેને એકલીને આની આ સ્થિતિમાં છોડીને પણ જો હું અહીંથી જાઉં તો તે બેશુદ્ધાવસ્થામાં હોવાથી, તેને બિચા-રીને એક બલામાંથી તો છોડાવી પણ પાછી ગમે તે બીજી બલા આવીને વળગશે. માટે તે જાગૃત થતાં સૂધી જવું તે યોગ્ય નથી." મહારાણાએ તલવાર મ્યાન કરી અને હાથમાં તીર કામઠું લઈ રાણી-જીથી થોડે દૂર તેમના સામે નજર રાખી બેઠા. થોડા વખત પછી મહારાણીને કળ વળી અને તેઓ જાગી ઉઠ્યાં. આ અરસામાં વિજ-ળીનો ઝબકારો થયો અને તેના પ્રકાશમાં તેમણે જોયું તો પોતાની પાસે થોડે દૂર એક પુરૂષ બેઠો છે. આ બન્ને પતિ પત્નીએ એક બીજાને ઓળખ્યાં નહોતાં, તેથી મહારાણાના મનમાં એમ હતું કે, આ કોઈ પરાઈ સ્ત્રી છે અને મહારાણીના મનમાં એમ હતું કે આ કોઈ પરાયો પુરૂષ છે. મહારાણી બોલ્યાં: "તમો જે હો તે મારી પાસે ન આવશો. હું ઉદયપુરની મહારાણી છું. જો તમો માહિતગાર હોવ તો મને મારી પર્ણકુટીએ પહોંચાડવા આગળ થાઓ. અને મને ઉતાવળથી પર્ણકુટી ભેગી કરો, કારણ કે ત્યાં મારાં બાળકો એકલાં જ છે અને મહારાણો જંગલમાં ગયા છે."

જ્યારે મહારાણાએ આ પ્રમાણે રાણીજીના મોઢામાંથી શબ્દો સાંભળ્યા એટલે તેઓ વિચારમાં પડી ગયા કે, "શું હું આ જાગ્રતાવસ્થામાં છઉં કે સ્વપ્નમાં? શું મેં આ જે શબ્દો સાંભળ્યા તે સાચા જ છે?" એમણે પ્રશ્ન કર્યો, "કોણ રાણીજી? આ શી દશા" રાણીજીએ પણ હવે તો મહારાણાને ઓળખ્યા. તેમણે જણાવ્યું. "અન્નદાતાર, હા હું જ છું, અને આપ પાપી કાળીઆને મારવા સારૂ પધાર્યા ત્યારે હું આપની રાહ જોતી ઉભી હતી, તે વખતે આ કુતરાએ આવીને મને પકડી લીધી. પરન્તુ મારા અન્નદાતાર મળવાથી હું બચી શકી છું, નહીં તર તો હું આજે મારા પ્રાણેશ્વરનાં દર્શન પુનઃ ન જ કરી શકત." રાણાજીએ, રાણીજીની હકીકત સાંભળી એટલે તેઓ થર થર કંપી ઉઠ્યા. તેમને એમ વિચાર થવા લાગ્યો કે અરે આ ઇશ્વરે મારા માટે કેવા દિવસો નિર્મિત કરેલા છે? શું આ જ એક જ દિવસમાં આટલાં બધાં સંકટો!! તેમણે રાણીજીને કહ્યું, "રાણીજી આજના દિવસનું કંઇ પણ વર્ણન કરવા સરખું નથી. આજે તો એક દુઃખના વાંસે બીજું તેથી પણ ચઢીઆતું આવીને સામું જ ઊભું હોય છે. પરન્તુ માત્ર ભગવાન્ એકલિંગજીની પરમ કૃપાથી સર્વ દુઃખો નિર્વિઘ્ન પસાર થયાં છે. કોઇમાં હરકત આવી નથી." રાણીએ કહ્યું "અન્નદાતાર, આપ હિન્દુઆ શૂર છો, આપ ભગવાન્ એકલિંગજીના દિવાન છો અને તેથી જ ભગવાન્ એકલિંગજી આપની સહાયમાં જ રહે છે."

રાણાજીએ રાણીજીને કહ્યું કે "જો તમો ચાલી શકો તેમ હોય તો મારા આગળ આગળ ચાલો, અને અશક્તિના કારણે ચાલી શકવાની શક્તિ ન હોય તો હું ઉંચકી લઉં?" રાણીજી એક સતી સ્ત્રી હતાં. ચહાય તેટલાં ભયંકર કષ્ટો આવે તો પણ શું પોતાના પ્રાણેશને કોઇ પણ રીતે કંટાળો આપે ખરાં કે? તેમણે રાણાજીને જણાવ્યું કે "પ્રાણેશ, મને એવું કંઇ કષ્ટ આવ્યું નથી કે જેથી હું ચાલી ન શકું! આપ પધારો, હું ચાલી શકીશ." બન્ને જણ ચાલ્યાં. આગળ રાણીજી થયાં અને પછાડી રાણાજી ચાલવા લાગ્યા. પછી રાણાજીએ વાતની શરૂઆત કરતાં જણાવ્યું કે "રાણીજી, આપણું ભાગ્યબળ આપણાથી વિરૂદ્ધ છે, એતી મને આજના આખા દિવસનાં દુઃખોથી ખબર પડી છે. બીજા પ્રસંગ તો તમો જાણો છો એટલે કહેતો નથી, પણ એક વિશેષ પ્રસંગ જે બન્યો છે અને તમો જાણતાં નથી તે તમને કહું છું તે સાંભળો. જ્યારે હું પાપી કાળીઆને મારીને પર્ણકુટી તરફ આવતો હતો ત્યારે દુષ્ટ દોલીઆના દરબારમાં તેના તમામ સરદારોની સભા થઇ હતી અને મને મારીને મારૂં માથું પાદશાહ હજુર રજુ

કરી ઝાલોરનો પટ્ટો લેવાનો વિચાર ચાલી રહ્યો હતો. આ તેમની વાત-ચીત મેં રસ્તામાં આવતાં સાંભળી તેથી ત્યાં ઉભો રહ્યો. એ પાપીના સરદારોએ પણ તેના વિચારમાં પોતાની સમ્મતિ આપી અને સવારમાં મને મારવાનો વિચાર નક્કી કરવામાં આવ્યો. આથી મને એવો વિચાર થયો કે "જો સવાર સુધી આ દોલીઓ જીવતો રહેશે તો મારા ઉપર જરૂર સવારમાં વિઘ્નનુ વાદળું આવશે. આથી મેં તે પાપી દોલીયાનું તેના દરબારમાં જઇ શિર કાપી નાંખ્યું અને પછી પર્ણકુટી તરફ આવતો હતો ત્યાં તો તમો મળ્યાં." રાણીજીએ કહ્યું કે "ધણી ખમ્મા મારા અન્નદાતારને! જે આપે કર્યું તે બહુ જ સારૂં જ કર્યું. નહિં તો તે દુષ્ટ સવારમાં આપણને હેરાન કરવામાં ન ચૂકત." આ બધી વાત-ચિત કરતાં મહારાણાનાં નેત્રો આગળ પોતાનાં તમામ દુઃખો ખડાં થઇ ગયાં. હવે તેમની ધીરજ તેમના હૃદયમાં ટકી શકી નહીં. જે મહારાણાએ મહાન્ સંકટોમાં પણ પોતાની ધીરજ છોડી નહોતી, તે જ મહારાણો અત્યારે મહારાણીને કહેવા લાગ્યા કે, "રાણીજી, કુળની મર્યાદાનું રક્ષણ કરતાં, રાજ્ય ગુમાવવું, જંગલે જંગલ રહેવાના ઠેકાણા સિવાય રખડતા ફરવું અને શિરપર દુશ્મનો હમ્મેશાં સવાર થતાં જ ચડી આવે. વળી ભૂખ્યાને ભુખ્યા દિવસો વિતાડવા અને વળી જેના આશ્રયમાં આવી રહેવું તે જ માથાં કાપવા તૈયાર થાય! આ બધાં સંકટો સહન કરવા કરતાં પાદશાહ સાથે સંધિ કરી તેને નમી પડવું શું ખોટું છે? માટે હવે તો ગમે તે ઉપાયે પણ પાદશાહ સાથે નિકાલ કરી નાંખવો એ જ મને તો ઠીક લાગે છે." મહારાણાના મોઢેથી આ પ્રમાણેનાં વચનો સાંભળી, મહારાણીનું હૃદય કંપવા લાગ્યું, તેમની આંખે અંધારાં આવી ગયાં, તેઓ થર થર ધ્રૂજવા લાગ્યાં. તેમણે ધીરજ રાખી મહારાણાને કહ્યું કે "પ્રાણેશ! હું આ સંધિ કરવાની વાત કોના મોહોડેથી સાંભળું છું? શું આ મારા અન્નદાતાર ફરમાવે છે? અરે! જે કુળની મર્યાદાના વાસ્તે મારા અન્નદાતારે રાજ્ય ગુમાવ્યું, ભિલ્લોના સમાન બનીને ભુખ્યા ને ભુખ્યા જંગલમાં રખડ્યા એ સઘળાં દુઃખોનું આ જ ફળ છે? આપની બુદ્ધિ કેમ આજે દુઃખ જોઇને કાયર બની ગઇ? શું મારા પ્રાણેશ્વરને એથી શોભા મળશે? અન્નદાતાર! આથી પણ વધારે દુઃખો કદાચ મારા માલિકને આવે તો પણ તે તો સહન કરવાં જ જોઇએ અને તેમાં જ આપણી શોભા છે. જ્યારે મારો માલિક તુર્કોને નમશે ત્યારે તો સૂર્ય અસ્ત થશે, ચન્દ્રમાથી અગ્નિનો વર્ષાદ વરસશે. પૃથ્વી પણ તેનું રક્ષણ કરવા કોઇ નહીં રહે તેથી રસાતળમાં ચાલી જશે, શેષ પણ પૃથ્વીનો ભાર નહીં ઉઠાવે, અને આપણા પૂર્વજો

આપણા ઉપર નિશ્વાસની વૃષ્ટિ કરશે. અન્નદાતાર, આટલાં આટલાં સંકટો સહન કરીને પણ અત્યાર સુધી કુળની મર્યાદાનું રક્ષણ કર્યા પછી, હવે સંધિ કરવાનું આપને કેમ સૂઝ્યું છે? અન્નદાતાર! આપ વિચાર કરો કે સર્વેશ્વર હમ્મેશાં સત્યની સહાયમાં રહે છે. ભગવાન્ એકલિંગજી હમ્મેશાં આપનું રક્ષણ કરવા સારૂ આપની સાથે જ રહે છે, છતાં જો કદાચ આપ સંધિના વિચાર ઉપર આવશો તો તેથી ભગવાન્ એકલિંગજી આપની સોબત છોડશે. આપ જો આ પ્રમાણે આવાં નજીવાં સંકટમાં ગભરામણ દાખવો તેથી અમારી હિમ્મત શી રીતે રહી શકે? શું દુઃખો જાનવરો ઉપર આવે છે? દુઃખ તો મનુષ્યોના માથા ઉપર જ પડે છે, પરન્તુ કુદરતનો એક એવો નિયમ છે કે સુખની પછાડી દુઃખ અને દુઃખની પછાડી સુખ. દિવસ પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ આવ્યા જ કરે છે. અન્નદાતાર, આપ વિચાર કરો કે આજનાં દુઃખોથી હવે વધુ કોઈ પણ પ્રકારનાં દુઃખો બાકી રહ્યાં નથી. એથી હવે આપણાં દુઃખોનો અંત આવી પહોંચ્યો છે અને સુખના દિવસો નજીકમાં જ આવવા લાગ્યા છે. માટે હવે તો હિમ્મત હારી કાયરતા દાખવવી તે આપને માટે યોગ્ય નથી જ."

શુદ્ધ રાજપૂતોનો એવો નિયમ છે કે, જો તેમને કોઈ બિરદાવનાર હોય છે તો પછી રણભૂમિમાંથી નાઠા પછી પણ, વધુ વીરતા સાથે લડવા ઉદ્યત થાય છે. મહારાણાને પણ એમ જ થયું. રાણીજીનાં વચન સાંભળી રાણાજીની ધીરજ પુનઃ ઠેકાણે આવી. તેમને તેમના ઉદ્દગારો બાબત પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેઓ રાણીજી સાથે પર્ણકુટીએ આવી પહોંચ્યા. શું અત્યારે સંકટમાં આવી રીતે પતિને સહાય કરનાર અને ઇજતનું રક્ષણ કરનાર ક્ષત્રાણીઓનું અસ્તિત્વ છે? શોધ કરતાં મહારાણીજી સમાન કેટલી ક્ષત્રાણીઓનાં આપણે દર્શન કરી શકીએ તેમ છે? કદાપિ કોઇ કોઇ સ્થળે આવી ક્ષત્રાણીઓ તો હશે, પરન્તુ મહારાણા પ્રતાપ સમાન ક્ષત્રિયો કોઈ છે કે? રાજ્યકર્તાઓનાં હાલનાં ચરિત્રો જોઇને આપણને ચોક્કસ માનવા કારણ મળે છે કે અત્યારે તો કોઇ પણ ઠેકાણે શુદ્ધ ક્ષત્રિયો છે જ નહીં, એમ કહેવામાં આવે તો તેમાં કંઇ જ ખોટું નથી. જે ગીતાજીમાં જણાવવામાં આવ્યું છે કે "नराणां नराधिपः" તે મુજબ જે રાજાઓને વિષ્ણુના અવતાર તરિકે હિન્દુ આલમ માનતી આવી છે, તે જ રાજાઓ અત્યારે પ્રજાનું સત્વ ચૂસનારા કુળની મર્યાદાને તિલાંજલિ આપનાર વિદેશીઓની કૃપા કટાક્ષ ઉપર રાજ્ય ચલાવનાર અને તેમને રાજી રાખવા સારૂ અનેક પ્રકારના અનર્થો ગુજારનાર ઉત્પન્ન થયા છે. તે શું પુણ્યક્ષેત્ર ભારતવર્ષને ઓછું લાંચ્છનપ્રદ છે કે?

અમને તો લાગે છે કે અત્યારે પણ કોઈ ગુપ્ત પરશુધરનો અવતાર અસ્તિત્વમાં હોવો જોઇએ કે, જેના ગુપ્ત પ્રભાવથી પૃથ્વી નિક્ષત્રિય બની ગઈ છે ! ! અમને માલુમ પડતી નથી કે આ પૃથ્વી કયા પુણ્યના આધારે પાતાલમાં પ્રવેશ કરતી નથી ! રાજાઓમાં રજ તો કંઇ પણ દર્શાતી નથી. અમો હાલના રાજાઓની રાજનીતિના સંબંધમાં આ નીચે એકાદ બે કાવ્યો વાચકોની જાણ સારૂ આપીએ છીએ.

**કવિત**:—નૃપ તૈં કહે તૈં કામદારકો બતાય દેત,
કહે કામદાર બાત ફોજદારી જૈસી હૈ;
કહૈં ફોજદારીકો તો દિવાની બતાય દેત,
કહૈં જો દિવાની તો દિવાની અન ઐશી હે.
કહે હૈ દિવાન કોટવાલ તેં બનૈગી બાત,
કહે કોટવાલ મોસૈં બને નહીં ઐશી હૈ;
દાદી ફરિયાદીકી સુનૈ ન કોઉ 'જગ્ત' કવિ,
રાજનીત ઐસી તૌ અનીત ફીર કૈશી હૈ?

લૂટત લૂટેરૂ સદા મૌજ મન આનિ અતિ,
રૈ'ત પાલવેકી પ્રત્તિ આનત અનૈશી હૈ;
રાજા બની પોચા ફરૈં સર્વદા સમન્દ્ર પાર,
આપ જૈસે ઐસે અધિકારીપ્રત્તિ ઐશી હૈ.
ન્યાયકી પલાયનતા નીતિકી પલાયનતા,
રીતકી પલાયનતા નહીં જૈસી તૈશી હૈ;
રાખે નાં રખાવૈ કોઉ રૈયત કો લૂટાવૈં સદા,
"રાજનીત ઐસી તો અનીત ફીર કૈશી હૈ"?

રાજા ભે લૂટેરે યાતેં રૈ'તભી લૂટેરી ભઇ,
ઠામ ઠામ ભાગૈં ગ્રામ બીક નાં જરૈસી હૈ;
ઉત્તરમેં પરૈ બૂમ આપ ભાગૈં દખ્ખણમેં,
વૃત્તિ અધિકારીનને ધરી મન ઐશી હૈ.
તેલી ઔર તમોલી ભરે ફોજમેં ફજેતી ખોર,
ધરી ડરપોક રીત રાજનકે જૈસી હૈ;
રાખૈ નાં રખાવૈ કોઊ રૈયતકો લૂટાવૈં સદા,
"રાજનીત ઐસી તો અનીત ફિર કૈશી હૈ?"

શું આવા રાજાઓને પણ આપણે રાજા માની ભગવાન્ વિષ્ણુના પવિત્ર અવતાર સમાન માનવા? એવા રાજાઓએ ઈશ્વર ખાતર પણ મહારાણા પ્રતાપનાં પવિત્ર ચરિત્રો વાંચી પોતાનાં કર્મો પ્રમાણે વર્તવા તૈયાર થવું. ઈશ્વરે તેમને મોજ શોખ માણવા સારૂ રાજા બનાવ્યા નથી. તેમને જેટલા દરજ્જે મહત્તા પ્રાપ્ત થઈ છે તેટલા જ દરજ્જે તેઓ પ્રજાને જવાબદાર પણ છે. તેઓ પ્રજાનું નિમક ખાય છે માટે તેમણે પ્રજા તરફ નિમકહરામ વૃત્તિઓ ધારણ ન કરતાં નિમકહલાલ

બનવું જોઇએ. તેમણે યાદ રાખવું જોઇએ કે નિમક જો હલાલ કરવામાં નથી આવતું તો તે જરૂર ફૂટી નીકળે છે. અને એવાં ઘણાં દૃષ્ટાન્તો આપણી દૃષ્ટિ આગળ મોજુદ છે. તેમણે એ પણ યાદ રાખવાની જરૂર છે કે જેમને તેઓ તૃણ સમાન માને છે તે તૃણ જ પ્રસંગ પડે ભાલોડાનાં કાર્ય કરશે અને તેમની વૃત્તિઓ ઠેકાણે લાવશે. ખરેખર મિતાક્ષરાકારે કહ્યું છે કેઃ—

राज्ञि धर्मिणि धर्मिष्ठाः पापे पापाः समे समाः ।
प्रजास्तदनुवर्तन्ते यथा राजा तथा प्रजाः ॥

ભાવાર્થ—જેવો રાજા હોય છે તેવી જ તેની પ્રજા પણ થાય છે, જો રાજા સદ્‌ગુણી હોય તો તેની પ્રજા પણ સદ્‌ગુણી જ થાય છે અને જો રાજા પાપી અથવા દુર્ગુણી હોય છે તો એની પ્રજાનાં પણ એવાં જ આચરણો બની જાય છે. જો કદાચ પ્રજા પણ રાજાઓના સમાન બને તો રાજાઓએ પ્રજાનો દોષ ન કહાડતાં પોતાનાં કૃત્યોનો જ આભાર માનવો જોઇએ!!

રાણાજી પોતાનાં સતી સાધ્વી મહારાણીને લઇને પોતાની પર્ણ-કુટીએ આવી પહોંચ્યા. હજુ થોડી રાત્રિ બાકી હતી એટલે તેઓ તમામ દ્વારોમાં કટલાં ભરાવી સુતાં. પ્રાતઃકાળમાં તેઓ વેહેલાં જાગ્રત થયાં અને પોતાનાં ભૂખ્યા પેટે પોઢેલાં બાળકોને જાગ્રત કર્યાં, બાદ મહારાણા સ્નાન સંધ્યાથી પરવારી, પોતાની પ્રાણેશ્વરી સાથે હવે શું કરવું? તત્સંબંધી વિચાર કરવા સારૂ બેઠા.

---

## પ્રકરણ ઓગણીસમું

### મહારાણાને રાજ્યપ્રાપ્તિ

**કવિત**—બાઢી બાદશાહી પ્રલૈ કાલકે સલિલ સમ;
બૂડે રાવ રાના ખાગ કિન્હૌ નાહીં ખરકો.
દેન લગે નવલ દુલ્હૈયા નવરો જનમેં;*
ફેરિ આન દેખૈં મુખ નિઠુ નિઠુ ઘરકો.
તાન તરવાર કાર કિન્હી બાદશાહજુસોં;
હેર્યૌ હૈ પ્રતાપ અવતાર સાચો હરકો.
દોઉ દિન જાના બાત અકથ કહાના ચહૈ;
રહ્યૌ ઉંચે રાના જૈસે પાનો અખેવરકો.

---

* જ્યારે આ કવિતમાં “નવરોજ”નો ઈશારો કરવામાં આવ્યો છે ત્યારે અમો પણ નવરોજની હકિકતથી અમારા વાચકોને વાકેફ કરવા સારૂ તત્ સંબંધી કંઈક લખવા વિચાર રાખીએ છીએ.

આ કવિત આપણને ચોક્કસ નિર્દિષ્ટ કરી આપે છે કે, મહારાણા પ્રતાપના સમયમાં પણ ક્ષત્રિયો તો તમામ તેના સિવાયના ગુલામગિરી જ પસન્દ કરતા હતા. અને તેઓ બાદશાહના બળરૂપી પ્રલય કાળના જળમાં બૂડી ગયા હતા, માત્ર નહીં બૂડવામાં આપણી વાર્તાનો નાયક એકલો જ હતો. અને તેથી કવિએ પણ સત્ય જ કહ્યું છે કે "રહ્યો ઉચૈ રાના જૈસે પાના અખૈવરકો" જેમ અક્ષયવટનું પાન પ્રલય કાળના જળમાં પણ ન બૂડતાં ઉપર ને ઉપર જ રહે છે, તેમ મહારાણો પણ છેક સુધી અકબરના સામે હથિયાર ઉઠાવીને જ ઉભા હતા. અત્યારે આપણે એવો એક પણ વીર ક્ષત્રિય બચ્યો જોઇ શકતા નથી!

---

અકબર પાદશાહ જેવી રીતે નીતિવાળો ગણાયો છે, તેવી રીતે તે માત્ર નીતિમયજ નહોતો, પરન્તુ અનીતિને પણ ધારણ કરનાર હતો. તે રાજના દાવપેચ સારી રીતે જાણનાર પાદશાહ હતો. અને તેથી નીતિથી કામ પાર પડતું હોય ત્યાં તે નીતિનો રસ્તો ગ્રહણ કરતો હતો અને અનીતિ કરવાની જરૂર પડતી હતી ત્યાં તે જરૂર અનીતિ ચલાવતો હતો. શું મહારાણા પ્રતાપને પાયમાલ કરવામાં તેણે કોઇ પણ વખતે નીતિનું દર્શન કરાવ્યું છે? શું રાજપૂતોની પુત્રીઓ સાથે લગ્ન કરવામાં તેની નીતિ હતી? કે માત્ર તેમની નબળાઇનો તેણે લાભ લીધો હતો? અને વળી નવરોજાનો બજાર ભરવાનું ઠરાવવામાં તો તેણે હદપાર અનીતિનો આપણને પરિચય આપ્યો નથી કે? હા એટલી હકિકત તો ચોક્કસ જ છે કે તેણે પ્રજા તરફ બહુ જ સારૂં વર્તન રાખ્યું હતું, તેમ જ હિન્દુ મુસલમાનોના ધર્મ સંબધી તેણે કોઇ પણ પ્રકારનો પક્ષપાત કર્યો નથી અને તેથી તે પાદશાહ પ્રશંસાને પાત્ર થયો છે.

બાદશાહ અકબરે એક એવો ઠરાવ બહાર પાડ્યો હતો કે, તમામ રાજાઓ અને સરદારો તેમ જ મોટા અધિકારીઓની સ્ત્રીઓ પોતાના હાથની નવીન કારીગરીની બનાવેલી વસ્તુઓ રાજભુવનમાં ભરવામાં આવતા નવા દિવસના બજારમાં વેચવા આવે. પછી તેની હૂરમો અને બીજી બેગમો તથા રાજ રાણીઓમાં પરસ્પર ખરીદીઓ થતી હતી. આ દરબારમાં ગુપ્ત વેષથી ખુદ પાદશાહ પણ જતો હતો અને પોતાની પાપી વૃત્તિઓને લોંડીઓ માર્ફત પોષતો હતો.

આ તેનું પાપ કેટલાક સમય સુધી તો નિભ્યું, પરન્તુ જેમ કહેવત છે કે "પાપનો ઘડો ફૂટ્યા સિવાય રહેતો નથી." તેમ એના પણ પાપનો ઘડો ભરાઈ છલકાઇ ફૂટવાનો સમય આવી પહોંચ્યો, તેથી બિકાનેરના રાજા રાયસિંહના ભાઇ પ્રથિરાજજીનાં પવિત્ર અને પતિપરાયણ પત્ની કિરણમયી અથવા લાલાદે ઉપર તે મોહાંધ થયો. લાલાદે એક વિદ્વાન કવિ, યુવાવસ્થાવાળી અને જેમ તેનું નામ કિરણમયી હતું તેવી જ તે સ્વરૂપમાં પણ કિરણમયી હતી. એક દિવસના નવરોજના દરબારમાં આ કિરણમયીને પાદશાહે પોતાની પ્રપચી જાળમાં ફસાવવાનો વિચાર કર્યો અને આ અનીતિમય કાર્ય એક પાપી દાસીને સોંપવામાં આવ્યું. આ દાસીએ જ્યારે બજાર ખતમ થયો ત્યારે જવાના તમામ રસ્તાઓ બંધ કરી માત્ર આગળથી દ્વાર બંધ કરી રાખેલ ઓરડામાં થઇ જવાની

શું દેશના રાજ્યકર્તાઓની અધમ દશા આવી ગઇ છે? જેમ એક કુતરૂં પોતાના મોં આગળ પડેલી રોટલીનો કકડો ગુમાવી બેસાય નહીં, તે સારૂ રોટલી નાંખનાર વ્યક્તિ આગળ રમે છે અને નાચ નચાવે છે, તેમ જ આપણા દેશના તમામ રાજકર્તાઓની સ્થિતિઓ થઇ પડી છે. તેઓ માત્ર પોતાના રાજરૂપી કકડા રોટલી સારૂ સાર્વભૌમ સત્તાના પ્રતિનિધિઓ આગળ ગુલામગિરી ભોગવે છે. તેમના નચાવ્યા નાચે છે, તેમના કુદાવ્યા કુદે છે અને તેમનાજ પગલે ચાલી અનર્થ ગુજારે છે. તેઓ એમ નથી સમજતા કે આ પ્રતિનિધિઓ તો ભાડુવાત છે અને તેઓ ભાડુવાત નહીં પણ માલિકની પંક્તિ ઉપર છે. એટલે તેમને તેમનાં વર્તન જોઇ વર્તવામાં અથવા તેમને માત્ર રાજી રાખવા સારૂ પ્રજાના અહિતનાં વર્તન રાખવામાં માલ નથી.

મહારાણો પોતાનાં નિત્ય નૈમિત્તિક કાર્યોથી પરવારી રાણીજી સાથે વિચાર કરવા લાગ્યા કે, હવે આ સ્થળે રહેવું કે કેમ? મહારાણીએ અભિપ્રાય આપતાં જણાવ્યું કે "નાથ, હવે આ સ્થળ આપણા માટે પ્રથમના સમાન સુરક્ષિત સમજવાનું નથી, કારણ કે આ બધાય ભિલ્લો આપણા દુશ્મન જ માનવા. હવે તેઓ પોતે થઇને કદાચ આપણા ઉપર કોઇ પણ પ્રકારની આફત લાવશે અથવા તો તેઓ પાદશાહના સૈન્ય સાથે મળી જાય, એવો પણ સંભવ રહે છે એટલે હરેક રીતે આપણે અહિથી કોઇ ગુપ્ત સ્થળે ચાલ્યા જવાની જરૂર છે, એમ મને તો લાગે છે. પછી આપની ઇચ્છા!!" પુરૂષ ઘરમાં રાજા છે અને સ્ત્રી ઘરમાં પ્રધાન છે અને વળી રાજનીતિના નિયમાનુસાર રાણી એ રાજનું બીજું અંગ છે. આ હકિકત મહારાણો સારી રીતે સમજતા હતા. વળી તેમણે સંકટના સમયમાં રાણીજીની બરાબર પરીક્ષા કરી હતી. અને તે પરીક્ષામાં રાણીજી ઉત્તીર્ણ પણ થયાં હતાં. એટલે તેમની સલાહ પ્રમાણે વર્તવામાં રાણાજીને સાર જણાતો હતો. તેમની સલાહ

---

તેને ફરજ પાડી. બિચારી કિરણમયી આ પ્રપંચમાં જાણતી નહોતી તેથી તે ઓરડામાંથી બહાર જવા સારૂ ઓરડામાં ગઇ, ત્યાં તો તેના માટે તલશી રહેલો પાદશાહ તેના સામો આવી ઉભો રહ્યો. હવે કિરણમયી બધા ગોટાળાથી વાકેફ થઇ, પરન્તુ તેણી હિમ્મતથી ડગી નહીં અને પોતાના શિયળનું રક્ષણ કરવા સારૂ સિંહણ બની પાદશાહ ઉપર ધશી ગઇ અને તેને પકડી પૃથ્વી ઉપર પછાડી છાતી ઉપર ચડી બેઠી. તેણે પોતાની સદા સંગિની કટાર કહાડી આ નીતિની મૂર્તિ પાદશાહની છાતી સરસી લગાવી. પાદશાહે મોતનાં દર્શન કર્યાં અને જ્યારે "માતા મને છોડ" એવા કરૂણામય ઉદ્ગારો કહાડ્યા ત્યારે જ બચી શક્યો. ધન્ય છે આવા નીતિજ્ઞ શાહને!!

(જુઓ રાજસ્થાનનો ઇતિહાસ અને કવિતા કૌમુદી)

સુખમય હતી. અને તેથી જ રાજનીતિના નિયમ મુજબ તેમને સત્ય સલાહકાર રાજનું દ્વિતીય અંગ તેઓ માનતા હતા અને જંગલમાં દરેક કાર્યમાં તેમની સલાહ લેતા હતા. રાજ્યાંગોનું વર્ણન કરતાં કવિરાજ જસુરામજી પોતાના રાજનીતિ નામના ગ્રન્થમાં જણાવે છે કેઃ—

છપ્પયઃ—પ્રથમ અંગ ભૂપાલ, રાજરાણી અંગ દૂજે;
તીજે રાજકુમાર, મન્ત્રી ચોથે ગણુ લીજે.
પચ મુસાહિબ અંગ, અંગ ખટ રાઉત માનો;
સપ્તમ રૈયત અંગ, અંગ અઠ કવિ બખાનો.
જગજીત જુત રીત જાને જગત, વિવિધ વિવેક વિચાર કહ;
જો કરત સદા સુમરન જસુ, આઠ અંગ બરને સુમહ.

ભાવાર્થઃ—રાજ્યાંગોમાં, પ્રથમ અંગ ખુદ રાજા, બીજું અંગ રાજરાણી, ત્રીજું અંગ રાજકુમાર, ચોથું અંગ કામદાર, પાંચમું અંગ મુસાહિબ—માનકરી, સલાહકાર; છઠ્ઠું અંગ ઠાકોરો—સરદારો, સાતમું અંગ પ્રજા અને આઠમું અંગ રાજકવિ છે. એ રીતનાં આ આઠ અંગોનું વર્ણન કર્યું છે. અને જે કોઇ હમ્મેશાં, ગ્રન્થકર્તા જસુરામજી કહે છે કે, તેનું સ્મરણ કરતો રહે છે અને અનેક પ્રકારના વિવેકથી યુક્ત તેનો વિચાર કરતો રહે છે, તે જગતમાં રાજાઓની રીત જાણી શકે છે. અથવા તો તેવા જ રાજાને જગત્ રાજા તરિખે ઓળખે છે.

મહારાણીની યોગ્ય સલાહ મળવાથી મહારાણાએ પણ તે સ્થળ છોડી જવાનો વિચાર કર્યો અને તેઓ પોતાનાં બાળકો સાથે પર્ણકુટીમાંથી બહાર આવ્યા. બહાર આવીને જે પર્ણકુટીએ પોતાને ઘણા દિવસ સુધી રક્ષણ આપ્યું હતું તે પર્ણકુટીને આખરના પ્રણામ કરી, મહારાણાએ અને મહારાણીએ પોતાનાં બાળકોને ઉંચકી, જેમ જંગલી ભિલ્લો એક સ્થળેથી બીજા સ્થળે જાય છે તેવી રીતે ચાલ્યાં. આ વખતે મહારાણાના બાળકોને ઉંચકનાર કોઇ પણ નોકર ચાકર કિંવા ભિલ્લ પણ સાથે નહોતો. તેઓ પોતાની આ દુઃખદ સ્થિતિ ઉપર વિચાર ચલાવતા ચલાવતા આગળ વધ્યા.

મહારાણાને પોતાની માતૃભૂમિ છોડવાનો પ્રસંગ આવ્યો નહીં. કારણ કે જ્યારે તેઓ અરવલ્લીના ડુંગરના શિખર પરથી ઉતરીને મારવાડની સીમા ઉપર આવ્યા, ત્યારે તેમના પરમ વિશ્વાસુ વણિક મંત્રી ભામાશા કે જેઓ ઘણા વખતથી તેમની શોધમાં હતા તે તેમને મળ્યા. તેમણે મહારાણાના ચરણમાં મસ્તક નમાવી પોતાના પૂર્વજોએ ઉપાર્જિત કરેલ અનંત ધનનો ઢગલો મહારાણાને ભેટ કર્યો.

વાચકો ! વિચાર કરો કે આ વખતે મહારાણાને કેટલો અને ભામાશાને પણ કેટલો આનંદ થયો હશે ! જેવી રીતે ગુમ થયલું

વાછરડું ગાયને પુનઃ પ્રાપ્ત થવાથી જેટલો આનંદ પ્રાપ્ત થાય છે તેટલો જ આનંદ મહારાણાને પ્રાપ્ત થયો અને પોતાની માતાથી વિખૂટા પડેલા વાછરડાને પુનઃ પોતાની માતાનો ભેટો થવાથી જેટલો આનંદ થાય છે તેટલો આનંદ ભામાશાને થયો. તેઓ એક બીજાને ભેટી પડ્યા, તેમનાં નેત્રોમાંથી પ્રેમવારિનો પ્રવાહ વહેવા લાગ્યો. થોડો વખત તો તેઓ તે જ સ્થિતિમાં પરમાનંદ પામ્યા અને મૌન રહી અરસ્પરસ એક બીજાના ખભા વલાડવા લાગ્યા. છેવટે તેઓ છુટા પડ્યા.

ભામાશાએ મહારાણાને કહ્યું કે "અન્નદાતાર, આ ધન આપનું જ છે. મારા પૂર્વજોએ અને મેં તે આપના મંત્રીપદેથી પ્રાપ્ત કર્યું છે. એટલે પ્રથમ દરજ્જે જ તે સંકટના સમયમાં આપના જ ઉપયોગમાં આવવું જોઇએ. હું કેટલાક સમયથી આપની શોધમાં હતો, પરન્તુ મારો અને આપનો ભેટો થયો નહીં, તેથી આટલો સમય આપને સંકટ સહન કરવું પડ્યું. તેના માટે હું ક્ષમા યાચું છું. હવે આપ આ ધનની સહાયથી સૈન્ય એકઠું કરો અને પુનઃ રાજ્ય પ્રાપ્ત કરો."

મહારાણાના આનંદનો પાર રહ્યો નહીં. તેમને જેમ મનુષ્ય મધ્ય દરિયામાં ડૂબવાની અણી ઉપર બચાવ સારૂ ફાંફાં મારતો હોય, તે અરસામાં જો તેને કંઇક અવલંબન મળી જાય અને તેથી તેને જેટલો આનંદ પ્રાપ્ત થાય તેટલો આનંદ થયો. તેમણે ભામાશાને કહ્યું કે, "ભામાશા, તમોએ મને ખરા સંકટમાં સહાય કરી છે. મારો હવે કોઇ પણ ઉપાય નહોતો. એક જંગલેથી બીજા જંગલે ભટકી રખડી રઝળીને આ જીવન પૂર્ણ કરવાનું જ બાકી હતું, તેવા સમયમાં આપે મને યથાર્થ સમયે સહાય આપી છે. આ આપે આપેલો ધનરાશિ અખૂટ છે અને તેથી મારૂં સર્વ કાર્ય પૂર્ણ થશે. હું બેઠાં બેઠાં પણ આ ધનરાશિથી પચીસ હજાર માણસોને બાર વર્ષ સુધી નિભાવી શકીશ. ભામાશા! ખરેખર જો મેવાડનો ઉદ્ધાર હું કરી શકીશ તો માત્ર તમારી જ સહાયથી કરી શકીશ અને તેથી તમો જ 'મેવાડના ખરા ઉદ્ધારક' છો. તમારાં હૃદયમાં માતૃભૂમિ પ્રત્યે આટલું માન છે તેથી તમારૂં નામ ઇતિહાસમાં અમ્મર થશે."

મહારાણાએ પોતાને ધનરાશિની પ્રાપ્તિ થયા બાદ પોતાના સરદારોને આમંત્રણ મોકલી એકઠા કર્યા. તેઓ પોતપોતાની સહાયાર્થે પોતાનાં સૈન્ય લઇને મહારાણાની છત્ર છાયા નીચે એકત્ર થયા. પછી તેમણે બીજું સૈન્ય એકઠું કર્યું. જ્યારે પોતાની પાસે બરાબર સૈન્ય એકઠું થયું એટલે તેમણે શ્રીગણેશાય નમઃમાં મોગલોના સેનાપતિ શાહબાઝખાં ઉપર આક્રમણ કર્યું. મોગલો એમ માનવા લાગ્યા હતા કે મહારાણો

તો મારવાડ તરફ નાસી ગયા છે. એટલે તેઓ તેમની દહેશતથી રહિત થઇને પડાવ નાંખી પડ્યા હતા. પરન્તુ જ્યારે મહારાણાએ આક્રમણ કર્યું ત્યારે તેમની આંખો ઉઘડી. શાહબાઝખાં પોતાની છાવણી દેવીર નામના સ્થાને રાખી પડ્યો હતો. ત્યાં જેમ ભૂખ્યો સિંહ પોતાને પ્રાપ્ત થયલા શિકાર ઉપર તૂટી પડે તેમ મહારાણો તેના ઉપર તૂટી પડ્યા. મોગલો મહારાણાના સૈન્ય વચ્ચે ઘેરાયા. તેમને નાસવાનો પણ કોઈ રસ્તો મહારાણાએ રાખ્યો નહોતો. એટલે મોગલ સેનાપતિનો લડ્યા સિવાય અથવા રાણાજીના શરણે આવવા શિવાય બીજો માર્ગ નહોતો. આ બન્નેમાંથી પ્રથમનો માર્ગ તેણે પસન્દ કર્યો અને બન્ને સૈનાઓ વચ્ચે દેવીરની રણભૂમિમાં દીર્ઘ કાળ પર્યંત ભયંકર યુદ્ધ થયું. મહારાણો અગીઆરમા રૂદ્ર સમાન બની રણભૂમિમાં જાણે મુણ્ડોની માળા એકત્ર કરવા નિઃશંક ઘૂમતા હોય તેમ નિઃશંક રીતે ઘૂમી રહ્યા હતા. યવનોએ પોતાના શૌર્યનો પરિચય કરાવવા માટે કંઈ પણ મણા રાખી નહીં, છતાં પણ મહારાણાના પ્રબળ અને ઉત્સાહિત સૈન્ય સામે તેઓ ટકી શકયા નહી. ગર્વિષ્ઠ મોગલ સેનાપતિ પોતાના અનેક મનુષ્યો સાથે પ્રતાપી પ્રતાપના હાથે રણભૂમિમાં કાયમના સારૂ શયન કરી ગયા. બાકીના કેટલાક યવનો આમૈર નામના સ્થળે બીજું યવનોનું સૈન્ય હતું તેમાં નાસીને ભળી ગયા અને મહારાણાનો વિજય થયો.

આ લડાઇમાં જાણે મહારાણાએ આગળથી આમંત્રણ મોકલ્યાં ન હોય, તેમ કાલિકા અને શંકર મુણ્ડોની માળાઓ બનાવવા સારૂ આવ્યાં હતાં ! ભૂત, પ્રેત, ડાકિણીઓ અને શાકિણીઓ પણ રક્તપાન કરવા સારૂ તથા આમિષનો આહાર મેળવવા સારૂ એકત્ર થયાં હતાં. વળી કુતરાં, કાગડા, ગિધો અને શૃગાલો આમિષ અને મનુષ્યોનાં આંતરડાંની તાણુંતાણ કરી આનંદ માનવા લાગ્યાં. આકાશમાં અપ્સરાઓ સુંદર શૃંગારો ધારણ કરી પોતાના વીર પતિઓ મેળવવા સારૂ વૈમાનમાં આરૂઢ થઈ આવી હતી. અને એક વીરના મરણ સાથે જ અનેક અપ્સરાઓની તેને ઉઠાવી જવાની હરિફાઈ ચાલતી હતી અને તેમાં જે ચાલાક હોય તે ફાવી જતી હતી. આ યુદ્ધ અને અપ્સરાઓની હરિફાઇથી આનંદમાં આવી યુદ્ધ જોવા સારૂ આકાશમાં એકત્રિત થયલા દેવતાઓ પ્રતાપી પ્રતાપ ઉપર પુષ્પની વૃષ્ટિ કરતા હતા.

પ્રતાપ શાહબાઝખાં ઉપર વિજય મેળવીને જ સંતોષ માની બેસી રહ્યો નહીં, પરન્તુ તેણે નાઠેલા યવનોની પૂઠ પકડી અને આમૈર પહોંચી નાઠેલા યવનોનો ત્યાંની યવનસેના સાથે અંત આણ્યો. યવનોમાં ભારે ગભરાટ પેશી ગયો. તેમણે શાહને ખબર જણાવી. તેણે

મહારાણાને સૈન્ય સાથે પકડી કેદ કરવાનો વિચાર કરી સૈન્ય એકઠું કરવા માંડ્યું. પરન્તુ મહારાણો અકબરની અવગણના કરી, વિજયોન્મત્ત બની કમલમેર આવ્યો. અને ત્યાં પડેલી મોગલ સેનાને ઓચિંતા આવી ઘેરી લીધી અને તે સૈન્યના સેનાપતિ અબ્દુલ્લામીયાંને તેના સમગ્ર સૈન્ય સાથે સમરશાયી કર્યાં. આ પ્રકારે શ્રમનો વિચાર કર્યા વગર ત્વરિત ત્વરિત તેણે કામ શરૂ રાખી થોડા જ સમયમાં બત્રીસ જેટલા કિલ્લાઓ પોતાને હવાલે કર્યા. આ બત્રીસ કિલ્લા પૈકી કોઈ પણ કિલ્લામાંથી કોઈ પણ યવન બચી અકબરને સ્નાનના સમાચાર આપવા પણ પહોંચી શકયો નહીં. યવનોએ મહારાણાના હાથ રૂપી તીર્થક્ષેત્રમાં પોતાનો પ્રાણાર્પણ કરી પાદશાહના હુકમથી કરેલી અનીતિમાંથી છુટવાનો રસ્તો શોધ્યો હતો, એટલે તેઓ શાના બચી શકે? પાદશાહને સમાચાર મળ્યા તેથી તે હાથ ઘસવા લાગ્યો. અદ્યાપ તેનું સૈન્ય એકત્ર થયું નહોતું.

પાદશાહનું સૈન્ય એકત્ર થાય તે પેહેલાં તો મહારાણાએ ઉદયપુર પણ પોતાના હવાલે કર્યું. આ નગર કબજે કરતાં મહારાણાને અધિક પરિશ્રમ કરવો પડ્યો નહીં, કારણ કે આ વખતે મહારાણાને જેમ કહેવામાં આવ્યું છે કે,

"સાંઇયાં ટેઢી અખિકર્યાં, વૈરી ખલક તમામ;
હુકકે ઝોલા મ્હેરકા, (વ્હાંતો) લાખું કરૈં સલામ."

તેમ માલિકની વક્રદૃષ્ટિ મટી ગઈ હતી અને તેમના ઉપર માલિકની મહેરબાની ઝોલા ખાઈ રહી હતી એટલે તેમને પાદાક્રાન્ત કરવાને માટે કોણ શક્તિમાન્ હતું? માત્ર ચિત્તોડ, અજમેર અને મંડલગઢ એ ત્રણ કિલ્લાઓ તેઓ કબજે કરી શકયા નહોતા. ઉદયપુરનું સૈન્ય તો વગર કારણે માર્યા જવા કરતાં નાસી છુટવાનું ઉચિત સમજી મહારાણાની ઉદયપુર ઉપરની ચડાઇના સમાચાર જાણીને પલાયન કરી ગયું હતું.

પાદશાહ અકબરે પ્રતાપસિંહનું કેવી રીતે દમન કરવું તે સંબંધી વિચાર કરવા સારૂ પોતાના સલાહકારોને બોલાવ્યા કે જેમાં બીરબલ, ખાનખાના, પૃથિરાજજી અને ગંગ સમાન નીતિજ્ઞ પુરૂષો પણ હતા. પાદશાહે તેમના અભિપ્રાય જાણવાની ઇચ્છા જણાવી, તેથી તેમણે નિડર રીતે પોતાના અભિપ્રાય વ્યક્ત કરતાં પાદશાહને જણાવ્યું કે "ખુદાવિંદ! શું પ્રતાપનો પ્રતાપ સાધારણ મનુષ્ય સમાન છે કે તેને આપણે દબાવી દેવા વિચાર કરવો? શું પ્રતાપના સમાન સાહસ આપણા કોઈ પણ સેનાપતિમાં છે કે જેના ભરોસાથી આપણે પ્રતાપ સાથેની લડાઈ ચાલુ જ રાખવી? શું પ્રતાપના સમાન કોઇ પણ વીર પુરૂષ આપણી શાહાનશાહતમાં છે કે જેના ભરોસાથી આપણે લડી

શકીએ. તેના સમાન રણમાં ઉત્સાહ ધરાવનાર કેટલા મનુષ્યોનું આપણી પાસે અસ્તિત્વ છે? ખુદાવિંદ, છતાં પણ આપણે એમ માનીએ કે આપણે તેનો ચહાય તે ઉપાયે નાશ કરી શકીએ તેમ છે તો પણ એક આવા વીર પુરૂષને અધિક સતાવવામાં શું સાર છે? માટે અમારો અભિપ્રાય તો એવો છે કે, તેનો પ્રતાપ, તેનું સાહસ, તેનું વીરત્વ અને એના ઉત્સાહનો વિચાર કરીને પણ તેના ઉપર રહેમ કરવાની જરૂર છે. હા! કદાચ તે તેજસ્વી પુરૂષ હોવાથી તેના દ્વેષીઓ તેની જાતિવાળાઓ થયા છે અને તેઓ ખુદાવિંદને તેનું દમન કરવા ઉશ્કેરે છે, તેથી ખુદાવિંદની તેવી ઇચ્છા હોય તો પણ અમો ખાત્રીપૂર્વક જણાવીએ છીએ કે તેમાંથી આપણને ફાયદો મળવાના બદલે નુકશાન વધૂ થશે!! શું અત્યાર સુધીમાં પ્રતાપના માટે આપણે ઓછાં મનુષ્યો ગુમાવી બેઠા છઇએ? ખુદાવિંદ, શું આપણને ધનનું પણ થોડું નુકશાન થયું છે કે જેથી પુનઃ આપણે તે જ ઉપાય ચાલૂ રાખી શકીએ? જ્યારે પ્રતાપ જંગલે જંગલ ભટકતો ફરતો હતો તે વખતે તેના વિરોધીઓ કયાં ગયા હતા? શું તે વખતે તેમણે તેને પકડીને ખુદાવિંદના હજુર રજુ કર્યો કે? અને છતાં પણ શું આપણે તેમના ઉપર ભરોસો રાખી પ્રતાપ સાથેની લડાઈ ચાલૂ જ રાખવી? જો આપણે તેવા ખોટા મનમાં ભરાઈ લક્ષ્યા જ કરીએ તો પછી આપણે મૂર્ખની ગણત્રીમાં જ આવી શકીએ." અકબરને પોતાના સભાસદોનો અભિપ્રાય યોગ્ય લાગ્યો અને તેણે તેમનું કહેવું માની મહારાણાને દુઃખ દેવાનો વિચાર છોડી દીધો. તેણે તે પ્રમાણે પોતાના બાકીના સૈન્યને હુકમો આપી પરત બોલાવી લીધું અને એકત્ર કરેલા ભારી સૈન્યને વિખેરી નાંખ્યું.

જો કે ભટ્ટ લોકોના લેખો મુજબ બાદશાહની કૃપાથી જ રાણો શાંતિ ભોગવતા હતા, પરન્તુ શું મહારાણો પ્રતાપ કંઈ દુશ્મનના અનુગ્રહ ઉપર રાજ ભોગવે કે? પોતાની માતૃભૂમિને સ્મશાનવત્ બનાવી દેનાર અકબર આનંદથી રાજ ભોગવી રહ્યો હતો તે તેને અંતરમાં બહુ જ સાલી રહ્યું હતું. પરન્તુ હવે તેઓ વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કરી ચૂકયા હતા એટલે જે કંઈ તેમણે કર્યું તે જ તેમના સમાન વયવાળો મનુષ્ય સતત પચીસ વર્ષ જંગલમાં રખડવાનાં દુઃખો ભોગવીને પણ કરે તે વધારે હતું. યુવાવસ્થામાં મહાન્ સંકટો ભોગવવાના કારણે તેમને વૃદ્ધાવસ્થા વહેલી પ્રાપ્ત થઈ હતી. જો કે વૃદ્ધાવસ્થાની સાથે સાથે દુર્બલતા અને અશક્તિ પણ તેમના શરીરમાં આવી ગઈ હતી. ઉપરાંત તેમના મનમાં ચિત્તોડનો ઉદ્ધાર કરવાની અને પોતાના દુશ્મનો નિશ્ચિન્તતાથી રાજસુખો ભોગવતા હતા તેની પણ ભારે ચિંતા ધમી રહી હતી.

જો કે તેઓ ઉદયપુરનું રાજ્ય પુનઃ પ્રાપ્ત કરી શક્યા હતા, છતાં પણ તેમના મનમાંથી ચિત્તોડનો ઉદ્ધાર કરવાની ચિંતા નાશ પામી નહોતી. તેઓ હરહમ્મેશ વિચાર કરી રહ્યા હતા કે "અરે રે! જે ચિત્તોડના બચાવાર્થે ગિહલોત્ વંશના અનેક વીર પુરૂષોએ પોતાના પ્રાણાર્પણ કર્યાં અને જેમના સમયમાં અનેક ગિહલોત્ ક્ષત્રાણીઓએ જૌહારનું અવલંબન કર્યું તે જ ચિત્તોડનો હું ઉદ્ધાર કરી શક્યો નહીં. પછી ઉદયપુરની પ્રાપ્તિથી મેં શું કર્યું? અરેરે! મેં અનેક પ્રકારનાં કષ્ટો સહન કર્યાં છતાં પણ મારાથી ચિત્તોડનો ઉદ્ધાર થઈ શક્યો નહીં." આ મહાન્ ચિંતાથી પ્રતાપી પ્રતાપ રાત્રિ દિવસ ચિંતામાં જ રહ્યા કરતો હતો. તેનું હૃદય ચિત્તોડની ચિંતાથી અનેક પ્રકારે ડામાડોલ થયા કરતું હતું. આ તેમના વિચારમાં ને વિચારમાં તેઓ કદાપિ કદાપિ ઉન્માદિત બની જતા હતા, કદાપિ ઉત્તેજિત બની જતા હતા અને કદાપિ બેશુદ્ધ પણ બની જતા હતા. આ ચિંતાએ તેમના હૃદયમાં એવું દ્રઢ ગ્રહ કર્યું કે તેમનું મૃત્યુ દિવસે દિવસે વધારે ને વધારે તેમની નજીકમાં આવતું ગયું.

ભટ્ટ લોકો પોતાના ગ્રન્થોમાં જણાવે છે કે મહારાણા પ્રતાપે જો કે ઉદયપુરનું સમગ્ર રાજ્ય પ્રાપ્ત કર્યું હતું, છતાં પણ ચિત્તોડની ચિંતામાં ને ચિંતામાં તેનું શરીર ઘસાયું. તેને લડાઇમાં લડતાં અનેક ઘા વાગ્યા હતા તેનાં ચિન્હો તેના અંગ ઉપર હતાં. તેની તેને લગાર પણ પરવાહ નહોતી, પરન્તુ ચિત્તોડની પ્રાપ્તિની તેને ભારે ચિંતા થઈ રહી હતી. જે મહારાણાને રાજ્ય છોડતાં, જંગલમાં કઠોર પ્રકારની પીડા સહન કરતાં કંઈ પણ દહેશત કે ચિંતા નહોતી થઈ, તે જ પ્રતાપને રાજ્ય પ્રાપ્ત કર્યાં પછી માત્ર ચિત્તાડના ઉદ્ધારની ભયંકર ચિંતા થઈ આવી. પ્રતાપનું જે હૃદય કઠોર પ્રકારની પીડાઓ સહન કરતાં પણ ભગ્ન થતું નહોતું તે જ હૃદય આજે ટૂકડે ટૂકડા થઈ જતું હતું. તેમના અંતિમ સમયનું વૃત્તાંત સાંભળીને પાષાણ હૃદય પણ પીગળી જાય છે. તો પછી મનુષ્યનું હૃદય પીગળી તેમાંથી અશ્રુઓની ધારાઓનું વહન થાય તેમાં શું નવાઈ? તેઓ જે વીરતામય જીવન ગાળી રહ્યા હતા, તે જ વીરતામય તેઓ મરણ પણ પામ્યા હતા. તેમને ક્ષત્રિયોના ગુરુનું પદ પ્રાપ્ત થયું છે તે યોગ્ય જ છે. જો ક્ષત્રિયો તેમના ચરિત્રોનું અત્યારે પણ આંતરદષ્ટિથી અવલોકન કરે તો તેઓ ક્ષત્રિય જાતને ઓળખી શકે, એમાં લેશ પણ શંકા નથી, પરન્તુ તેમનાં ચરિત્રોનું આંતરદષ્ટિથી અવલોકન કરનાર ક્ષત્રિયો જ અત્યારે ક્યાં છે? કે જેઓ ક્ષત્રિય બનવાની ઇચ્છા સરખી પણ રાખે.

હવે પ્રતાપી પ્રતાપ મહારાણાનો અંતિમ દિવસ તેની નજીકને નજીક આવતો ગયો. તેમનું શરીર બિલકુલ કૃષ થઈ ગયું. તેમનામાં પથારીમાંથી ઉઠવાની પણ શક્તિ રહી નહીં, તેઓ હાલી ચાલી શકવાની શક્તિ પણ ગુમાવી બેઠા. છતાં પણ તેમના શરીર પિંજરમાંથી તેમનો પ્રાણ પંખેરૂ નિકળતો નહોતો. એમના મનમાં કોઈ ભારી ચિંતા ઘોળાયા કરતી હતી અને તેથી તેમનો પ્રાણ નિકળતો નહોતો. તેઓ પેશોલા* તળાવ ઉપરની પોતાની પર્ણકુટીમાં સુતા હતા. આ વખતે તેમના તમામ સરદારો તેમના પાસે આવ્યા અને મહારાણાની અંતિમ સ્થિતિ જોઈ તેમના સરદારોનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. સલુંબરના સરદારે મહારાણાને પૂછ્યું "અન્નદાતાર, આપનો પવિત્ર આત્મા એવા કયા દુઃખથી દુઃખી થાય છે?" મહારાણાએ ધીમા થરથરતા અવાજથી ઉત્તર આપ્યો. "વ્હાલા સરદારો! જો તમારા મોંમાંથી જ્યાં સુધી અમારા શરીરમાં પ્રાણ રહેશે ત્યાં સુધી અમો અમારી પવિત્ર માતૃભૂમિને શત્રુના હાથમાં જવા દઇશું નહીં." એટલા શબ્દો નિકળશે તો મારા પ્રાણ સુખપૂર્વક પ્રયાણ કરશે. તમો જાણો જ છો કે કુંવર અમરસિંહ અમારા પૂર્વજોની મર્યાદાનું રક્ષણ કરી શકે તેમ નથી, તે મોજ શોખીલો મનુષ્ય છે. તે આ પર્ણકુટીઓના સ્થળે મહાલયો બંધાવશે. અમરસિંહ મેવાડની દુર્દશા વિસરી જઈ અનેક પ્રકારના વિલાસો ભોગવશે ને માતૃભૂમિનું ગૌરવ વિસરી જશે. અને સ્વાધીનતાના સૂત્રને પણ તિલાંજલી આપશે. અને તમો સર્વ પણ કદાચ રાજાના પગલે ચાલી મેવાડના પવિત્ર અને શ્વેત યશમાં કલંક લગાડનાર નિવડશો." મહારાણાનાં વચનો પુરાં થયાં એટલે સરદારોએ એક બીજા સામું જોયું, જાણે તેઓ ઘેરથી જ મહારાણાને આવો ઉત્તર આપવો પડશે તેનો વિચાર કરીને આવ્યા ન હોય! એમ સર્વ સાથે જ બોલી ઉઠ્યા "અન્નદાતાર! અમો પ્રતિજ્ઞાઓ લઇને કહીએ છીએ કે, જ્યાં સુધી અમારામાંથી એક

* મહારાણાએ જો કે ઉદયપુરનું રાજ્ય પ્રાપ્ત કર્યું હતું છતાં પણ તેઓ પોતાની પ્રતિજ્ઞાથી ચ્યૂત થયા નહોતા. તેઓ રાજમહેલમાં ન રહેતાં પેશોલા નામના તળાવના કિનારા ઉપર સાધારણ પર્ણકુટીઓ તૈયાર કરાવી તેમાં રહેતા હતા. તેઓ છત્રપલંગ કે સોના રૂપાના પલંગો ઉપર ન પોઢતાં આ પર્ણકુટીઓમાં દર્ભાદિ ઘાસ ઉપર સુતા હતા. વળી તેઓ સુવર્ણ અને રૌપ્ય વાસણોમાં ભોજન કરતા નહોતા, પરન્તુ પાતલ અને દોનામાં જ ભોજન કરતા હતા. આવી કઠિન પ્રતિજ્ઞા કરનાર અને કરે તો પણ તેને સાંગોપાંગ નિભાવનાર પણ કયા રાજપૂતો છે? ખુદ્દ તેમના જ વંશજોએ પછીથી પર્ણકુટીઓના સ્થળે મેહેલો બંધાવ્યા. ઘાસના બદલામાં પથારી નીચે એક તૃણ રાખવા લાગ્યા અને પાતલોના બદલામાં સોના રૂપાનાં વાસણો નીચે વૃક્ષનાં પાંદડાં રાખતા થયા હતા.

માણસનું અસ્તિત્વ હશે ત્યાં સુધી કોઈ પણ શત્રુ મેવાડભૂમિ ઉપર પોતાનો અધિકાર સ્થાપિત કરી શકશે નહીં." પોતાના સરદારોનાં આ સંતોષકારક વચનો સાંભળી મહારાણો બહુ જ પ્રસન્ન થયા. તેમની સર્વ ચિંતા, સર્વ કષ્ટ, અને સર્વ શંકાઓનું નિવારણ થઈ ગયું. તેમના મુખ ઉપર એક દિવ્ય પ્રકારનું તેજ પ્રકટી આવ્યું. તેમના અવયવોની હાલવા ચાલવાની શક્તિ ધીમે ધીમે મંદતા ધારણ કરી ગઈ. અને એક અલૌકિક પ્રકારના આનંદનો ભાવ તેમના મોં ઉપર દેખાવા લાગ્યો. આ પ્રમાણે સમગ્ર જીંદગી સંકટમાં વિતાડનાર ઉદયપુરનો મહારાણો પ્રતાપી પ્રતાપ પોતાના સમગ્ર સરદારોરૂપી નક્ષત્રોમાંથી એક મહાન સૂર્યરૂપી નક્ષત્ર તૂટી પડ્યું, અને ભારતભૂમિને હમ્મેશના માટે દુઃખદ સ્થિતિમાં મૂકી, મેવાડ ભૂમિને રંડાપો આપી, આ લોકનો ત્યાગ કરી સંવત્ ૧૬૫૩ ની સાલમાં પરલોક યાત્રા કરવા ગયો.

મહારાણાના અવસાનની કવિતા, કવિઓએ કરેલી છે જે આ નીચે આપવામાં આવી છે.

છપ્પય.—અસ લેગો અણદાગ, પાઘ લેગો અણનામી;
ગૌ આડા ગવડાય, જિકો બહતો ધુર બામી.
નવરોજે નહ ગયો, ન ગો આતસાં નવલ્લી;
નગો ઝરોખાઁ હેઠ, જેઠ દુનિયાણ દહલ્લી.
ગહલોત રાણ જીતી ગયો, દસણ મૂંદ રસણા ડસી;
નીસાસ મૂક ભરિયા નયણ, તો મૃત શાહ પ્રતાપસી.

ભાવાર્થઃ—હે મહારાણા પ્રતાપસિંહ! તારૂં મૃત્યુ થવાથી પાદશાહે દાંતોમાં જીભ લીધી, અને નિઃશ્વાસ સાથે નેત્રો ભર્યાં અર્થાત્ કે આપના કાળવશ થવાથી પાદશાહે પણ પોતાનો શોક પ્રકટ કર્યો કે, "હાય! ગેહલોત રાણો જીતી ગયો. એ પોતાના અશ્વને વગર દાગે જ અર્થાત્ પાદશાહી ચિન્હથી અંકાવ્યા સિવાય જ લઈ ગયો. અરેરે! તે પોતાની પાઘડીને નમાવ્યા સિવાય જ લઈ ગયો. અર્થાત્ કે દરબારમાં આવી તેણે કદાપિ પણ મસ્તક નમાવી સલામ કરી નહીં. જે સતત વિરૂદ્ધ ભાવની ધોંસરીને પણ ધારણ કરતો હતો અર્થાત્ જે મહા પ્રતાપી શત્રુ હતો—તે ગયો. હાય! તે વીર પુરૂષ કદાપિ પણ નવરોજામાં ન આવ્યો. એણે કદાપિ પણ આતશ સંબંધી કષ્ટ ન સહ્યાં. અરે રે! તે સંસારમાં અતિ ઉંચા પ્રતિષ્ઠાના શિખર ઉપર બેઠો, તે કદાપિ પણ દિલ્હીના પાદશાહના ઝરોખા નીચે ન આવ્યો. (આવી રીતે પાદશાહને પોતાની પ્રતિષ્ઠામાં ન્યૂનતા જણાઈ તે સારૂ શોક કરવા લાગ્યો.)*

* પરમાત્માની ગતિ અપાર છે, તેનો કોઇ પણ પાર પામી શક્યું નથી. વેદ જેવા પણ નન્ઇતિ–નેતિ નેતિનો પોકાર કરે છે કે જેના પ્રતાપે જે મહારાણો

